# કાપડ નિયમન





પ્રયોજક

રમણીકલાલ જયચંદભાઈ દલાલ
શાંતિલાલ મોહનલાલ શાહ

# અગત્યની સૂચના

“ કાપડ નિયમન ” પુસ્તક ગુજરાતી અને અંગ્રેજી સાથે બાંધી વહેંચવાનું ધાર્યું હતું પરંતુ પ્રેસ મુશ્કેલીઓને લીધે અંગ્રેજી વિભાગ તૈયાર થતાં ઘણું જ અસુરૂં થાય તેમ છે તેથી બન્ને ભાગો જુદા જુદા બંધાવવા અમોએ નિર્ણય કર્યો છે ને આ ગુજરાતી વિભાગ પહેલો બહાર પાડયો છે. અંગ્રેજી વિભાગ પંદર દિવસમાં બહાર પડી જશે. તે ગ્રાહકોને ~~[illegible]~~ સવા રૂપિયા વધારે આપવાથી મળશે.

**પ્રકાશક.**

# કાપડ નિયમન

: પ્રયોજક :


રમણીકલાલ જયચંદભાઈ દલાલ

બી. એ. એલએલ. બી : વકીલ

જયનિવાસ : લાખીઆની પોળ : ખાડિયા

કાંતિલાલ મોહનલાલ શાહ : એડવોકેટ

એસીસ્ટંટ સેક્રેટરી, શ્રી અંબિકા મીલ્સ


: પ્રકાશક :


ચંદ્રકાન્ત ચિમનલાલ વોરા

લૉ બુકસેલર ઍન્ડ પબ્લીશર

ગાંધી-રોડ : અમદાવાદ.



અમદાવાદના મીલ ઉદ્યોગમાં

અમૂલ્ય ફાળો આપનાર

સ્વર્ગસ્થ શેઠ હરિવલ્લભદાસ કાલીદાસને

# નિવેદન

શાંતિનાં સ્વપ્નાં ક્યાં ય અદૃશ્ય થઈ ગયાં ને જગત મહાયુદ્ધના દાવાનળમાં સપડાયું. યુદ્ધની આગ હિંદને સીમાડે આવી ને હિંદી પ્રજાજનોએ પણ તેનો તાપ વેઠવા માંડ્યો. હિંદ સંરક્ષણ ધારાના ભાથામાંથી એક પછી એક તીર છૂટવા માંડ્યાં. રેશનીંગ આવ્યું. એની ગાડીમાં કાપડ નિયમન પણ આવ્યું.

કાપડ નિયમન માટે યુદ્ધ પરિસ્થિતિ જેટલી જવાબદાર છે તેટલી જ હિંદી પ્રજા જવાબદાર છે. સોના મહોરોનો વરસાદ વરસવા છતાં લોભને થોભ ન રહે અને કાળાં બજારો ઉભાં થાય : કાપડ પેદા કરનાર દેશની ગરીબ જનતાને કાપડ માટે વલખાં મારવાં પડે: ત્યારે કાપડ નિયમન ન થાય તો શું થાય ?

એટલે પ્રજાના તારણહાર બનવા સરકારે કમર કસી ને ધારો ઘડ્યો પણ સરકાર ધારા ઘડે ને લોકો છીંડાં શોધે એ ન્યાયે ટેક્સ્ટાઇલ કમીશ્નરને ધારામાં ત્રુટીઓ જણાતી ગઈ ને જાહેરાતો બહાર પાડી એ ગાબડાં પૂરતા ગયા. પરંતુ એ કાર્ય ધાર્યા કરતાં ઘણું જ વધી ગયું ને કાયદાની પરિસ્થિતિ એવી ભૂલભૂલામણી જેવી થઈ પડી કે સાચો રસ્તો શોધવાનું કાર્ય સામાન્ય જનતા કે વ્યાપારીઓ માટે મુશ્કેલ જ બની ગયું.

સરકાર કાયદો ઘડે છે ને તેનો અમલ કરે છે. પરંતુ કાયદો સમજાવી, જનતાને યોગ્ય માર્ગે વાળી, કાયદાની ચુંગાલમાંથી તેને બચાવવાનું કાર્ય સરકાર કરતી નથી એટલે એ કાર્યની ઉપયોગિતા અમને જણાઈ ને અમે તે કાર્ય આરંભ્યું.

અમારૂં કાર્ય ધાર્યા કરતાં ઘણું લાંબુ થઇ ગયું છે. વચ્ચે સરકારી બંધનોની મુશ્કેલીઓ પણ નડી છે: નડતી રહે છે. છતાં અમે યથાશક્તિ જે કાંઈ રજુ કરી શકયા છીએ એ જનતા જરૂર આવકારશે જ.

આ કાર્યમાં શ્રીયુત શેઠ કસ્તુરભાઇ લાલભાઈએ આમુખ લખી આપી અમોને ઘણું જ પ્રોત્સાહન આપ્યું છેઃ શ્રીયુત ચંદ્રપ્રસાદ દેસાઇ, શ્રીયુત શ્યામલાલ, શ્રીયુત મનુભાઇ શાહ, શ્રી. ગુણવંતરાય પરીખ વગેરે બંધુઓએ અમોને જે સહૃદયી સહકાર આપ્યો છે તે માટે અમો તેમના ઋણી છીએ.

કાયદા સાહિત્યમાં આ કદાચ પહેલું જ ગુજરાતી પ્રકાશન હશેઃ ગુજરાતી સાહિત્યકારો આ પ્રકારના સાહિત્યને સાહિત્ય તરીકે અપનાવશે કે કેમ એ પણ શંકા છે. પરંતુ આ પણ એક પ્રકારનું સાહિત્ય જ છે ને સાહિત્યકારો જનતાને માર્ગદર્શક થવા આ ક્ષેત્રમાં પણ બહાર પડે એવી અમે આશા રાખીએ છીએ.

આ પુસ્તકથી એક પણ વ્યક્તિ છૂટકારાનો દમ ખેંચશે તો અમો અમારો પ્રયત્ન સાર્થક થયો માનીશું.

ગણેશ ચતુર્થી
જયનિવાસ
લાખીઆની પોળ
ખાડીયાઃ અમદાવાદ.

**રમણીકલાલ જયચંદભાઈ દલાલ**
**શાંતિલાલ મોહનલાલ શાહ**

# આમુખ

સને ૧૯૪૩ ની સાલમાં એપ્રિલ તથા મે માસમાં કાપડના ભાવો અસામાન્ય ઊંચી સપાટીએ પહોંચ્યા હતા. તા. ૧૭ મી જૂન ના રોજ સુતરાઉ કાપડ તથા સુતર નિયમન ધારો જાહેર કરવામાં આવ્યો અને તેના અમલ ઉદ્યોગ અને વ્યાપારના પ્રતિનિધિઓના સહકારથી શરૂ થયો. આ ધારાનો ઉદ્દેશ જનતાને કાપડ વ્યાજબી કીમતે મળતું રહે તે જોવાનો હતો. કાપડ નિયમન બોર્ડની તથા તેની પેટા સમિતિઓની ભલામણો અનુસાર કાપડ પર ભાવો છાપવાનું નક્કી થયું તથા તે અંગે વ્યાપારીઓના નફાનું નિયમન કરવામાં આવ્યું. આ વસ્તુઓના અમલ માટે કાપડ નિયમન ધારામાં સુધારા વધારા કરવામાં આવ્યા છે અને તે અંગે મૂળ ધારામાં અને આજના ધારામાં મહત્વનાં રુપાંતરો થયાં છે. તે રૂપાંતરો થતાં હાલમાં ધારો કેવી રીતે અમલમાં મૂકાય છે તેનો ખ્યાલ આ ગુજરાતી અનુવાદથી જનતાને આપવા શ્રીયુત રમણીકલાલ જયચંદ-ભાઇ દલાલ અને શ્રી. શાંતિલાલ મોહનલાલ શાહનો પ્રયાસ સ્તુત્ય છે. હું આશા રાખું છું કે આ પુસ્તક વ્યાપારી જનતાની એક અગત્યની જરૂરીઆત પૂરી પાડશે.

કસ્તુરભાઈ લાલભાઈ

# અનુક્રમણિકા


| અનુક્રમ | વિગત | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | પ્રવેશક | ૧ |
| ૨ | સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારો : ૧૯૪૩ | ૩૫ |
| ૩ | સુતરાઉ કાપડ લાઇસન્સ ધારો : ૧૯૪૪ | ૪૭ |
| ૪ | સુતરાઉ કાપડ ટપાલ વ્યવહાર પ્રતિબંધક ધારો: ૧૯૪૪ | ૧૧૨/૧૩ |
| ૫ | છીપા લાયસન્સીંગ ધારો: ૧૯૪૪ | ૧૧૨/૧૫ |
| ૬ | સુતરાઉ કાપડ સોદા પ્રતિબંધક ધારો : ૧૯૪૩ | ૧૧૩ |
| ૭ | સુતરાઉ કાપડ હેરફેર નિયમન ધારો : ૧૯૪૩ | ૧૧૫ |
| ૮ | કાપડ સુતર મૂલ્ય નિયમન ધારો: ૧૯૪૩ | ૧૨૭ |
| ૯ | સુતરાઉ કાપડ વ્યવહાર નિયમન ધારો : ૧૯૪૩ | ૧૨૯ |
| ૧૦ | સુતર લાયસન્સ ધારો : ૧૯૪૨ | ૧૪૭ |
| ૧૧ | સુતરાઉ કાપડ સુતર નિકાશ નિયમન ધારો : ૧૯૪૪ | ૧૫૧ |
| ૧૨ | અખબારી યાદીઓ | ૧૫૭ |
| ૧૩ | પરિશિષ્ઠ. | • |

# પ્રવેશક

## ૧

## નિયમન ધારો

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારોઃ ૧૯૪૩ તારીખ ૧૭ જુન ૧૯૪૩ ના રોજ બહાર પાડવામાં આવ્યો. ઇસ્વી સન ૧૯૪૩ ના જાન્યુઆરીથી એપ્રિલ સુધીના ગાળામાં કાપડ અને સુતરના ભાવ કુદકે અને ભૂસકે વધતા જતા હતા અને બજારમાં કાપડ અને સુતરની ખૂબ જ અછત જણાતી હતી. હિંદમાં કાપડનું ગંજાવર ઉત્પાદન થતું હોવા છતાં કાપડના દુષ્કાળનો ભય લાગેલો. તેથી એ ભય ટાળવા ને કટોકટી ભરી પરિસ્થિતિને પહોંચી વળવા હિંદ સરકારે નિશ્ચય કર્યો અને હિંદ સરકારના મંત્રી મી. એમ. એસ. હૈદરીએ મીલ ઉદ્યોગના તેમજ વ્યાપારીઓના પ્રતિનિધિઓનો સહકાર સાધી નિયમન ધારો બહાર પાડ્યો.

આ નિયમન ધારો દાખલ કરવામાં સરકારના બે ઉદ્દેશો છે: કાપડના વ્યાપારમાં વધતી જતી નફાખોરી અટકાવવા તેમજ વ્યાજબી કીમતે સામાન્ય જનતાને જરૂરી કાપડ મળી રહે અને બીનજરૂરી સંગ્રહખોરી અટકે તે માટે પગલાં લેવા. આ હેતુઓ પાર પાડવા સરકારે હાલ મક્કમ પગલાં ભરવા માંડ્યાં છે. મીલને ઝાંપે લેવાના કાપડના ભાવ નક્કી કરવામાં આવ્યા છે તેમજ કાપડના છૂટક વેચાણના ભાવ પણ નક્કી થયા છે. જથાબંધ કાપડ વેચનાર વ્યાપારીઓએ કેટલા ટકા નફો લેવો તે નક્કી કરવામાં આવ્યું છે. જથાબંધ તથા છૂટક કાપડ વેચી નાખવાની છેવટની તારીખ પણ ઠરાવી છે.

એકલા શણ, ઉન, રેશમ કે આર્ટીફીશિયલ સિલ્કમાંથી જે કાપડ બનતું હોય તેને આ ધારો લાગુ પડતો નથી. તે ઉપરાંત હોઝિયરી, ધોતિયાં ને સાડીઓ સિવાય તૈયાર વસ્ત્રો, બે હજાર

વારથી વધુ લંબાઈ ન હોય તેવા સીવવાના દોરા તથા સુતરનાં દોરડાં, પાટી, સુતળી વિગેરે પરચુરણ વસ્તુઓનો પણ આ ધારાના અમલમાંથી બાકાત રાખવામાં આવી છે. પરંતુ એ વસ્તુઓ વેચનાર વ્યાપારીઓને પોતે જે કાપડ યા સુતરમાંથી એ ચીજો બનાવતા હોય તેનો જથો જાહેર કરવા ફરજ પાડેલી છે. તેમજ ઉનના માલ નિયમન ધારો જેને લાગુ પડે તે કાપડ, પુસ્તક બાંધવા વપરાતું લેધર કલોથ તથા ઇમીટેશન લેધર કલોથ પણ આ ધારાના અમલમાંથી બાકાત રાખવામાં આવ્યું છે.

આ ધારો કાપડ યા સુતર યા બન્નેના ઉત્પાદક તથા વેચનારને લાગુ પડે છે: પછી ભલે તે જથાબંધ વેચનાર હોય કે છૂટક વેચનાર હોય. કોઈ માણસનો મુખ્ય ધંધો બીજો હોય ને સાથે સાથે કાપડ યા સુતર વેચવાનું રાખે તો તેને પણ આ ધારો લાગુ પડે છે. વળી આ કાયદો એક જ માણસને નહિ પણ વ્યાપારી, પેઢી યા લિમિટેડ કંપનીને પણ લાગુ પડે છે. જે કોઈ વ્યક્તિ, પેઢી યા કંપની કાપડ યા સુતર યા બન્ને વેચવાનો ધંધો કરે તે આ ધારા નીચે "વ્યાપારી" ગણાય.

## ૨

## ટેકસ્ટાઈલ કન્ટ્રોલ બોર્ડ

કાપડ યા સુતરના ઉદ્યોગના તેમજ વ્યાપારીઓના પ્રતિનિધિઓના સહકારથી આ ધારાનો અમલ કરવો અને એવા પ્રતિનિધિઓની સલાહ બને ત્યાં સુધી અપનાવવી એ શુભ આશયથી મધ્યસ્થ સરકારે કન્ટ્રોલ બોર્ડની રચના કરી છે. એ બોર્ડમાં વધુમાં વધુ પચીસ સભ્યો બેસવાના છે અને તેનો પ્રમુખ હંમેશાં બીનસરકારી વ્યક્તિ રહે એવું ઠરાવેલું છે. જો કે પ્રમુખ યા સભ્યોની નિમણુંક તો સરકાર જ કરવાની છે.

ઉદ્યોગ અને વ્યાપારને લગતા વિવિધ પ્રશ્નોની યોગ્ય છણાવટ

કરવા ટેકસ્ટાઇલ કંટ્રોલ બોર્ડે જુદી જુદી પેટાસમિતિઓ નીમી છે: મીલ સ્ટોર્સ એન્ડ મશીનરી પ્રાયોરિટીઝ એડવાઈઝરી સમિતિ, કોટન મુવમેન્ટ્સ સમિતિ, એક્સપોર્ટ એડવાઈઝરી સમિતિ ઇત્યાદિ.

આ સમિતિઓમાં જુદા જુદા પ્રકારના ઉદ્યોગ યા વ્યાપારમાં હિત ધરાવનારનું પ્રતિનિધિત્વ જાળવવામાં આવ્યું છે.

આ બધી પેટાસમિતિઓમાં ઇન્ડસ્ટ્રીઝ પેટાસમિતિ સૌથી અગત્યની છે. એ સમિતિનું મુખ્ય કામ ટેકસ્ટાઇલ કમીશ્નરને નીચેની બાબતો ઉપર સલાહ આપવાનું છે:

(૧) કાપડ અને સુતરના ભાવ નક્કી કરવા
(૨) કાપડ અને સુતરનું ઉત્પાદન વધારવા
(૩) ઉત્પાદનનું એકીકરણ યા સ્ટેન્ડર્ડાઇઝેશન કરવા
(૪) રેશનલાઇઝેશન કરવા

આ સમિતિ ફક્ત ઉદ્યોગના પ્રતિનિધિઓ એટલે મીલમાલિકોની જ બનેલી છે.

દરેક સમિતિમાં પંદર કરતાં વધુ સભ્યો નીમવાના નથી. દરેક કાયમી પેટાસમિતિમાં પાંચ કરતાં વધુ સભ્યો નીમવાના નથી. દરેક સમિતિ પોતાનો પ્રમુખ નક્કી કરશે. દરેક પેટાસમિતિમાં જો સમિતિનો પ્રમુખ સભ્ય હોય તો તે અધ્યક્ષ ગણાશે: નહિ તો પેટા સમિતિ પોતાનો પ્રમુખ નક્કી કરી લેશે.

ટેકસ્ટાઇલ કંટ્રોલ બોર્ડનું મુખ્ય કાર્યક્ષેત્ર કાપડ અને સુતરના ઉદ્યોગને લગતા તમામ પ્રશ્નો પર વિચાર કરી, ટેકસ્ટાઇલ કમીશ્નર મારફતે, હિંદ સરકારને સલાહ આપવાનું છે. કાપડ અને સુતરનો ઉદ્યોગ અને હિંદી જનતા સાથે સંકળાયેલા મુખ્ય પ્રશ્નો નીચે મુજબ છે:

(૧) કાપડનું ઉત્પાદન બને તેટલું વધારવું
(૨) નિકાશ પર યોગ્ય અંકુશો મૂકવા

(૩) યુદ્ધકાળને લીધે કાપડનું એકીકરણ કરવું

(૪) જનતાને વ્યાજબી ભાવે કાપડ મળે તે માટે ઉપાયો યોજવા

(૫) સંગ્રહખોરી અને નફાખોરી નાબુદ કરવી

(૬) કાપડના ઉદ્યોગને લગતી મશીનરી, સ્ટોર, રંગ, રસાયણ વિગેરે વ્યાજબી ભાવે મેળવવા વ્યવસ્થા કરવા.

પરંતુ ટેકસ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડે આપેલી સલાહ મધ્યસ્થ સરકારને બંધનકર્તા નથી.

હાલ ટેકસ્ટાઇલ કંટ્રોલ બોર્ડમાં નીચેના પચીસ સભ્યો છે:

**ચેરમેન**

૧. શ્રીયુત કૃષ્ણરાજ. એમ. ડી. ઠાકરશી.

**સભ્યો**

કાપડ ઉદ્યોગના પ્રતિનિધિઓ

૨ શ્રી. ટી. વી. બેડેલી
૩ શ્રીયુત કસ્તુરભાઈ લાલભાઈ
૪ શ્રીયુત સાકરલાલ બાલાભાઈ
૫ શ્રી. સી. એસ. રત્નસભાપતિ મુદલિયાર
૬ શ્રી. બી. ડબલ્યુ. બેચલર
૭ શ્રીયુત પદ્મપદ સિંગાણીયા
૮ શ્રી. જે. ટીંકર
૯ શ્રીયુત ચતુર્ભુજ ચિમનલાલ
૧૦ શ્રી રામ
૧૧ શ્રી. આર. સી. જાલ
૧૨ શ્રી. બી. એમ બાગરી
૧૩ શ્રીયુત વિઠ્ઠલ ચંદાવરકર

૧૪ શ્રી. જે. એમ. ડોક.

૧૬ શ્રી. જે. સી. લેન્કેશાયર

ઈંડિયન સેન્ટ્રલ કૅાટન કમીટીના પ્રતિનિધિઓ

૧૬ શ્રી. પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ

ઇંડિયન કંટ્રોલ કૅાટન કમીટીના પ્રતિનિધિઓ

૧૭ શ્રીયુત ચુનીલાલ બી. મહેતા

મજૂરોના પ્રતિનિધિઓ

૧૮ શ્રી. એસ. સી. મિત્ર

૧૯ શ્રી. એચ. કે. ડાંગે

ઘરાકોના પ્રતિનિધિઓ

૨૦ શ્રી. હસન ઇમામ

૨૧ શ્રી. હાજી અબ્દુલ સતાર હાજી ઇસાક

વ્યાપારીઓના પ્રતિનિધિઓ

૨૨ શ્રી. મોહનલાલ એલ. શાહ

૨૩ શ્રી. ભોગીલાલ સી. સુતરિયા

રીજીઓનલ કંટ્રોલર ઓફ રેલ્વે પ્રાયોરીટીઝ

૨૪ શ્રી. કે. જે. મેકનીલ

હાથશાળ ધરાવનારના પ્રતિનિધિ

૨૫ શ્રી. હમીરૂલ હક્ક

૩

## ટેકસ્ટાઇલ કમીશ્નર

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા અંગે ટેકસ્ટાઇલ કમીશ્નર ખૂબ જ મહત્વનું સ્થાન ધરાવે છે. આખો ય નિયમન ધારો ટેકસ્ટાઇલ કમીશ્નરે જ અમલમાં મૂકવાનો છે. ટેકસ્ટાઇલ કમીશ્નરની સત્તાઓ ખૂબ જ વિશાળ છે. પોતાની ફરજો બજાવવા ટેકસ્ટાઇલ

કમીશ્નરને વિશાળ ક્ષેત્ર સુપ્રત કરવામાં આવ્યું છે. વધારાના ટેક્સ્ટાઇલ કમીશ્નરને કમીશ્નરના જેટલી જ સત્તાઓ આપવામાં આવી છે. હાલ ટેક્સ્ટાઇલિ કમીશ્નર મી. એમ. કે. વેલોડી આઈ. સી. એસ. છે. વધારાના ટેક્સ્ટાઇલિ કમીશ્નર મી. ડી. એમ. પાસમોર છે. તેમની ઓફીસ હરારવાળા બિલ્ડીંગ, વીટેટ રોડ, બેલાર્ડ એસ્ટેઇટ મુંબાઈમાં છે.

## ૧ ટેક્સ્ટાઈલ કમીશ્નરની સત્તાઓ:

( ૧ ) હાથશાળનું કાપડ વધારેમાં વધારે કેટલું અને કેટલાસમય સુધી વ્યાપારી રાખી શકે તે નક્કી કરવું.

( ૨ ) ગમે તે પ્રકારના કાપડ યા સુતરની મીલને ઝાંપે તેમજ છૂટક કીંમત નક્કી કરવી.

( ૩ ) કાપડ યા સુતર બનાવનારે કાપડ ઉપર અને સુતરના બંડલ યા ગાંસડીઓ પર કેવી કેવી જાતના ને કયા સમયના શિક્કા મારવા તે નક્કી કરવું.

( ૪ ) કાપડ યા સુતર બનાવનાર કોઈ પણ મેન્યુફેક્ચરરને ચોક્કસ પ્રકારનું કાપડ ચોક્કસ જથામાં બનાવવાની ફરજ પાડવી યા મનાઈ કરવી.

( ૫ ) કોઈ પણ પ્રકારના કાપડ યા સુતરને કલમ ૧૩ ને ૧૪ થી બાકાત રાખવા.

( ૬ ) કોઈ પણ પ્રકારના કાપડ યા સુતરને ઠરાવેલા સમય કરતાં વધારે વખત વગર વેચેલું રાખવા છૂટ આપવી.

( ૭ ) કોઈ પણ પ્રકારના કાપડ યા સુતર બનાવનારને ત્રણ મહિનાના ઉત્પાદન કરતાં વધારે કાપડનો અને બે મહિનાના ઉત્પાદન કરતાં વધારે સુતરનો જથો રાખવા પરવાનગી આપવી.

( ૮ ) ગમે તે વ્યક્તિના પોતાના યા બીજાના ધંધાની માહિતી માગવી.

(૯) ગમે તે વ્યક્તિના કબજા યા કાબુમાં હોય તેવા ચોપડા યા દસ્તાવેજો તપાસવા યા બીજા પાસે તપાસાવવા.

(૧૦) મુદ્દામાલનું કાપડ યા સુતર શોધવા કોઈ પણ સ્થળે દાખલ થવું તથા તપાસ કરવી યા કરાવવી.

(૧૧) કોઈ પણ વ્યક્તિને કલમ ૯ યા ૧૦ માં જણાવ્યા સિવાય બીજાં કામ કરવા સત્તા આપવી.

(૧૨) સામાન્ય યા ખાસ હુકમથી કોઈ પણ મેન્યુફેક્ચરરને તેનું ઉત્પાદન પોતે જણાવે તે પ્રમાણે વેચવા ફરમાવવું.

(૧૩) ઈસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ માં માલ ખરીદ કર્યો ન હોય તેવા વ્યાપારીઓને ખાસ કવોટા આપવા યા ઈસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨માં માલ ખરીદ કર્યો હોય તેવા વ્યાપારીઓને કવોટા કરતાં વધારે માલ આપવા પરવાનગી આપવી.

(૧૪) કોઇ પણ મેન્યુફેક્ચરર, વ્યાપારી અને મેન્યુફેક્ચરર યા વ્યાપારી વતી કાપડ યા સુતર રાખનાર દરેક વ્યક્તિને પોતાની પાસેનો કાપડ અને સુતરનો જથો જાહેર કરવા ફરમાવવું.

(૧૫) કોઇ પણ વ્યક્તિને પોતાની જરૂરીઆત કરતાં કાપડ યા સુતરનો વધુ જથો રાખવા પરવાનગી આપવી.

## ૧ ટેકસ્ટાઇલ કમીશનરની ફરજો:

(૧) નિયમન ધારાનો અમલ કરવો.

(૨) ટેકસ્ટાઇલ કંટ્રોલ બૉર્ડ, તેની કોઈ પણ સમિતિ યા કાયમી પેટાસમિતિએ આપેલી સલાહ પોતાને યોગ્ય લાગે તો તે સ્વીકારવા મધ્યસ્થ સરકારને ભલામણ કરવી.

(૩) કલમ ૧૦ અને ૧૧ નીચે કોઈ પણ પ્રકારની જાહેરાત યા સૂચના બહાર પાડતાં પહેલાં ટેકસ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડ યા સમિતિ યા

પેટાસમિતિ આગળ તે પ્રશ્ન રજુ કરવો.

(૪) પોતાની અને ટેકસ્ટાઈલ કંટ્રોલ બોર્ડ, સમિતિ યા સ્થાયી પેટા સમિતિ વચ્ચે મતભેદ હોય તો તે પ્રશ્ન પર મધ્યસ્થ સરકારે જે નિર્ણય આપ્યો હોય તેનો અમલ કરવો.

(૫) કાપડની હેરફેર માટે ખાસ સગવડોની ભલામણ કરવી.

(૬) ઉદ્યોગ માટે જરૂરી કાચો માલ, મીલ સ્ટોર, રંગ યા રસાયણો વ્યાજબી ભાવે ને યોગ્ય જથામાં મેળવી આપવાં.

(૭) હિંદી પ્રજાને વ્યાજબી ભાવે કાપડ પૂરું પાડવું.

## ૪

## ટેકસ્ટાઇલ કન્ટ્રોલ બૉર્ડ અને ટેકસ્ટાઈલ કમીશ્નર

ટેકસ્ટાઈલ કન્ટ્રોલ બોર્ડ મીલ માલિકો, વ્યાપારીઓ અને ધરાકોનું યોગ્ય પ્રતિનિધિત્વ ધરાવે છે. ટેકસ્ટાઈલ કમીશ્નર મધ્યસ્થ સરકારે નિયમન ધારો અમલ મૂકવા નીમેલા અધિકારી છે. પરસ્પર સહકાર સાધી ટેકસ્ટાઈલ કમીશ્નર અને ટેકસ્ટાઈલ કન્ટ્રોલ બોર્ડ નિયમન ધારાને સફળ બનાવે તે હેતુથી કાપડ અને સુતરના ઉત્પાદનથી નિકાલ સુધી સ્પર્શતા પ્રત્યેક પ્રશ્ન ઉપર સલાહ આપવા ટેકસ્ટાઈલ કંટ્રોલ બોર્ડને અધિકાર આપવામાં આવ્યો છે. કાપડ, સુતર અને કાચા રૂની નિકાશ માટે પણ તેમની સલાહને વજુદ અપાય છે. ટેકસ્ટાઈલ કન્ટ્રોલ બોર્ડની સલાહ ટેકસ્ટાઈલ કમીશ્નરે મધ્યસ્થ સરકારને પહોંચાડવાની છે. ટેકસ્ટાઇલ કમીશ્નરને યોગ્ય લાગે તો ટેકસ્ટાઈલ કન્ટ્રોલ બોર્ડની સલાહ સ્વીકારવા મધ્યસ્થ સરકારને ભલામણ કરે અને તેને યોગ્ય ન લાગે તો ટેકસ્ટાઈલ કંટ્રોલ બોર્ડ, તેની સમિતિ યા પેટા સમિતિને પોતાનો નિર્ણય ફરી વિચારવા પાછો મોકલી આપે. પુનર્વિચારણા માટે આવેલા પ્રશ્ન પર ટેકસ્ટાઇલ કંટ્રોલ બોર્ડ, સમિતિ

યા પેટા સમિતિને તથા ટેક્સ્ટાઇલ કમીશ્નરને મતભેદ પડે તો સર્વાનુમતે યા વધુમતે એ આખો ય પ્રશ્ન મધ્યસ્થ સરકાર સમક્ષ રજુ કરી શકાય. મધ્યસ્થ સરકાર બોર્ડ, સમિતિ યા પેટા સમિતિની ભલામણ પર લક્ષ્ય આપે ને ટેક્સ્ટાઇલ કંટ્રોલ બોર્ડ, સાથે વાટાઘાટ કરી પોતાનો નિર્ણય જણાવે.

ટેક્સ્ટાઇલ કમીશ્નર કલમ ૯ પ્રમાણે કોઈ પણ પ્રકારની જાહેરાત બહાર પાડવા માગતા હોય યા કલમ ૧૦ પ્રમાણે કોઇ પણ પ્રકારનો હુકમ કરવા માગતા હોય તો તેમ કરતાં પહેલાં તેમણે એ પ્રશ્ન ટેક્સ્ટાઇલ કંટ્રોલ બોર્ડ, સમિતિ યા પેટાસમિતિ સમક્ષ મૂકવો જોઇએ. જો બોર્ડ, સમિતિ યા પેટાસમિતિ સંમત થાય તો ટેક્સ્ટાઇલ કમીશ્નર તેની જાહેરાત કરી શકે યા હુકમ આપે પરંતુ જો તે સંમત ન થાય તો તે પ્રશ્ન પર મધ્યસ્થ સરકારનો નિર્ણય છેવટનો ગણાય.

એટલે ટેક્સ્ટાઇલ કમીશ્નર, મધ્યસ્થ સરકાર અને ઉદ્યોગો યા વ્યાપારીઓનું પ્રતિનિધિત્વ જાળવતા ટેક્સ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડને જોડતા અંકોડા સમાન છે. છતાં ટેક્સ્ટાઇલ કમીશ્નર અને ટેક્સ્ટાઇલ કંટ્રોલ બોર્ડ બન્ને એક બીજાથી તદ્દન સ્વતંત્ર છે. એકનો નિર્ણય બીજાને બંધનકર્તા નથી. ગમે તે પ્રકારનો ઠરાવ થતાં પહેલાં ટેક્સ્ટાઇલ કમીશ્નર અને ટેક્સ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડ બન્નેની સંમતિની જરૂર છે. જો બન્ને સંમત ન હોય તો મધ્યસ્થ સરકારે નિર્ણય આપવો પડે. મધ્યસ્થ સરકારે નક્કી કરેલી નીતિ ટેક્સ્ટાઇલ કમીશ્નરે ટેક્સ્ટાઇલ કંટ્રોલ બોર્ડની સલાહ પ્રમાણે અમલમાં મૂકવાની છે. ટેક્સ્ટાઇલ કમીશ્નર અને ટેક્સ્ટાઇલ કંટ્રોલ બોર્ડના સબંધો ખૂબ જ નાજુક છે. તેમના પરસ્પર સહકારથી સમગ્ર નિયમન ધારો સફળ બનાવી શકાય. નિયમન ધારાને સફળ બનાવવા બન્નેએ કમર કસી છે અને નિયમન ધારાની અત્યાર સુધીની સફળતા એ બન્નેના સહકારને જ આભારી છે.

## ૫

## સુતરાઉ કાપડ અને સુતરના મેન્યુફેકચરરોને લાગુ પડતાં બંધનો

(૧) કોઈ પણ મેન્યુફેકચરર પોતાના ત્રણ મહિનાના કુલ ઉત્પાદન કરતાં કાપડનો વધારે જથો રાખી શકશે નહિ.

(૨) કોઇ પણ મેન્યુફેકચરર શાળ અને ત્રાક ઉપર ન હોય એટલે સામાન્ય રીતે કાપડ વણવામાં વપરાતું ન હોય તેવા સુતરના બે મહિનાના કુલ ઉત્પાદન કરતાં વધારે જથો રાખી શકશે નહિ. જો કાપડ યા સુતર કોઈ વ્યાપારીએ વેચાણ રાખ્યું હોય પણ તેની ડીલીવરી લીધી ન હોય તો તેવું વ્યાપારીએ ઉપાડ કર્યાં વિનાનું કાપડ યા સુતર મેન્યુફેકચરરના જથામાં ગણત્રીમાં લેવાશે નહિ પરંતુ તેવા વ્યાપારીના જથામાં ગણાશે.

(૩) ટેકસ્ટાઈલ કમીશ્નરે ફરમાવેલા શિક્કા માર્યા વિના મેન્યુફેકચરર કાપડની ડીલીવરી આપી શકશે નહિ.

(૪) ટેકસ્ટાઇલ કંટ્રોલ બોર્ડના પ્રમુખે મીલને ઝાંપે લેવા ઠરાવેલી કીમત તથા છૂટક વેચાણ કીમતના શિક્કા માર્યા સિવાય કોઇ પણ મેન્યુફેકચરર કાપડ યા સુતરની ડીલીવરી આપી શકશે નહિ.

(૫) કોઈ પણ મેન્યુફેકચરર મીલના ઝાંપે ઠરાવેલી કીમત કરતાં વધારે કીમત લઈ શકશે નહિ.

(૬) ટેકસ્ટાઈલ કમીશ્નર ફરમાવે તે ચોક્કસ જથામાં જ મેન્યુફેકચરર કાપડ અને સુતર બનાવી*શકાશે યા તેણે બનાવવું પડશે.

## ૬

## વ્યાપારીને લાગુ પડતાં બંધનો

(૧) કોઈ પણ વ્યાપારી ટેકસ્ટાઈલ કમીશ્નરે નક્કી કરેલા જથા કરતાં વધારે તથા નિયત કરેલા સમય કરતાં વધારે મુદત સુધી,

હાથવણાટનું કાપડ રાખી શકશે નહિ.

(૨) ટેકસ્ટાઇલ કમીશ્નરે નક્કી કરેલા ભાવ કરતાં કોઈ પણ વ્યાપારીથી વધારે ભાવ લઈ શકાશે નહિ.

(૩) ટેકસ્ટાઇલ કમીશ્નરે કલમ ૧૦ મુજબ કાપડ અને સુતરની વધારેમાં વધારે કીમત નક્કી કરતી જાહેરાત દરેક વ્યાપારીએ દુકાનમાં જલ્દી નજરે પડે તેવી જગ્યાએ ચોઢવી પડશે.

(૪) પૂરતા કારણ સિવાય વ્યાપારી માલ વેચવા ઇન્કાર કરી શકશે નહિ.

(૫) જે મહિનામાં કાપડની ગાંસડી બાંધવામાં આવી હોય તે તારીખથી ૭ મહિના સુધી તે ગાંસડી બાંધેલી રાખી શકાશે ત્યારબાદ તે ગાંસડી તોડી નાખવી પડશે.

(૬) જે મહિનામાં કાપડની ગાંસડી બાંધવામાં આવી હોય તે તારીખથી બાર મહિના સુધી તે ગાંસડીનું કાપડ છૂટું રાખી વેચી શકાશે. ત્યારબાદ રાખી કે વેચી શકાશે નહિ.

(૭) કાપડનો આખો તાકો એકી સાથે વેંચાય નહિ પણ કકડે કકડે વેચાય તો જે છેડા પર કાપડની કીમતના શિક્કા મારેલા હોય તે છેડો સૌથી છેલ્લો વેચવો પડશે.

(૮) ટેકસ્ટાઇલ કમીશ્નર ફરમાવે ત્યારે પોતાની પાસેના કાપડનો જથો જાહેર કરવો પડશે.

(૯) પોતાના રોજીંદા વ્યાપારમાં જરૂર પડે તે કરતાં વધારે કાપડ યા સુતરનો જથો રાખી શકાશે નહિ. મીલમાંથી માલ લેવાનો સોદો કર્યો હોય પણ ડીલીવરીની તારીખે તેની ડીલીવરી લીધી ન હોય તો તે માલ વ્યાપારીના જથામાં ગણત્રીમાં લેવાશે.

(૧૦) દરેક વ્યાપારીએ ટેકસ્ટાઇલ કમીશ્નર માગે તે તમામ વિગતો પૂરી પાડવી પડશે. જો માલ ઉપાડયો ન હોય તો મીલમાં પડેલો માલ વ્યાપારીના જથામાં ગણત્રીમાં લેવાશે.

(૧૧) સરકારી જાહેરાતથી કાપડમાં જે વળતર મળે તે દરેક વ્યાપારીએ ઘરાકને કાપી આપવું પડશે.

(૧૨) પ્રાંતિય સરકાર ઠરાવે તે પ્રમાણે શિક્કા માર્યા સિવાય તારીખ ૧ ઓગસ્ટ ૧૯૪૩ પહેલાં બનેલું કાપડ રાખી શકાશે નહિ.

(૧૩) માલ તૈયાર થતો હોય તે સ્થળથી ૧૦૦ માઈલના વિસ્તારની અંદર જથાબંધ વ્યાપારી મીલને ઝાંપે ઠરાવેલી યા મીલને આપેલી કીમત પર કાપડ માટે ચાર ટકા અને સુતર માટે ત્રણ ટકા કરતાં વધારે નફો લઈ શકશે નહિ.

(૧૪) માલ તૈયાર થતો હોય તે સ્થળથી સો માઈલના અંતરથી દૂર વ્યાપાર કરનાર બીજા વ્યાપારી પાસેથી મીલને ઝાંપે ઠરાવેલી કીમત ઉપર કાપડમાં વધારેમાં વધારે ૧૦ ટકા અને સુતરમાં વધારેમાં વધારે ૭½ ટકા લઈ શકશે પરંતુ છૂટક ઘરાક પાસેથી વધારેમાં વધારે ૨૦ ટકા નફો લઈ શકશે.

(૧૫) લાયસન્સ મેળવ્યા સિવાય કાપડનો જથો રાખી યા વેચી શકાશે નહિ.

## ૬

## ટેકસ માર્ક

કાપડની ગાંસડી બાંધ્યા પછી તેના ઉપર તે પેક કર્યાના મહિનાનો શિક્કો તથા ટેકસમાર્ક મારવામાં આવશે. તે ગાંસડી છ મહિનાથી વધારે વખત બાંધેલી રાખી શકાશે નહિ અને એ ગાંસડીનું કાપડ બાર મહિના પછી છૂટક વેચી પણ શકાશે નહિ. કાપડની સંગ્રહખોરી અટકાવવા એવું ફરમાવવામાં આવ્યું છે. એ હેતુ બર આણવા કાપડના દરેક નંગ યા તાકા ઉપર બન્ને છેડે તેમજ ગાંસડી બંધાયા પછી ગાંસડી તૈયાર થઈ હોય તે મહિનાનો શિક્કો યાને ટેકસમાર્ક છાપવાનું ફરજીયાત કરવામાં આવ્યું છે.

દરેક કાપડ યા સુતર બનાવનારે ટેક્સ્ટાઇલ કમીશ્નરને અરજી કરી પોતાના ટેકસમાર્કનો નંબર મેળવી લેવો. નવા મેન્યુફેક્ચરર પોતાના કારખાનામાં તૈયાર થયેલો કોઈ પણ જાતનો માલ વેચતાં યા ડીલીવર કરતા પહેલાં પોતાનો ટેકસમાર્ક મેળવી પોતાના માલ પર શિક્કા મારવા બંધાયલો છે. સ્ટેન્ડર્ડ કાપડ પર પણ ટેકસમાર્ક છાપવો પડશે.

પોતે સુતર ન બનાવતો હોય પણ પચીસ સાંચા શાળથી વધુ શાળવાળું કારખાનું ચલાવતો હોય તો તેમાં બનેલા કાપડ ઉપર L મૂકી ટેકસમાર્ક મારવો પડશે.

દરેક રંગનાર, ધોનાર, છાપનાર, ફીનીશર કે ભરત ભરનાર પ્રત્યેક વ્યક્તિએ પોતપોતાનો ટેકસમાર્ક મેળવી પોતાના માલ પર છાપવો જોઇએ. હાથે રંગેલા અને હાથે છાપેલા કાપડ ઉપર આગળ P મૂકી ટેકસમાર્ક છાપવો પડશે. ફક્ત દશ કરતાં ઓછા માણસો રાખી હાથે કામ કરનારને વિજળીક શક્તિનો ઉપયોગ ન કરનારે તેવો ટેકસમાર્ક મેળવવો કે છાપવો પડતો નથી.

સુતરના દરેક બંડલ ઉપર અને ગાંસડી ઉપર ટેકસમાર્ક છાપેલાં લેબલ ચોઢવાં જોઇએ.

તૈયાર ચાદરનો વ્યાપાર કરનાર દરેક વ્યાપારીએ દરેક ચાદર ઉપર ચાદરની કીમત, કિનાર ભરવાનું ખર્ચ અને કુલ કીમત દર્શાવતું લેબલ મારવું પડશે.

ટેકસમાર્ક છાપ્યા વિનાનું કાપડ યા સુતર કોઇ પણ મેન્યુફેક્ચરર વેચે યા ડીલીવર કરે અને કોઈ પણ વ્યાપારી તે ખરીદે યા રાખે તે ગુન્હેગાર છે. ટેકસ્ટાઇલ કમીશ્નરની સૂચનાઓ કરતાં જુદી યા ઉલટી રીતે ટેકસમાર્ક છાપવાનો પણ ગુન્હો છે. ટેકસ્ટાઇલ કમીશ્નરે ફરમાવ્યું ન હોય તેવી વ્યક્તિને ટેકસમાર્ક છાપવાનો અધિકાર નથી.

## નીચેની વસ્તુઓ પર ટેકસમાર્ક છાપવાની જરૂર નથી :

(૧) લશ્કરી જરૂરીઆત માટે સરકારે ખરીદેલું કાપડઃ પરંતુ તેની ગાંસડી કે પેટી ઉપર G તથા પેક કર્યાનો મહિનો છાપવો પડશે

(૨) હાથ વણાટનું કાપડ.

(૩) ૯ ઇંચથી ઓછા પનો ને ૭૨ ઇંચથી ઓછી લંબાઈનું કાપડ અને

(૪) કુલ સવા છ ચોરસ ફુટથી વધારે ક્ષેત્રફળ ન હોય તેવું ૪૩ ઈંચથી ઓછા પનાનું કાપડ એટલે હાથ રૂમાલ, નેપકીન, નાના ટુવાલ અને કાપડના તાકા બનાવતાં પડેલા કકડા વિગેરે.

દરેક પ્રકારના માલ પર, સુતર લીંટ, ગોઝ, પાટા વિગેરે વૈદ્યકીય સાધનો ઉપર ટેકસમાર્ક છાપવાની જરૂર નથી પરંતુ જે કાગળમાં તે વીંટવામાં આવ્યાં હોય તે કાગળ ઉપર ટેકસમાર્ક, મહિનો અને વર્ષ છાપવાં પડશે. દરેક મહિનાની વીસમી તારીખ પછી, આવતા મહિનાનો ટેકસમાર્ક છાપવાની છૂટ છે પરંતુ ૨૦ તારીખ પછી, પછીના મહિનાનો ટેકસમાર્ક છાપેલા માલની ડીલીવરી તે પછીના મહિનાની પહેલી તારીખ અગાઉ આપી શકાતી નથી તેમજ તે માલની તૈયાર ગાંસડી ઉપર પછીના મહિનાની પહેલી તારીખ અગાઉ ટેકસમાર્ક છાપી શકાતો નથી.

૭

## મીલને ઝાંપે ઠરાવેલી કીંમત અને છૂટક વેચાણ કીંમત.

કાપડ તથા સુતરના ભાવનિયમન માટે ટેકસ્ટાઇલ કમીશ્નરે કાપડની બાર જાતની અને સુતરની ચાર જાતની મીલને ઝાંપે તથા છૂટક વેચાણ કીમત ઠરાવી છે, મીલને ઝાંપે લેવા ઠરાવેલી કીમત અને છૂટક વેચાણ કિંમત વચ્ચે વીસ ટકાનો તફાવત રાખવામાં

આવ્યો છે. વેચાણ કીમત નક્કી કરી છે એવી જાતો સિવાય બીજી જાતોના ભાવ, તે જાત નક્કી કરેલી જાત પૈકી જે જાતને સૌથી વધારે મળતી આવતી હોય તે જાતની કીમત અને તેની કીમત વચ્ચે જેટલો ફેર હોય તેટલો ઉમેરી કે બાદ કરી, નક્કી કરવાના છે.

૪૫"×૨૦ વાર, ૪૦૦×૪૦૪ અને ૬૪×૪૪ રીડ પીક વાળી મલમલનો ભાવ નક્કી કરવો છે. આ જાત નક્કી કરેલી જાતોમાં જાહેર કરવામાં આવી નથી પરંતુ નક્કી કરેલી જાત પૈકી ૪૮"×૨૦ વાર, ૩૨૮×૩૯૬ અને ૬૪×૪૪ રીડ પીક વાળી જાતને તે મળતી આવે છે એટલે ૪૮"×૨૦ વાર વાળી મલમલનું ધોરણ રાખી ૪૫"×૨૦ વાર માટે ત્રણ ઈંચની સરાસરી કીમત બાદ કરવી જોઈએ. તેજ પ્રમાણે ૩૨૮×૩૯૬ કાઉન્ટ બદલે ૪૦૪×૪૦૪ કાઉન્ટ હોવાથી કાઉન્ટના તફાવતની રાબેતા મુજબની કીમત ઉમેરવી જોઈએ.

ઉપર મુજબ સરકારે બાંધેલા ભાવ હિંદુસ્તાનમાં વેચાતા માલને જ લાગુ પડે છે. નિકાશ કરવામાં આવતા માલને માટે જુદી વ્યવસ્થા કરવામાં આવી છે. વળી આ બાંધેલા ભાવ તારીખ ૧૯ ઓગસ્ટ ૧૯૪૩ પછી ઓગસ્ટ કે તે પછીના મહિનાની ડીલીવરીનો જે માલ હોય તેને જ લાગુ પડે છે એટલે તે પહેલાંની કોઈ પણ મુદતની ડીલીવરી મેન્યુફેક્ચરર અને વ્યાપારીએ ઠરાવી હોય તેને લાગુ પડતા નથી. આવી રીતે ભાવ બાંધવાનો હેતુ કાપડની કીમત નીચી લાવવાનો છે. જે વ્યાપારીઓએ ઉંચા ભાવના સોદા કરેલા હશે તેમને આ પ્રમાણે ભાવ બાંધવાથી લાભ થશે પરંતુ તે લાભ તેઓએ તેમની પાસેથી માલ ખરીદનાર નાના વ્યાપારીઓને યા કાપડ વાપરનારને આપવો પડશે. છૂટક વેચાણના જે ભાવ ઠરાવેલા છે તે સમગ્ર હિંદને લાગુ પડે છે. છૂટક વેચાણના ઠરાવેલા ભાવ કરતાં કોઈ પણ સંજોગોમાં ભાવ વધારે લઈ શકશે નહિ.

જે કાપડ યા સુતરની ડીલીવરી આપવાનું ડીસેમ્બર ૧૯૪૩ અને ત્યાર પછી ઠરાવેલું હોય અને તારીખ ૩૦ નવેમ્બર ૧૯૪૩

પછી જે માલની ડીલીવરી આપવામાં આવે તે કાપડ યા તેની ગાંસડી ઉપર ½ ઇંચ કે તેથી મોટા કદના અક્ષરે, મીલને ઝાંપે ઠરાવેલી વેચાણ કીમત યા તો તેથી ઓછી કીમતે માલ વેચ્યો હોય તો તે કબાલા વેચાણ કીમત તે માલ પર છાપવી જોઇએ અને તેમાં વીસ ટકા ઉમેરી છૂટક વેચાણ કીમત ગણવી જોઇએ. જો સુતરનું બંડલ યા ગાંસડી હોય તો તેના લેબલ પર મીલને ઝાંપે ઠરાવેલી કીમત યા તો તેથી ઓછી કીમતે વેચ્યું હોય તો તે વેચાણ કબાલા કીમત છાપવી જોઇએ અને છૂટક વેચાણ કીમત તેના પર પંદર ટકા ઉમેરી ગણવી જોઇએ.

**નીચેના કાપડ અને સુતર ઉપર કીમત છાપવાની જરૂર નથી:**

(૧) હાથવણાટનું કાપડ.

(૨) હાથે કાંતેલું સુતર.

(૩) નિકાશ કરવાનું કાપડ યા સુતર.

(૪) સ્ટાન્ડર્ડ કાપડ યા સરકારે મીલો પાસેથી બારોબાર ખરીદેલું કાપડ.

(૫) ત્રણ વારથી નાના માપના કકડા.

(૬) હાથે છાપેલું કાપડ.

(૭) ક જુનાદી સાડીઓ.

(૮) ૧૦ માણસ કરતાં ઓછા માણસોથી ચાલતા અને પાવર ન વાપરનાર કારખાનામાં હાથે રંગેલું સુતર.

હાથે છાપેલા કાપડના ભાવ પ્રાંતિય સરકાર બાંધી શકશે. નિકાશ માટેના કાપડ ઉપર ભાવ હાલ છાપવાની જરૂર નથી.

નીચેની વ્યક્તિઓને બાજુના ખાનામાં જણાવેલા માલ ઉપર મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીમત છાપવાની નથી.

(૧) વિવિંગ પછીના પ્રોસેસ કરનાર મેન્યુફેક્ચરરને
(૨) હાથે રંગનારને
(૩) હાથે છાપનારને
(૪) પચીસથી ઓછી સાંચાશાળ ચલાવનારને

તે માલનો અસલ ભાલો ડીસેમ્બર ડીલીવરીનો હોવો જોઇએ અને તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪ પહેલાં તે માલની ડીલીવરી આપવી જોઇએ.

ટેક્સ્ટાઇલ કમીશ્નરે જે કાપડ યા સુતરના ભાવ બાંધ્યા ન હોય તેના ભાવ પ્રાંતિય સરકાર બાંધી શકશે.

મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીમત કરતાં વધારે નાણાં લેનાર યા વધારે કીમત છાપનાર મેન્યુફેક્ચરર ગુન્હેગાર લેખાશે. કમીશન, દલાલી, વટાવ વિગેરેનો એ કીમતમાં સમાવેશ કરવામાં આવ્યો છે, એટલે મેન્યુફેક્ચરર છાપેલી કીમત ઉપરાંત એક પાઈ પણ વધારે લઇ શકશે નહિ. મીલના ઝાંપે ઠરાવેલી કીમત ઉપર જુદા જુદા વ્યાપારીઓએ કેટલો નફો લેવો તે પણ ટેક્સ્ટાઇલ કમીશ્નરે નક્કી કર્યું છે, એટલે ઠરાવેલા નફાથી વધારે નફો લેવો તે પણ ગુન્હો છે. કોઈ પણ મેન્યુફેક્ચરર બીજા મેન્યુફેક્ચરરને મીલના ઝાંપે ઠરાવેલી કીમત કરતાં વધારે કીમતે સુતર વેચી શકશે નહિ.

તારીખ ૧ ડીસેમ્બર ૧૯૪૩ પછી કોઈ પણ મીલ યા કારખાનું ભાવ છાપ્યા વિનાના કાપડની ડીલીવરી આપી શકશે નહિ. કાપડની દરેક જાતના ભાવ કેવી રીતે ગણવા તે ટેક્સ્ટાઇલ કંટ્રોલ બોર્ડે નક્કી કર્યું છે. તે પ્રમાણે દરેક મેન્યુફેક્ચરરે પોતાને ત્યાં ઉત્પન્ન થતા કાપડની તમામ જાતોના ભાવ ગણી પોતાના વિસ્તારના પેનલ મેમ્બરને મોકલવા જોઇએ. પેનલ મેમ્બર તેની ચોકસાઈ કરી ટેક્સ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડના પ્રમુખને મોકલી આપશે. તેમનો છેવટનો નિર્ણય ગેઝેટ ઓફ ઇંડિયામાં પ્રગટ કરવામાં આવશે. કોઈ પણ મીલ યા કારખાનું નવી જાત કાઢે તો તેના મેન્યુફેક્ચરરે તેને લગતી તમામ

વિગતો ટેક્સ્ટાઇલ કંટ્રોલ બોર્ડના ચેરમેનને પૂરી પાડી, તેમની પાસે તેના ભાવ નક્કી કરાવી લેવા જોઇએ. ભાવ નક્કી કરાવ્યા સિવાય યા તેવા નક્કી કરેલા ભાવ યોજના મુજબ છાપ્યા સિવાય, તૈયાર થયેલા માલની ડીલીવરી આપી શકાશે નહિ.

## ૮

## કાપડ અને સુતરનો સ્ટોક

કોઈ પણ મેન્યુફેક્ચરર પોતાના ત્રણ મહિનાના ઉત્પાદન કરતાં કાપડનો વધારે જથો રાખી શકશે નહિ.

ફક્ત કાપડ બનાવનાર કોઈ પણ મેન્યુફેક્ચરર આવતા ત્રણ મહિનામાં પોતાને સામાન્ય રીતે કાપડ બનાવવા જોઇએ તે કરતાં વધારે સુતરનો જથો રાખી શકશે નહિ.

ફક્ત સુતર બનાવનાર કોઈ પણ મેન્યુફેક્ચરર પોતે અગાઉના બે માસમાં જેટલું સુતર બનાવ્યું હોય તે કરતાં વધારે સુતરનો જથો રાખી શકશે નહિ.

કાપડ અને સુતર બનાવનાર કોઈ પણ મેન્યુફેક્ચરર આવતા ત્રણ મહિનામાં પોતાને કાપડ બનાવવા જોઇએ તેટલો જથો તેમજ પાછલા ત્રણ મહિનામાં પોતે જેટલું વધારાનું સુતર બનાવ્યું હોય તે બન્નેના ભેગા જથા કરતાં વધારે સુતરનો જથો રાખી શકશે નહિ.

ઉપરનો જથો ગણતાં શાળ ઉપરનું કાપડ અને કાપડ બનાવતાં રોકાયેલું સુતર ગણત્રીમાં લેવાશે નહિ.

કોઈ પણ વ્યાપારી પોતાની સામાન્ય જરૂરીઆત કરતાં કાપડ યા સુતરનો વધારે જથો રાખી શકશે નહિ.

કોઈ પણ વ્યક્તિ પોતાના કુટુંબની સામાન્ય જરૂરીઆત કરતાં વધુ કાપડ રાખી શકશે નહિ.

ફક્ત ધીરધારનો ધંધો કરનાર કોઈ પણ વ્યક્તિ, મેન્યુફેક્ચરર યા વેપારી વતી પોતાના કબ્જામાં સુતર યા કાપડ રાખી શકશે.

છતાં દરેક કાપડ યા સુતર બનાવનારે, દરેક કાપડ યા સુતરના વ્યાપારીએ, તેમજ ધીરધારનો ધંધો કરનાર દરેક વ્યક્તિએ પોતાની પાસેનો કાપડ અને સુતરનો જથો ટેકસ્ટાઇલ કમીશ્નરે નક્કી કરેલા પત્રકોમાં ટેકસ્ટાઇલ કમીશ્નર ફરમાવે તે અધિકારીને જાહેર કરવો પડશે. મુંબાઈ ઈલાકાના વ્યાપારીઓએ દર ત્રણ મહિને પોતાની પાસેનો કાપડનો જથો જાહેર કરવાનો છે.

મુંબાઇમાં વસતા વ્યાપારીઓએ પ્રોવીન્શીઅલ ટેકસ્ટાઇલ કન્ટ્રોલરઃ મુંબાઇને અને બીજા વ્યાપારીઓએ પોતપોતાના જીલ્લા મેજીસ્ટ્રેટને સદરહુ પત્રકો મોકલી આપવાનાં છે.

દરેક વ્યાપારીએ ફેબ્રુઆરી, મે, ઑગસ્ટ અને નવેમ્બર મહિનાની આખરનો જથો પછીના મહિનાની તારીખ ૧૦ પહેલાં જાહેર કરવો પડશે.

દરેક મેન્યુફેક્ચરરે જાન્યુઆરી, એપ્રિલ, જુલાઇ અને ઑકટોબરની આખર તારીખનો જથો પછીના મહિનાની ૧૫ તારીખ સુધીમાં જાહેર કરવો પડશે.

## ૯

## કવોટા પદ્ધતિ

હિંદ સરકારે તથા ટેકસ્ટાઇલ કમીશ્નરે સુતરાઉ કાપડ અને સુતરના વેચાણ માટે નીચેના નિયમો કરેલા છેઃ

(૧) ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ માં વેચવા માટે માલ ખરીદનાર સિવાય બીજી કોઇ પણ વ્યકિતને મેન્યુફેક્ચરર પોતાનો માલ વેચી શકશે નહિ. ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ ના વ્યાપારીઓને મુકરર કરેલા કવોટા કરતાં વધારે માલ આપી શકાશે નહિ.

(૨) ક્વોટા મળતો હોય તો પણ, લાયસન્સ વિનાના કોઇ પણ વ્યાપારીને માલ આપી શકાશે નહિ પરંતુ જે પ્રાંત યા દેશી રાજ્યમાં લાયસન્સ પદ્ધતિ દાખલ કરેલી ન હોય ત્યાંના વેપારીઓને ક્વોટા આપી શકાશે.

(૩) ટેક્સ્ટાઇલ કમીશ્નરે ખાસ હુકમથી મેન્યુફેક્ચરરના ઉત્પાદનની વહેંચણી કરી હોય તો તે પ્રમાણે જ મેન્યુફેક્ચરરે માલ વેચવો પડશે.

## ક્વોટા નક્કી કરવાની રીત: કીમત ઉપર:

| સાલ | વ્યાપારીએ લીધેલા માલની કીંમત | મેન્યુફેક્ચરરનું કુલ વેચાણ |
|---|---|---|
| ૧૯૪૦ | રૂ. ૧૦૦૦૦૦ | રૂ. ૨૦૦૦૦૦૦ |
| ૧૯૪૧ | રૂ. ૨૫૦૦૦ | રૂ. ૨૫૦૦૦૦૦ |
| ૧૯૪૨ | રૂ. ૭૫૦૦૦ | રૂ. ૫૫૦૦૦૦૦ |
| કુલ | રૂ. ૨૦૦૦૦૦ | રૂ. ૧૦૦૦૦૦૦૦ |

$$\frac{\text{વ્યાપારીએ લીધેલા માલની કીમત}}{\text{મેન્યુફેક્ચરરનું કુલ વેચાણ}} = \frac{૨૦૦૦૦૦૦ \times ૧૦૦}{૧૦૦૦૦૦૦૦} = \text{૨ ટકા}$$

એટલે અત્યારે જે ત્રિમાસિક વેચાણ કરવાનું હોય તેના બે ટકા માલનો ક્વોટા તે વ્યાપારીને આપવો જોઇએ.

કોઈ વ્યાપારીએ વ્યાપાર કરવા ફક્ત એક વર્ષ માલ લીધો હોય અને બાકીનાં વર્ષોમાં માલ લીધો ન હોય તો તેનો ક્વોટા ઓછો થાય કે નહિ તે હકીકત હજી સ્પષ્ટ નથી.

## ક્વોટા નક્કી કરવાની રીત: નંગ ઉપર:

ઉપર કીમતના ધોરણથી ક્વોટા નક્કી કર્યો: તેવી રીતે નંગના ધોરણથી પણ ક્વોટા નક્કી થઇ શકે.

ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ માં એક વ્યાપારી સામાન્ય

રીતે અગાઉ ત્રિમાસિક ગાળામાં સો:સાડીની એક એવી વીસ ગાંસડી ખરીદતો હોય તો હાલ ત્રિમાસિક ગાળાના વેચાણમાં તેને એવી વીસ ગાંસડીનો કવોટા આપવો જોઇએ. જો ગાંસડીની અંદર બાંધેલી સાડીઓની સંખ્યા એક સરખી ન હોય તો નંગ પ્રમાણે હિસાબ ગણવો જોઇએ. એટલે એંશી સાડીઓની એક એવી રીતે ગાંસડી બાંધી હોય તો તેને એવી પચીસ ગાંસડીઓનો કવોટા આપવો જોઇએ.

| સાલ | સાડી: નંગ |
|---|---|
| ૧૯૪૦ | ૨૫૦૦ |
| ૧૯૪૧ | ૩૧૦૦ |
| ૧૯૪૨ | ૧૬૦૦ |
| ૩૬ મહિના | ૭૨૦૦ સાડી |

આ પ્રમાણે ૩૬ મહિનામાં ૭૨૦૦ સાડી આપી શકાય એટલે દર મહિને ૨૦૦ સાડી મળે. એટલે ત્રિમાસિક વેચાણની સંખ્યા ૬૦૦ સાડી થાય. જો ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ના વર્ષો કરતાં વેચાણ વધ્યું યા ઘટયું હોય તો તે પ્રમાણે વધઘટ થઈ શકે.

ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ ની સાલમાં જે વ્યાપારીઓએ નિકાશ માટે કાપડ યા સુતર ખરીદયું હોય તેમને કવોટા આપવો કે નહિ તે હજી સ્પષ્ટ નથી. પરંતુ જો તે વેપારીઓએ તે માલ હિંદુસ્તાનના બજારમાં વેચ્યો હોય તો તેટલા માલનો કવોટા તેમને આપી શકાશે.

કોઇ પણ મેન્યુફેકચરર પોતાના કુલ ઉત્પાદનનો બે ટકા માલ પોતે પોતાના માણસોને યા બીજાને છૂટક વેચાણ આપી શકશે. કોઇ પણ મીલની છૂટક કાપડની દુકાન તારીખ ૩૦ એપ્રિલ ૧૯૪૪ પહેલાં ચાલુ હોય તો તેવી દુકાન મારફતે પણ કુલ બે

ટકા છૂટક કાપડ વેચી શકાશે. પરંતુ તેવી દુકાનો મારફતે જથાબંધ કાપડ યા ગાંસડી વેચી શકાશે નહિ. તેમજ મીલમાંથી અને છૂટક દુકાનમાંથી બે ટકા કરતાં વધારે વેચાણ કરી શકાશે નહિ. પરંતુ જો આવી દુકાન ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ સાલમાં ચાલુ હોય તો તેનો વ્યાપારીના જેટલો કવોટા ગણી તેટલો વધુ માલ વેચી શકાશે.

કોઇ પણ વ્યાપારીનો કવોટા સમગ્ર ત્રિમાસિક વેચાણમાં ત્રણ ગાંસડી યા તેથી ઓછી ગાંસડી થાય તો તે આપવો કે નહિ એ મેન્યુફેકચરરની મુન્સફી પર રહેશે.

કવોટાનો હક્ક હોય એવા કોઈ પણ વ્યાપારીનું લાયસન્સ રદ થાય યા કવોટાનો માલ લઈ જવાની ખબર આપ્યા પછી ૧૪ દિવસમાં તે માલની ડીલીવરી ન લે તો તેનો કવોટા રદ થશે. એવા રદ થયેલા કવોટાનો માલ બીજા વ્યાપારીઓને તેમના કવોટાના પ્રમાણમાં વહેંચી આપવામાં આવશે.

| વ્યાપારી | મળતો કવોટા | ફ ને મળતો કવોટા તેણે ન લેવાથી બીજા વ્યાપારીઓને મળતો સરાસરી કવોટા |
|---|---|---|
| | ટકા | ટકા |
| अ | ૧૫ | ૧૬ ૨/૩ |
| ब | ૧૦ | ૧૧ ૧/૯ |
| क | ૨૦ | ૨૨ ૨/૯ |
| ड | ૧૫ | ૧૬ ૨/૩ |
| इ | ૩૦ | ૩૩ ૧/૩ |
| फ | ૧૦ | — |
| | ૧૦૦ | ૧૦૦ |

ઈસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ માં કોઈ પણ વ્યાપારીએ વેચાણ માટે માલ ખરીદ્યો ન હોય છતાં તેમને માલ જોઇતો હોય:યા મેન્યુફેક્ચરર તેવા વ્યાપારીને માલ આપવા માગતો હોય તો તે માટે ટેક્સ્ટાઇલ કમીશ્નરની પરવાનગી મેળવવી પડશે. આવી અરજી ઇન્ડસ્ટ્રીઝ સમિતિના પોતાના વિભાગના સભ્ય મારફતે મોકલવી પડશે.

## નિકાશ

જે વ્યાપારી પાસે તારીખ ૩૦ જૂન ૧૯૪૪ સુધીનો ચાલુ નિકાશ પરવાનો હોય તે વ્યાપારીને માલ વેચી શકાશે યા તેવા વ્યાપારીને ડીલીવરી પણ આપી શકાશે. કોઈ પણ વ્યાપારી પાસે તારીખ ૧ જૂલાઈ ૧૯૪૪ થી તારીખ ૩૦ સપ્ટેમ્બર ૧૯૪૪ સુધી ચાલુ નિકાશ પરવાનો હોય કે કવોટા સર્ટીફીકેટ હોય તો તેને વાયદા ડીલીવરીની શરતે માલ વેચી શકાશે પરંતુ કબાલો કરતાં પહેલાં પરવાના કે કવોટાના પ્રમાણપત્ર ઉપર નીચેની હકીકત લખવી પડશે:

(૧) ખરીદનારનું નામ
(૨) કાપડ યા સુતરની જાત
(૩) જથ્થો
(૪) મીલ ડીલીવરીની મુદત
(૫) પ્રોવીઝનલ કીમત

કેટલીક મીલોએ ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ ની સાલમાં પોતાનું કાપડ એક જ સેલીંગ એજન્ટ મારફતે યા વધારે સેલીંગ એજન્ટો મારફતે વેચ્યું હોય તો કવોટાનો હક્ક એ સેલીંગ એજન્ટ યા એજન્ટોને મળે નહિ પરંતુ તેમની પાસેથી માલ ખરીદનાર વેપારીઓને મળે. ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ ની સાલમાં મીલના બધા માલના સોદા આવા સેલીંગ એજન્ટના નામના જ બનેલા હોય અને એવા સેલીંગ એજન્ટ અને વ્યાપારીઓ વચ્ચે પછી સોદા થએલા હોય પરંતુ મીલ અને વ્યાપારીઓ વચ્ચે સોદા ન થયા

હોય છતાં સામાન્ય રીતે આવો ક્વોટા સેલીંગ એજન્ટ યા એજન્ટો પાસેથી માલ ખરીદનાર વ્યાપારીઓને તેમની ખરીદીના ધોરણ ઉપર મળે, નહિ કે આખો ક્વોટા સેલીંગ એજન્ટને મળે.

ક્વોટા આપવા બાબતમાં વેપારીઓને કઈ જાતના માલનો ક્વોટા આપવો તે પણ ટેકસ્ટાઇલ કમીશ્નરે જણાવેલું છે. બનતા સુધી ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ ની સાલમાં વ્યાપારી જે માલ ખરીદતો હોય તે જ જાતનો યા તેને મળતો માલ તેને આપવો જોઇએ. જો કે યુદ્ધના સંજોગોને લીધે ઘણી મીલોનું ઉત્પાદન બદલાઈ ગયું છે, તેમજ યુદ્ધની જરૂરીઆતોને લીધે ઉત્પાદન ફેરવવાની પણ જરૂર પડી છે, એટલે જો જુદા માલનો ક્વોટા આપવો પડે તો આપી શકાય પરંતુ તે સિવાય આપી શકાય નહિ. જો ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨માં કોઈ વેપારી ધોતી ખરીદતો હોય તો તેને હાલ શર્ટીંગ કે લોંગ કલોથનો માલ આપી શકાય નહિ. તે જ પ્રમાણે શર્ટીંગ ખરીદનારને મચ્છરદાની અગર ધોતી આપી શકાય નહિ.

ક્વોટા પદ્ધતિથી 'મોનોપોલી' જાળવી શકાશે નહિ પરંતુ તેનો કાંઈ પણ ઇલાજ નથી.

**વહેંચણી**

ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ માં વેચાણ માટે માલ ખરીદનાર દરેક વ્યક્તિને ક્વોટા આપવાનું ટેકસ્ટાઇલ કમીશ્નરે ફરમાન કર્યું છે. "વ્યક્તિ"માં ભાગીદારી પેઢી, હિંદુ સંયુક્ત કુટુંબની પેઢી, લિમીટેડ કંપની વગેરેનો સમાવેશ થાય છે. એટલે ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨માં વ્યાપાર કરનાર માણુસ, પેઢી, કંપની વિગેરે અત્યારે પણ વ્યાપાર કરતા હોય ને અગાઉની પરિસ્થિતિમાં બીલકુલ ફેરફાર થયો ન હોય તો તે માણુસ, પેઢી કે કંપની વગેરેને ક્વોટા મેળવવાનો હક્ક છે. જો પરિસ્થિતિમાં કાંઈ પણ ફેરફાર થયો હોય તો નીચે જણાવેલું પરિણામ આવે:

**એક જ વ્યકિત :**

ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨માં જો એક જ વ્યકિત વ્યાપાર

કરતી હોય અને તે વ્યક્તિ પોતે હાલ હયાત હોય તો તે વ્યક્તિને અને જો એવી વ્યક્તિ હયાત ન હોય ને એનું એ નામ ચાલુ રહ્યું હોય તો તેના વારસને તેની પેઢીના નામે ક્વોટાનો લાભ મળે.

એક શનાભાઈ શકરાભાઈ ઈસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨માં 'અનુપમ બ્રધર્સ' નામે વ્યાપાર કરતા હતા. એ શનાભાઈ ઈસ્વી સન ૧૯૪૩ માં ગુજરી ગયા અને તેમના પુત્ર વાડીલાલ ઈસ્વી સન ૧૯૪૩ માં એ જ નામે વ્યાપાર કરે છે તો અનુપમ બ્રધર્સને ક્વોટાનો લાભ મળી શકશે.

કોઇ પણ વ્યાપારી પોતાની પેઢીના હક્કો બીજા વ્યાપારીને વેચી દે તો તેવા હક્કો વેચાણ લેનાર વ્યાપારીને પણ ક્વોટાનો લાભ મળી શકે પરંતુ આવા હક્કો વેચનારે તારીખ ૧૦ જુલાઇ ૧૯૪૪ કે તે પહેલાં મેન્યુફેક્ચરર સમક્ષ પોતાનો હક્ક નોંધાવ્યો હોય તો વેચાણ લેનારને ક્વોટા મળે નહિ વળી હવે પછી થનાર પેઢીના વેચાણથી ક્વોટાનું વેચાણ થયેલું ગણાશે નહિ. વ્યાપારીનો ક્વોટા મેળવવાનો હક્ક અંગત છે ને તે ટેક્સ્ટાઇલ કમીશ્નર તથા મીલની સંમતિ વિના વેચી શકાય કે કેમ એ પ્રશ્ન છે.

**પેઢી :**

ભાગીદારી પેઢીઓ ત્રણ પ્રકારની હોય છે :

(૧) ઇંડિયન પાર્ટનરશીપ એક્ટ મુજબ રજીસ્ટર થયેલી.

(૨) રજીસ્ટર થયા સિવાયની

(૩) સંયુક્ત હિન્દુ કુટુંબની

ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ માં પેઢીના જે ભાગીદારો હોય તેમાં જો હાલ ફેરફાર થયો હોય તો અસલના જે ભાગીદારો ચાલુ રહ્યા હોય તેમને તે વર્ષોના તેમના ભાગના વરાડે ક્વોટા આપી શકાશે.

ઈસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ માં अ क ब ड ની એક પંચાળી પેઢી વ્યાપાર કરતી હોય ને દરેક ભાગીદારનો ચાર આનાના વરાડે હિસ્સો હોય.તેમાંથી એક ભાગીદાર છૂટો થાય યા હયાત ન હોય તો હાલ જે ત્રણ ભાગીદાર પેઢી ચલાવતા હોય તેમને બાર આનાના હિસાબે ક્વોટા મળે.

अ. ब. क. ड. નામના ચાર વ્યાપારીઓ મેસર્સ 'ક્લૉથ બાયર્સ' નામથી ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨માં વ્યાપાર કરતા હતા. ઇસ્વી સન ૧૯૪૩ ની સાલમાં આ ભાગીદારો જુદા પડે અને ફક્ત अ અને ब અગાઉની પેઢી 'ક્લૉથ બાયર્સ'ના નામથી વ્યાપાર ચાલુ રાખે છે. क પોતાના નામથી જૂદી દુકાન કરે છે અને ड કોઈ બીજા म નામના વ્યાપારીના ભાગમાં વ્યાપાર કરે છે અને તેમાં તેના પોતાના નામનું લાયસન્સ નથી પરંતુ તેમની નવી ભાગીદારીના નામનું લાયસન્સ છે.

ઉપરના સંજોગોમાં 'ક્લૉથ બાયર્સ' ની પેઢીનો કવોટા નીચે પ્રમાણે આપી શકાય:

(૧) अ અને ब દરેકને ૨૫ ટકા કવોટા મળે. નવી 'ક્લૉથ બાયર્સ' નામની પેઢીમાં તે ભાગીદાર છે એટલે પેઢીના નામે પણ લઈ શકાશે.

(૨) क ને ૨૫ ટકા કવોટા મળે. તેણે ઇસ્વી સન ૧૯૪૩ ની સાલમાં ધંધો શરૂ કર્યો છે છતાં તે અગાઉની પેઢીના ભાગીદાર તરીકે ૨૫ ટકા કવોટાનો હકદાર છે.

(૩) ड બીજા ભાગીદારની સાથે ઇસ્વી સન ૧૯૪૩ ની સાલમાં વ્યાપારમાં જોડાયો છે અને તેના પોતાના નામ ઉપર લાયસન્સ નથી છતાં તે પોતાની અગાઉની પેઢીના કવોટાના ૨૫ ટકાનો વરાડે હક્કદાર છે.

એ જ પ્રમાણે अ અને ब નામની વ્યક્તિઓ ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ની સાલમાં એક પેઢીના નામની ભાગીદારીમાં વ્યાપાર કરે છે અને ૧૯૪૩ ની સાલમાં તેઓ જુદા પડે છે અને अ એકલો અસલ પેઢીના નામની વ્યાપાર ચાલુ રાખે છે. ब મુંબાઇમાં કાપડનો ધંધો શરૂ કરે છે. તેની પાસે અમદાવાદનું લાયસન્સ નથી પરંતુ મુંબાઈનું કાપડનું લાયસન્સ છે. છતાં આ સંજોગોમાં પણ अ અને ब દરેક પેઢીનો ૫૦ ટકા કવોટા મેળવવા હક્કદાર છે.

**લીમીટેડ કંપની :**

લીમીટેડ કંપનીના શેર હોલ્ડરોમાં ગમે તે પ્રકારનો ફેરફાર થયો હોય છતાં ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ માં વ્યાપાર કરતી લીમીટેડ કંપની હાલ ચાલુ હોય તો તેને પૂરેપૂરો કવોટા મળે છે.

## ૧૦

## નિકાશ નિયમન

હિંદ સરકારે તારીખ ૮ જૂલાઇ ૧૯૪૪ ના રોજ સુતરાઉ કાપડ અને સુતર નિકાશ નિયમન ધારો બહાર પાડયો છે: તેમાં નીચેની બાબતો ખાસ ધ્યાનમાં રાખવાની છે.

(૧) મધ્યસ્થ સરકાર ગેઝેટ ઓફ ઇંડિયામાં જાહેરાત કરી નક્કી કરે તે સ્થળ યા દેશ માટે નિકાશ થતા સુતરાઉ કાપડ યા સુતર માટે જ નીચે મુજબ કીમત ઠરાવી છે:

अ નિકાશ માટેની કાપડની મીલના ઝાંપાની વધારેમાં વધારે કીમત, હિંદમાં વપરાતા કાપડ માટે ટેકસ્ટાઇલ કમીશ્નરે મીલના ઝાંપે ઠરાવેલી કીમત કરતાં ૭½ ટકા વધારે રાખવામાં આવી છે.

ब મેન્યુફેકચરર પોતે ' નિકાશ કરનાર ' હોય તો ' સ્ટાન્ડાર્ડ પ્રાઇસ ' કરતાં ૧૨ ટકા વધારે એફ. ઓ. બી. કીમતે કોઈ પણ પ્રકારનું કાપડ યા સુતર નિકાશ કરી શકે નહિ.

क મેન્યુફેકચરર પોતે નિકાશ કરનાર ન હોય તો ' સ્ટેન્ડર્ડ પ્રાઇસ ' કરતાં વીસ ટકાથી વધારે એફ. ઓ. બી. કિંમતે માલ નિકાશ થઈ શકે નહિ.

પરંતુ નિકાશ કરનારને હિંદ બહારના દેશમાં આડતિયાને કમીશન આપવું પડયું હોય તો તે વધારે કીમત રાખી શકાશે છતાં તેવી વધારે એફ. ઓ. બી. કીમત ' સ્ટેન્ડર્ડ પ્રાઇસ ' કરતાં અનુક્રમે ૧૪½ ટકા અને ૨૨½ ટકાથી વધારે રાખી શકાશે નહિ. કિંમતના ટકામાં ફેરફાર કરવાની સત્તા ફક્ત મધ્યસ્થ સરકારની જ છે.

(૨) નિકાશ પરવાના ધરાવનાર સિવાય યા તેની મારફત સિવાય કોઇ પણ વ્યક્તિ સુતરાઉ કાપડ યા સુતર નિકાશ કરી શકશે નહિ

(૩) કોઇ પણ જાતનું સુતરાઉ કાપડ યા સુતર નિકાશ થયા પછી નિકાશ વ્યાપાર નિયામક સમક્ષ તેનાં ભરતિયાં એક મહિનામાં રજુ કરવાં પડશે.

(૪) નિકાશ કરવાના કાપડ યા સુતર ઉપર મધ્યસ્થ સરકાર ફરમાવે તેવું પેકીંગ કરવું પડશે.

તારીખ ૮ જુલાઈ ૧૯૪૪ પહેલાં કોઈ પણ નિકાશ કરનારે નિકાશ કરવાનો માલ ખરીદી લીધો હોય અને તારીખ ૮ ઓગસ્ટ ૧૯૪૪ પહેલાં પોતાની પાસે ચાલુ નિકાશ પરવાનો છે એવી 'નિકાશ વ્યાપાર નિયામક'ને તે ખાત્રી કરી આપે તો તેને કિંમતના ટકાના બંધનમાંથી બાકાત રાખવામાં આવશે.

મધ્યસ્થ સરકાર જાહેર કરે તે સ્થળ યા દેશમાં નિકાશ થતા માલને જ આ નિયમન લાગુ પડે છે.

## ૧૧

## વાર્ષિક સરવૈયું

તારીખ ૧૭ જૂન ૧૯૪૩ના રોજ સુતરાઉ કાપડ અને સુતરના ઉત્પાદન અને વહેંચણીનું નિયમન કરવા હિંદ સરકારે બહાર પાડેલા અને ટેકસ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડે અપનાવેલા સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાને તારીખ ૧૭ જુન ૧૯૪૪ના રોજ એક વર્ષ પૂરૂં થયું છે.

તારીખ ૧૭ ડીસેમ્બર ૧૯૪૩ ના રોજ નિયમન ધારાના પરિણામે સંગ્રહ કરેલા કાપડના વિશાળ જથા શોધી કાઢવામાં આવ્યા છે. માર્ચ, એપ્રિલ ૧૯૪૩ની ઉંચામાં ઉંચી કાપડની કીમતમાં ચાલીસ ટકા ઘટાડો થયો છે. કાપડ હેરફેરનું યોગ્ય નિયમન કરવામાં આવ્યું છે. મીલને ઝાંપે ઠરાવેલી અને

છૂટક કીમત પહેલી જ વાર તૈયાર થયેલી ચીજ ઉપર છપાવા માંડી છે. દેશના ગ્રામ્ય બજારોમાં સરકારી સ્ટેન્ડર્ડ કાપડ વિશાળ જથામાં નજરે પડતું થયું છે ત્યાર પછી મુંબાઈમાં રૂનું બજાર બંધ કરવાનું, ચોક્કસ શરત બંધી નીચે એને ફરી ચાલુ કરવાનું, વગેરે હિંદ સરકારનાં વિવિધ પગલાંએ સટ્ટાખોરીને ખૂબ જ ગુંગળાવી નાખી છે. હિંદ સરકાર અને કન્ટ્રોલ બોર્ડે લીધેલાં વિવિધ પગલાંથી કીમતમાં પણ ધરખમ ઘટાડો થયો છે.

**નિયમન હેતુ : ઘટેલી કીમતઃ**

કાપડ નિયમનના મુખ્ય બે હેતુ છેઃ

(૧) કાપડ અને સુતરની કીમતમાં ધરખમ ઘટાડો કરવો.

(૨) યોગ્ય મુદતમાં તેના ઉત્પાદનમાં ધરખમ વધારો કરવો.

નિયમન ધારો અમલમાં આવ્યો તે પહેલાં અને આજની કીમતની સરખામણી કરવામાં આવે તો સરકારે વિપુલ સફલતા પ્રાપ્ત કરી છે. લડાઇ પહેલાં ગ્રે ડ્રીલની કીમત એક રતલે સાત આના એક પાઈ હતી, તે જુન ૧૯૪૩માં વધી દર રતલે બે રૂપિયા દસ આના થવા પામી હતી. ઈસ્વી સન ૧૯૪૪ના જાન્યુઆરીમાં એ જાતનો વધારેમાં વધારે ભાવ દર રતલે એક રૂપિયો બાર આના દસ પાઇ બાંધવામાં આવ્યો હતો અને માર્ચમાં જે ઘટાડી એક રૂપિયો દસ આના બે પાઇ અને ગયા મહિનામાં દર રતલે એક રૂપીયો સાત આના નવ પાઈ કરવામાં આવ્યો છે. લડાઈ પહેલાં બ્લીચ્ડ મલમલ દર રતલે એક રૂપિયો ચાર પાઇએ મળતું, તેના ભાવ જુન ૧૯૪૩માં વધી સવા છ રૂપિયા થયા હતા. ટેક્સ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડની ઉદ્યોગ સમિતિએ ગયા મહિનામાં એ જાતની વધારેમાં વધારે કીમત ત્રણ રૂપિયા પાંચ આના પાંચ પાઈ ઠરાવી છે. લડાઈ પહેલાં લેપર્ડ આઠ આના બે પાઇએ રતલ મળતું, તે જુન ૧૯૪૩માં ત્રણ રૂપિયે રતલ વેચાવા માંડયું હતું. આજે તેની વધારેમાં વધારે કીમત દર રતલે એક એક રૂપિયો અગિયાર આના રાખવામાં આવી છે. ઓગસ્ટ ૧૯૩૮માં

૨૦s સુતરનો ભાવ દર રતલે છ આના એક પાઈ હતો, તે જુન ૧૯૪૩માં દર રતલે બે રૂપિયા છ આના નવ પાઈ થવા પામ્યો હતો. મે ૧૯૪૪માં તેની વધારેમાં વધારે કીમત દર રતલે એક રૂપીઓ ત્રણ આના રાખવામાં આવી છે. એટલે સામાન્ય રીતે ગયા વર્ષની મધ્યમાં સુતરાઉ કાપડની જે ઉંચામાં ઉંચી કીમત હતી તે લગભગ પચાસ ટકા ઘટી જવા પામી છે. લડાઇ પહેલાં જે ઉત્પાદન ખર્ચ હતું તે અત્યારે લગભગ અઢી ઘણું વધી ગયું છે છતાં લડાઈ પહેલાંની કીમત કરતાં અત્યારની કીંમત લગભગ ત્રણ ગણી વધી છે. ઉદ્યોગે પોતે જ કીમતનો આ ઘટાડો આવકાર્યો છે તેથી એની કદર થવી ઘટે છે. દેશના બીજા કોઈ પણ ઉદ્યોગે પોતાના માલની કીમતમાં આવો અસરકારક ઘટાડો કર્યો નથી.

**વધેલું ઉત્પાદન:**

આવી પ્રગતિ ક્રમનસિબે ઉત્પાદન વધારવામાં સાધી શકાઇ નથી. આ ગાળામાં ઉત્પાદન ઠીક ઠીક પ્રમાણમાં વધ્યું તો છે જ. કેટલાંક ઉત્પાદન કેન્દ્રોમાં કોલસાની ભારે ખેંચ પડી છે, જરૂરી માલ મળ્યો નથી ને ઉત્પાદન વધારાને પહોંચી વળવા શીખેલા કારીગરોની તંગી નડી છે. લડાઈ પહેલાં વાર્ષિક ઉત્પાદન પાંત્રીસ અબજ વાર હતું તે વધી અડતાલીસ અબજ વાર થવા પામ્યું છે. હાથશાળના માલની કીમતનું નિયમન કરેલું ન હોવાથી હાથશાળનું ઉત્પાદન ઘણું વધ્યું છે. હાલ તે લગભગ વાર્ષિક વીસ અબજ વાર થયું હશે. આ પ્રમાણે આ દેશે કરેલા કાપડના કુલ અડસઠ અબજ વાર ઉત્પાદનમાંથી લગભગ તેર અબજ વાર કાપડ પરદેશ કે લશ્કર માટે નિકાશ કરવામાં આવે છે એટલે લડાઈ પહેલાં દેશમાં વહેંચણી માટે ચોસઠ અબજ વાર માલ રહેતો તેને બદલે અત્યારે લગભગ છપ્પન અબજ વાર કાપડ મળે છે.

**કાળાં બજાર**

આ પ્રમાણે કીમતમાં ધરખમ ઘટાડો કરી, કાપડ હેરફેરનું

યોગ્ય નિયમન કરી અને સંગ્રહ કરેલા કાપડના વિશાળ જથા બહાર લાવી, સરકાર અને ટેક્સ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડના પરિશ્રમને વરેલી સફલતાને બીજા ગંભીર અંતરાયો ન જ નડવા જોઇએ. કાપડ વાપરનારને કાપડ યા સુતરનો વ્યાજબી જથો પણ વ્યાજબી કીમતે મળવો જ જોઇએ.

પરંતુ કાળાં બજારે તેમનું કદરૂપું માથું ઉચક્યું. દેશના જથાબંધ બજારોમાં નિયમન ભાવો કરતાં કાપડ દશ, વીસ ટકા નહિ પણ પચાસ, સાઠ ટકા વધારે કીમતે વેચાવા લાગ્યું. ઉત્પાદન કેન્દ્રો કે મોટાં વહેંચણી કેન્દ્રોમાં દેશભરમાંથી ઘરાકો ઉલટયા પણ તેમણે એનાં દ્વાર સોનાની સાંકળે દેવાયલાં દીઠાં ને સોનાની કુંચીથી જ તે ઉઘડતાં. આવા લોહીચૂસ ને ખાઉધરી ભાવનાની જોડ પણ જડવી મુશ્કેલ છે. ગયા એપ્રિલમાં મળેલી ટેક્સ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડની સભામાં આ બદીના અસ્તિત્વની હકીકત પ્રમુખે જ જાહેર કરી ને તે નાબૂદ કરવા કડક હાથે પગલાં ભરવા ભલામણ કરી.

### બે મોરચા

સરકાર અને ટેક્સ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડે આ નવા ભયને પહોંચી વળવા બે મોરચા માંડયા છે. (૧) મીલોના ઉત્પાદનની વહેંચણી વ્યવસ્થિત કરવા પગલાં ભર્યાં છે. (૨) મેન્યુફેક્ચરર અને વ્યાપારી પોતાનાં વેચાણ વધારે અને તેમણે તૈયાર કરેલો માલ વહેંચી નાખે તેવી યોજના ઘડી છે. ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨માં જે વ્યક્તિએ મીલ સાથે વ્યવહાર રાખ્યો હોય તે સિવાય બીજા કોઇને પણ મેન્યુફેક્ચરર પોતાનો માલ વેચી શકશે નહિ એવું નિયમન ધારાથી ઠરાવવામાં આવ્યું છે. વળી આજે ટેક્સ્ટાઇલ કમીશ્નરે મુંબાઇ ઇલાકાની દશ મીલો અને મદ્રાસની બે મીલોના ઉત્પાદનની વહેંચણી કરવાનું કામ પોતાને માથે લીધું છે અને મુંબાઈ શહેરની બે મીલોના મેન્યુફેક્ચર અને ઉત્પાદનનું કુલ નિયમન સ્વાધીન કર્યું છે, સાથે સાથે ઘણા પ્રાંતોમાંથી કાળાં બજાર નાબૂદ કરવા ખતરનાક પગલાં ભરવા માંડયાં

છે. પરિણામે સંગ્રહેલો માલ બહાર આવે છે અને વ્યાપારીઓને સજા પણ કરવામાં આવી છે. મુંબાઈ સરકારે છૂટક માલ વેચવાની ત્રણસો દુકાનોને લાયસન્સ આપ્યાં છે ને હિંદ સરકારે જે મીલોના ઉત્પાદનનું નિયમન કર્યું છે તેનો માલ એ દુકાનોને પૂરો પાડવામાં આવ્યો છે. આ મીલોનું બાકીનું ઉત્પાદન કેટલાક પસંદ કરેલા પ્રાંતોના વ્યાપારીઓને પહોંચાડવામાં આવે છે. ખાસ કરીને સિંધ, પંજાબ, સંયુક્ત પ્રાંતો, બિહાર અને મદ્રાસને આ લાભ મળે છે. માલ વાપરનાર કેન્દ્રોમાંના વ્યાપારીઓને મીલમાંથી સીધો માલ પહોંચાડવામાં આવે તે પ્રયોગ માટે સુંદર ભાવિ નિશ્ચિત છે.

વહેંચણી વ્યવસ્થિત કરવાનાં અને સરકારે કાબુ હસ્તગત કર્યાનાં બન્ને પગલાં ઉપર ટીકાનો વરસાદ વરસ્યો છે. ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨માં જેમણે મીલો સાથે વ્યવહાર રાખ્યો હોય તેમની જ સાથે વ્યવહાર રાખવાનું ફરમાવી ઇસ્વી સન ૧૯૪૩માં અસ્તિત્વમાં આવેલા કેટલાક સાચા વ્યાપારીઓને ખુબ જ મુશ્કેલીમાં મૂકી દીધા છે. ઉત્પાદન નિયમન કરતાં અને કેટલાક અગત્યના વ્યાપારીઓને કામચલાઉ સાવ નાબુદ કરવામાં હિંદ સરકાર અને પ્રાંતિય સરકાર વ્યાપારના સ્વાભાવિક વળાંકો તોડી નાખશે અને કાપડ વહેંચણીનું કાર્ય વધુ કપરૂં બનાવશે. વળી આકરી સજાઓ અને શિસ્તપાલન માટે કડક પગલાંથી કાળાં બજારનું અનિષ્ટ સમૂળગુ નિવારી શકાશે નહિ. પરંતુ પ્રજાને અન્નવસ્ત્ર પૂરાં પાડવાની પહેલી ફરજ સરકારની છે. સદ્‌ભાગ્યે આ દેશમાં કાપડ ઉદ્યોગ જાતે જ કાપડ નિયમનના કાર્યમાં વ્યવસ્થિત રીતે સરકારની કુમકે આવ્યો છે. પરસ્પર સમજુતી ને ચર્ચાથી ટેકસ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડ અને સરકારે કાપડ અને સુતરના ભાવ ધીમે ધીમે ઘટાડવા માટે સંગઠિત પગલાં ભર્યાં છે. તેની વ્યાજબી વહેંચણી માટે યોગ્ય ઉપાયો લીધા છે. કાપડના ઉદ્યોગ ને વ્યાપારમાં કેટલાકના લોભને થોભ ન હોય તેથી આ બધા પ્રયત્નો મિથ્યા ન જ જવા જોઇએ.

**સ્ટેન્ડર્ડ કાપડની પ્રગતિ :**

સરકારની દોરવણી નીચે જે માલ તૈયાર કરી પૂરો પાડવામાં આવે છે એ સ્ટેન્ડર્ડ કાપડનો ઉલ્લેખ કર્યા વિના કાપડ નિયમનનું સરવૈયું અધુરૂં જ રહે. સ્ટેન્ડર્ડ કલોથની યોજનાને અનેક ભારે અંતરાયો નડયા છે છતાં ગ્રામ્ય વિસ્તારમાં આ યોજના ઘણી જ માનીતી થઈ પડી છે. પ્રાંતિય સરકારો અને દેશી રાજ્યોને અત્યાર સુધીમાં પાંચ અબજ સિત્તેર કરોડ વાર સ્ટેન્ડર્ડ કાપડ પૂરૂં પાડવામાં આવ્યું છે. તેમાંથી ત્રણ અબજ, સત્તાવન કરોડ વાર કાપડ તો વેચાઇ ગયું છે. આ દેશની ગ્રામ્ય જનતાની સગવડો જાળવવા હિંદ સરકારે જે યોજનાઓ ઘડેલી છે તે સર્વમાં સ્ટેન્ડર્ડ કાપડની યોજના શ્રેષ્ઠ નીવડી છે એમ ઘણી યે વાર પ્રાંતિય સરકારોએ કબુલ કર્યું છે. હજી પણ દેશમાં સ્ટેન્ડર્ડ કાપડ જ સસ્તામાં સરતુ મળે છે ને તેની કિંમત પણ પ્રજાના ગજા ઉપરાંત નથી.

**વ્યવસ્થિત નિકાશ :**

હિંદ બહારના દેશોની કાપડ માટેની અભૂતપૂર્વ માગણીએ ઇસ્વી સન ૧૯૪૧, ૧૯૪૨ માં કાપડના વિશાળ જથાની સ્વૈરવિહારી નિકાશ થવા દીધી. પરિણામે પરદેશી બજારમાં ઘણી હલકી જાતનું કાપડ થોક બંધ ખડકાઇ ગયું. એ અનિષ્ટ દૂર કરવા કન્ટ્રોલ બોર્ડ અને સરકારે હવે એક યોજના ઘડી કાઢી છે. તેથી કાપડ અને સુતરની નિકાશ પરના નફા પર અંકુશ મૂકવામાં આવ્યો છે. તેમજ તેના પ્રકારને પણ વ્યવસ્થિત બનાવ્યો છે. આ યોજના જેટલી જલ્દી અમલમાં આવશે તેટલું તે હિંદના સુતરાઉ કાપડના ઉદ્યોગ માટે પરદેશમાં હિંદી માલ આયાત કરતાં બજારોમાં લાભદાયી વાતાવરણ સર્જાવશે ને નભાવશે.

આજે દેશમાં કાપડનો કાળ નથી એટલી હકીકત તો આથી સ્પષ્ટ થશે જ. કાપડની કીમત ધીમે ધીમે ઘટાડયા તથા

કાપડની સુયોગ્ય વહેંચણી કરવા, ટેક્સ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડ અને સરકાર તકેદારી રાખી જ રહ્યા છે છતાં કેટલીક હકીકતોનો સામનો કર્યા વિના છૂટકો નથી. કાપડનો દુષ્કાળ નથી એ વાત સાચી છે છતાં તેનું ઉત્પાદન પણ ઓછું જ છે, દેશમાં નાણાંની છત છે અને ઝીણા કાપડની માગણી તેના ઉત્પાદન કરતાં ઘણી જ વધારે છે. હાલ ઝીણા કાપડનું ઉત્પાદન વિશાળ પ્રમાણમાં વધે એ શકય નથી. આપણે ઝાઝું ઝીણું રૂ આયાત કરતા નથી છતાં જેટલું આયાત કરીએ છીએ તેટલું લશ્કર માટે તૈયાર થતા કાપડમાં વપરાઈ જાય છે. વળી કોઈ પણ જાતનું પરદેશી સુતર તો હવે આપણે આયાત કરી શકતા જ નથી, એટલે ઝીણા કાપડની આવક ઉત્તરોત્તર ઘટતી જ જશે ને કદાચ ભવિષ્યમાં તેની માપ બંધી પણ કરવી પડશે. કરોડો જુદી જુદી જાતો વણવાને બદલે ચોકકસ પ્રકારનું યોગ્ય ઉત્પાદન વધારવા વિવિધ રીતો અપનાવવાની પણ જરૂર છે. તેથી એક કાંકરે બે પક્ષી મરાશે. કાપડના વણાટને સુંદર ટેકો મળશે અને રૂના વાવેતરને વેગ મળશે. વળી સરકારે પણ સુતરાઉ કાપડના ઉદ્યોગને રાષ્ટ્રિય ઉદ્યોગ તરીકે અપનાવી લેવાની આવશ્યકતા છે. એમ થાય તો જ તેને માટે જરૂરી યંત્રો ને સાધનો કે મશીનરીના છૂટા ભાગો પૂરા પાડવા સરકાર તરફથી સમયસરની અને ઉદાર મદદ મેળવી શકાય. સાથે સાથે વહેંચણી માટે પણ એક વ્યવસ્થિત યોજના તૈયાર કરવી ઘટે છે. કાપડના વ્યાપારીઓનો જ એ માટે વધારે સહકાર સાધવાની જરૂર છે. ઘરાકના લાભાર્થે ટુંકા પણ વ્યાજબી નફા લઇ, કામ આગળ વધારવાની સાફ દાનત અને વ્યવહારૂ મુશ્કેલીઓ નિવારવાની તમન્ના જરૂરી છે.

આજે લડાઇ પૂરી થાય તો પણ લડાઇ પછી લાંબા કાળ સુધી જગતની કાપડ માટે માગણી એટલી બધી વધારે રહેવાની છે કે આ દેશની પ્રજાના ભલા માટે મેન્યુફેક્ચરર અને કાપડની વહેંચણી ઉપર કોઇને કોઇ પ્રકારના નિયમનની તો જરૂર છે જ.

# સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારો:

## ૧૯૪૩

### ( આજ સુધી સુધારેલો )

[૧]હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મધ્યસ્થ સરકાર ફરમાવે છે:

**૧** ૧ આ ધારો 'સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારો: ૧૯૪૩' કહેવાશે.

૨ તે તાબડતોબ અમલમાં આવશે.

**૨** અમલમાં મૂકાયલા કોઇ પણ કાયદાને આ ધારો બાધક લેખાશે નહિ પરંતુ તે વધારાનો હુકમ ગણાશે.

**૩** વિષય કે પૂર્વાપર સંબંધને બાધક ન હોય તે સિવાય આ ધારામાં:

[૨]**અ** 'કાપડ' અને "સુતર: એકલા રૂમાંથી યા થોડા રૂ અને બીજી વસ્તુમાંથી, પણ વજનમાં દસ ટકાથી ઓછું રૂ ન હોય તેવી રીતે, તૈયાર કરેલું કોઈ પણ પ્રકારનું કાપડ યા સુતર: સિવાય કે:

(૧) ધોતી અને સાડી સિવાય બીજું તૈયાર કાપડ

(૩) હોઝિયરી

[૩](૩) ગરમ માલ નિયમન ધારા: ૧૯૪૪માં જણાવેલો ઉનનો માલ

[૪](૪) સામાન્ય રીતે પુસ્તકો બાંધવામાં વપરાતું લેધર કલોથ અને હલકું યા ઈમીટેશન લેધર કલોથ.

**બ** "વ્યાપારી": બીજા ધંધા સાથે કે સ્વતંત્ર રીતે, છૂટક

---

૧ નં. ૩૪ ટેક્સ (૧) ૪૩ : ન્યુ દિલ્હી : તારીખ ૧૭ જૂન ૧૯૪૩

૨ નં. ૩૪ ટેક્સ અ (૧) ૧૩/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૨૨ જાન્યુઆરી ૧૯૪૪

૩ નં. ટેક્સ (૧) ૧૫/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૧૯ ફેબ્રુઆરી ૧૯૪૪

૪ નં. ટી. બી. (૧) ૨૫/૪૪: ન્યુ દિલ્હી: તારીખ ૨૪ જૂન ૧૯૪૪

કે જથાબંધ, કાપડ યા સુતર યા બન્ને વેચનાર તથા[૫] હાથશાળનું કાપડ વણનાર (Master weaver)

[૬]क "મેન્યુફેક્ચરર" : કાપડ યા સુતર યા બન્ને બનાવનાર તથા રંગનાર, ધોનાર, ભરત ભરનાર, છાપનાર અને ફીનીશર.

ड "ટેક્સટાઇલ કમીશ્નર": મધ્યસ્થ સરકારે નીમેલા ટેક્સટાઇલ કમીશ્નર યા નીમાનાર વધારાના ટેક્સટાઇલ કમીશ્નર.

૪ ૧ આ ધારા સાથે સંકળાયલી કાપડ, સુતર કે કાચા રૂની નિકાશ વગેરે તમામ બાબતો સંબંધી અને ખાસ કરી કલમ ૧૦ અને ૧૧ નીચે ટેક્સટાઇલ કમીશ્નરની ફરજો સંબંધી ટેક્સટાઇલ કમીશ્નર મારફત મધ્યસ્થ સરકારને સલાહ આપવા, મધ્યસ્થ સરકાર ૨૫ સભ્યોનું એક "ટેક્સટાઇલ કન્ટ્રોલ બૉર્ડ" સ્થાપશે અને હવે પછી તે "બૉર્ડ" કહેવાશે.

૨ આ બૉર્ડના બીનઅધિકારી સભ્યોમાંથી મધ્યસ્થ સરકાર ચેરમેન નીમશે.

**૫** ૧ ઠરાવ કરી બૉર્ડ પોતાના સભ્યોમાંથી સમિતિઓ નીમશે અને તે સમિતિઓ મજકુર ઠરાવમાં દર્શાવેલાં કામકાજ કરશે પરંતુ આ ધારાના કામકાજ માટે ટેકનીકલ બાબતોમાં સલાહ આપવા નીમાયલી એવી પેટા સમિતિમાં અને ખાસ કરીને કીમત ઠરાવવામાં, ઉત્પાદન વધારવામાં, ઉત્પાદન નિયમબદ્ધ કરવામાં અને રેશનલાઇઝેશન વગેરે બાબતમાં 'ટેક્સટાઇલ ઈંડસ્ટ્રીઝ'ના પ્રતિનિધિઓને જ ચૂંટવામાં આવશે અને કલમ ૯ ને બાધ ન આવે તેમ, આવી તમામ બાબતોમાં સામાન્ય રીતે તેમની સલાહનો અમલ કરવામાં આવશે.

૨ એવી કોઇ પણ સમિતિમાં ૧૫ કરતાં વધારે સભ્યો ચૂંટવામાં આવશે નહિ: એ સમિતિ પોતાના સભ્યોમાંથી જ 'ચેરમેન' ચૂંટી કાઢશે.

---

૫ નં. ૩૪ ટેક્સ (૧) ૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૧૪ ઓગસ્ટ ૧૯૪૩

૬ નં. ડી. બી. (૧) ૨૪/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૧૭ જૂન ૧૯૪૪

૬ બોર્ડની એવી કોઇ પણ સમિતિ, દશ સુધી સભ્યો 'કો ઑપ્ટ' કરશે. જે વિષયને લગતી સમિતિ હશે તેના સભ્યો તે વિષયનું ખાસ જ્ઞાન ધરાવતા હશે. 'કો ઑપ્ટ' થયેલા સભ્યોના હકકો બીજા સભ્યો જેટલા જ રહેશે.

૭ ૧ બૉર્ડની સમિતિ, ઠરાવ કરી, પોતાના સભ્યોમાંથી એક સ્થાયી પેટા સમિતિ ચૂંટી કાઢશે. તે પેટા સમિતિ સદરહુ ઠરાવમાં દર્શાવેલું કામકાજ કરશે.

૨ એવી સ્થાયી પેટા સમિતિમાં પાંચ કરતાં વધારે સભ્યો ચૂંટવામાં આવશે નહિ. જો સમિતિનો ચેરમેન સ્થાયી પેટા સમિતિનો સભ્ય હશે તો તે સ્થાયી પેટા સમિતિનો પણ ચેરમેન લેખાશે.

૮ બૉર્ડ, સમિતિ યા સ્થાયી પેટા સમિતિની બેઠકો બોલાવવા, તેનું કોરમ વગેરે નકકી કરવા, ઇત્યાદિ સંચાલન સંભાળવા બૉર્ડ, મધ્યસ્થ સરકાર સાથે વાટાઘાટ કરી, નિયમો ઘડશે.

૯ ૧ કલમ ૫ કે ૭ માં સુપ્રત કરેલાં કામકાજ કરતાં બૉર્ડ, સમિતિ કે સ્થાયી પેટા સમિતિ આ ધારા સંબંધી બાબતોમાં અને ખાસ કરીને કલમ ૧૦ ને ૧૧ મુજબ ટૅકસ્ટાઇલ કમીશ્નરની ફરજો માટે ટેકસ્ટાઇલ કમીશ્નર મારફત મધ્યસ્થ સરકારને સલાહ આપશે. પરંતુ એવી રીતે અપાયલી સલાહ સ્વીકારવા જો ટેકસ્ટાઇલ કમીશ્નર મધ્યસ્થ સરકારને ભલામણ કરી શકે તેમ નહિ હોય, તો તે બૉર્ડ, સમિતિ યા સ્થાયી પેટા સમિતિને તે બાબત ફરી વિચારવા પાછી મોકલી આપશે.

૨ એવી પુનર્વિચારણા પછી પણ બૉર્ડ, સમિતિ યા સ્થાયી પેટા સમિતિની અપાયલી સલાહ સ્વીકારવા ટેકસ્ટાઇલ કમીશ્નર મધ્યસ્થ સરકારને ભલામણ કરી શકે તેમ ન હોય, તો તે પોતાની જાતે યા બૉર્ડના ચેરમેનની ભલામણથી આખો ય પ્રશ્ન મધ્યસ્થ સરકાર પાસે નિર્ણય માટે રજુ કરશે અને મધ્યસ્થ સરકાર પોતાનો

નિર્ણય આપતાં પહેલાં બોર્ડ, સમિતિ યા સ્થાયી પેટા સમિતિ સાથે વાટાઘાટ કરશે,

૩ બૉર્ડ, સમિતિ કે સ્થાયી પેટા સમિતિની ભલામણુ ન હોય તેવી કલમ ૧૦ નીચે કોઈ પણ પ્રકારની જાહેરાત બહાર પાડતાં પહેલાં યા કલમ ૧૧ પ્રમાણે કોઈ પણ પ્રકારની આજ્ઞા આપતાં પહેલાં, ટેકસ્ટાઇલ કમીશ્નર બૉર્ડના ચેરમેન જોડે વાટાઘાટ ચલાવશે ને ચેરમેન તે આખો પ્રશ્ન બૉર્ડ સમક્ષ અને યોગ્ય લાગે તો યોગ્ય સમિતિ યા પેટા સમિતિ સમક્ષ રજુ કરશે.

૪ ટેકસ્ટાઇલ કમીશ્નરને કોઈ પણ બાબતમાં સલાહની જરૂર હોય યા તેને કોઈ પણ પ્રકારની સૂચના કરવાની હોય તો તે બોર્ડના ચેરમેનને જણાવશે અને ચેરમેન તે વિગત બોર્ડ સમક્ષ રજુ કરશે ને જરૂર જણાયે યોગ્ય સમિતિ યા સ્થાયી પેટા સમિતિ સમક્ષ પણ મૂકશે.

૫ બોર્ડ, સમિતિ યા સ્થાયી પેટા સમિતિની જે સભામાં પ્રશ્ન ચર્ચવામાં આવે તેમાં હાજર રહેલા સભ્યોમાંથી વધુમતિનો અભિપ્રાય ટેકસ્ટાઇલ કમીશ્નરની દરખાસ્તથી વિરૂદ્ધ હોય ને જો ટેકસ્ટાઇલ કમીશ્નર તેવી વધુમતિની સલાહ સ્વીકારવા તૈયાર ન હોય તો તે આખો ય પ્રશ્ન મધ્યસ્થ સરકાર સમક્ષ રજુ કરશે ને મધ્યસ્થ સરકાર, બોર્ડ યા સમિતિ સાથે વાટાઘાટ ચલાવી, પોતાનો નિર્ણય આપશે.

[7]૧૦ કલમ ૯ પેટા કલમ ૩ ને બાધ ન આવે તેવી રીતે, ટેકસ્ટાઇલ કમીશ્નર ગેઝેટ ઓફ ઇંડિયામાં નીચેની જાહેરાત કરશે:

અ કોઈ પણ વ્યાપારી હાથ વણાટના કાપડનો વધારેમાં વધારે કેટલો જથો વધારેમાં વધારે કેટલા સમય સુધી રાખી શકે તે.

---

૭ નં. ૩૪ ટેકસ અ (૧) ૧૨/૪૩ : ન્યુ દિલ્હી : તારીખ ૨૪ નવેમ્બર ૧૯૪૩

ક કોઈ પણ પ્રકારનું કાપડ યા સુતર મીલને ઝાંપે, [૫]જથાબંધ અને છૂટક, વધારેમાં વધારે કેટલી કીમતે વેચાય તે.

[૮]ક્ર મેન્યુફેક્ચરરે પોતે બનાવેલા ને વ્યાપારીએ પોતાની મારફતે વેચાતા કોઈ પણ પ્રકારના કાપડ યા સુતર ઉપર છાપવાના શિક્કા અને એ શિક્કા છાપવાની રીત અને સમય.

[૭]૧૧ કલમ ૯ પેટા કલમ ૩ને અનુસરી ટેક્સ્ટાઇલ કમીશ્નર કાપડ અને સુતરના પ્રકારો, વધારેમાં વધારે કે ઓછામાં ઓછા જથા, જણાવેલા સમયમાં તૈયાર કરવા યા તૈયાર કરવાની મનાઇ કરતી અવારનવાર સુચનાઓ આપશે અને મેન્યુફેક્ચરર તેવી સૂચનાઓનો અમલ કરશે.

[૭]૧૨ ૧ કોઇ પણ મેન્યુફેક્ચરર યા વ્યાપારી કલમ ૧૦ નીચે ઠરાવેલી વધારેમાં વધારે કીમત કરતાં વધુ કીમતે કોઈ પણ પ્રકારનું કાપડ [૯]( યા સુતર ) વેચી શકશે નહિ તેમ વેચવા ઓફર પણ કરી શકશે નહિ.

[૨]૨ ઘરાકને વાપરવા વેચાણ ન આપ્યું હોય તેવા દરેક [૧૦]વ્યાપારીનાં કાપડ[૯] યા સુતરનાં વેચાણ, લેનારની મુન્સફી પ્રમાણે મોકલવાના સ્થળથી કે ગોદાઉન ડીલીવરીથી થશે [૧૧]પરંતુ કમીશન એજંટનું કમીશન ખરીદનારે આપવું પડશે.

[૨]૩ મેન્યુફેક્ચરરના સ્થળથી ૧૦૦ માઇલના અંતરમાં હોય તેવા સ્ટેશન યા ગોદાઉનથી ઘરાક સિવાય કોઇને પણ મીલના ઝાંપે ઠરાવેલી કીમત યા કબાલા કીમત યા એ બે માંથી જે કીમત ઓછી હોય તે કીમત કરતાં [૯]કાપડમાં ૪ ટકાથીવધારે કીમતે અને સુતરમાં ત્રણ ટકાથી

---

૮ નં. ટેક્સ (૧) ૧૭/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૧૮ માર્ચ ૧૯૪૪

૯ નં. ટેક્સ (૧) ૧૬/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૧૪ માર્ચ ૧૯૪૪

૧૦ નં. ૩૪ ટેક્સ (૧) ૧૪/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૫ ફેબ્રુઆરી ૧૯૪૪

૧૧ નં. ટેક્સ (૧) ૨૦/૪૪ : ન્યુ દિલ્હી તારીખ ૨૯ એપ્રિલ ૧૯૪૪

વધારે કીમતે કોઈ પણ વ્યાપારી માલ વેચી કે ખરીદી શકશે નહિ.

૨૪ મેન્યુફેક્ચરરના સ્થળથી ૧૦૦ માઇલ કરતાં વધારે અંતરે આવેલાં હોયતેવા કોઈ પણ સ્ટેશન યા ગોદાઉનથી, મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીમત કે કબાલાની કીમત યા એ બેમાંથી જે કીમત ઓછી હોય તે કીમત કરતાં[૯] (કાપડમાં ૧૦ ટકા અને સુતરમાં ૭½ ટકાથી વધારે કીમતે કોઈ પણ વ્યાપારી માલ વેચી કે ખરીદી શકશે નહિ.

૯ વિવરણ : પેટા કલમ ૩ અને ૪ માં વપરાયલા "મેન્યુફેક્ચરરનું સ્થળ" એટલે "મેન્યુફેક્ચરરની ઓફીસ નહિ પણ કારખાનાનો ભાગ" સમજવું

૨૫ કલમ ૧૦ નીચે કાપડ અને સુતર વધારેમાં વધારે કેટલી કીમતે વેચવું તે જણાવતી ટેકસ્ટાઇલ કમીશ્નર તરફથી બહાર પડેલી કે પડનારી જાહેરાતની ખરી નકલ દરેક વ્યાપારી પોતાની દુકાન પર ચોઢશે.

૨૬ પૂરતા કારણ સિવાય કોઇ પણ મેન્યુફેક્ચરર કે વ્યાપારી કોઇ પણ વ્યક્તિને કાપડ યા સુતર વેચવાનો ઇન્કાર કરી શકશે નહિ.

૨ વિવરણ: આ પેટા કલમ મુજબ ભવિષ્યમાં ઉંચી કીમત મેળવવાની ધારણા કે સંભવ પૂરતું કારણ લેખાશે નહિ.

૨૧૩ ૧ કોઈ પણ પ્રકારના કાપડ યા સુતર માટે ટેકસ્ટાઇલ કમીશ્નરે કલમ ૧૦ નીચે શિક્કા છાપવાનો તેમજ તેમ કરવાનો સમય ને રીત ઠરાવી હોય તો

અ એવા કાપડ અથવા સુતરનો દરેક મેન્યુફેક્ચરર [૮](અને દરેક વ્યાપારી) ટેકસ્ટાઇલ કમીશ્નરે ઠરાવ્યા પ્રમાણે ઠરાવેલા સમયે અને ઠરાવેલી રીતે શિક્કા છાપશે.

બ એવા કોઈ પણ કાપડ યા સુતર ઉપર મેન્યુફેક્ચરર [૮]યા વ્યાપારી સિવાય બીજી કોઇ પણ વ્યક્તિ શિક્કા છપાવી શકશે નહિ.

ક મેન્યુફેક્ચરર સિવાય બીજી કોઇ પણ વ્યક્તિ તારીખ ૩૧

ડીસેમ્બર ૧૯૪૩ પછી એ રીતે શિક્કા માર્યા સિવાય પોતાની સાચી અંગત જરૂરીઆત કરતાં વધારે કાપડ યા સુતર પોતાના કબજામાં કે પોતાના કાબુમાં રાખી શકશે નહિ.

[૨]૨ ટેકસ્ટાઇલ કમીશ્નરે નક્કી કરેલી કીમત પોતે તૈયાર કરેલા કાપડ અને સુતર ઉપર આ ધારાથી જે મેન્યુફેકચરર છાપવા બંધાયલો છે તે એવી કીમત નક્કી થયેલી ન હોવાથી છાપી શકે નહિ તો એવી કીમત નક્કી કરાવવા ટેકસ્ટાઇલ કમીશ્નરને તાબડતોબ અરજી કરશે અને ટેકસ્ટાઇલ કમીશ્નરને જરૂરી તમામ માહિતી પૂરી પાડશે અને આ ધારાની કલમો અનુસાર ટેકસ્ટાઇલ કમીશ્નરે ઠરાવેલી કીમત માલ પર છપાય નહિ ત્યાં સુધી તે કાપડ યા સુતરની ડીલીવરી કોઇને આપી શકશે નહિ કે તે માલ બીજી રીતે વગે કરી શકશે નહિ.

[૭]૧૪ (૧) તારીખ ૧ ઓગસ્ટ ૧૯૪૩ પહેલાં તૈયાર કરેલું હાથવણાટ સિવાય કોઈ પણ કાપડ યા સુતર ટેકસ્ટાઇલ કમીશ્નરની ખાસ પરવાનગી વિના

अ તારીખ ૩૧ ઓગસ્ટ ૧૯૪૩ પછી કોઇ પણ વ્યક્તિથી વગર તોડેલી ગાંસડી યા પેટીમાં રાખી શકાશે નહિ.

ब તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ પછી કોઇ પણ વ્યાપારી કે વ્યાપારી થકી કબજો ધરાવનાર કોઈ પણ વ્યક્તિથી વગર વેચાયલું રાખી શકાશે નહિ.

૨ ટેકસ્ટાઇલ કમીશ્નરે ખાસ પરવાનગી આપી હોય તે સિવાય આ ધારાની કલમો નીચે પેક કર્યાની તારીખ વાળું કાપડ યા સુતર

अ એવી તારીખ પછી [૧૨]છ મહિના કરતાં વધારે વખત કોઇ પણ વ્યકિતથી વગર તોડેલી ગાંસડી યા પેટીમાં રાખી શકશે નહિ.

ब એવી તારીખ પછી [૧૨]બાર મહિના કરતાં વધારે વખત કોઇ પણ વ્યાપારી યા વ્યાપારી થકી કોઇ પણ વ્યક્તિથી વગર વેચાયલું રાખી શકાશે નહિ.

---

૧૨ નં. ટી. બી. (૧) ૨૬/૪૪: ન્યુ દિલ્હી: તારીખ ૩ જુલાઈ ૧૯૪૪

[૭]૧૫ ટેક્સ્ટાઇલ કમીશ્નર સામાન્ય યા ખાસ હુકમથી કોઈ પણ કાપડ યા સુતર અથવા કાપડ યા સુતરની કોઈ પણ જાત કલમ ૧૩ અને ૧૪ ના અમલથી બાકાત રાખી શકાશે.

[૨]૧૫ અ કલમ ૧૪ (૧) બ અને ૧૪ (૨) બ માં જણાવ્યા પ્રમાણે એ કલમમાં દર્શાવેલી મુદ્દત દર્મીઆન જે કાપડ યા સુતરનો નિકાલ થયો ન હોય તેવા કાપડ યા સુતર પર ટેક્સ્ટાઇલ કમીશ્નર ખાસ શિક્કા છાપવાનું ઠરાવશે, તેવા શિક્કાઓ કોણ છાપશે તેમજ શિક્કા છાપવાનું લવાજમ પણ તે નક્કી કરશે. તેવી જાહેર કરેલી શરતો મુજબ જ વ્યાપારી તે માલ રાખી કે વેચી શકશે.

પરંતુ એવા શિક્કા છાપ્યા પછી કોઈ પણ વ્યાપારી યા વ્યાપારી થકી કોઇ પણ વ્યક્તિ છ મહિનાથી વધારે મુદ્દત માટે એવું કાપડ યા સુતર વગર વેચેલું રાખી શકશે નહિ.

[૧૩]૧૫ બ કલમ ૧૦ ને બાધ ન આવે તેવી રીતે પ્રાંતિય સરકાર યા આ કામ માટે તેમણે જાહેર કરેલા કોઈ પણ અમલદાર જો કોઈ પણ પ્રકારના કાપડ માટે ટેક્સ્ટાઈલ કમીશ્નરે કીમત નક્કી કરી કલમ ૧૫ અ નીચે ખાસ શિક્કા મારેલા ન હોય તો તે માટે અને હાથે છાપેલા કાપડ માટે મીલના ઝાંપે વેચવાની વધારેમાં વધારે કીમત નક્કી કરશે.

[૭]૧૬ કલમ ૧૨ અથવા [૨]કલમ ૧૫અ નીચે કોઈ પણ કાપડના કકડા ઉપર જે કિંમતે તે છૂટક વેચવાનો હોય તે કીમત એક છેડા પર છાપવાનું ઠરાવેલું હોય અને તેવો કકડો આખો વેચવામાં ન આવે તો જ્યાં તેની કીમતનો શિક્કો મારવામાં આવ્યો હશે તે ભાગ એ વ્યાપારીએ છેલ્લો વેચવો પડશે.

[૭]૧૭ ગેઝેટ ઓફ ઇંડિયામાં ટેક્સ્ટાઇલ કમીશ્નર પોતાની જાહેરાતથી સૂચવે તે તારીખે, સૂચવેલા નમૂના પ્રમાણે, સૂચવેલા

---

૧૩ નં. ટેકસ(૧)૨૧/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૨૯ એપ્રિલ ૧૯૪૪

અમલદારને દરેક મેન્યુફેક્ચરર, દરેક વ્યાપારી અને મેન્યુફેક્ચરર યા વ્યાપારીએ કાપડ યા સુતરનો જથ્થો જેને ત્યાં સાનમાં મૂક્યો હોય તેવી દરેક વ્યક્તિ પોતાની પાસેનો કાપડ યા સુતરનો જથ્થો જાહેર કરશે.

[૬]૧૮ ૧ ટેક્સ્ટાઇલ કમીશ્નરની પરવાનગી સિવાય કોઇ પણ મેન્યુફેક્ચરર કોઇ પણ વખતે

અ અગાઉના ત્રણ મહિનાના ગાળામાં પોતે તૈયાર કરેલા હોય તેવા કાપડના જથા કરતાં વધારે કાપડનો જથ્થો

બ (૧) એકલું સુતર તૈયાર કરનાર, અગાઉના બે મહિનાના ગાળામાં પોતે તૈયાર કરેલા સુતરનો જથા કરતાં વધારે સુતરનો જથ્થો

(૨) એકલું કાપડ તૈયાર કરનાર, પછીના ત્રણ મહિનાના ગાળામાં તૈયાર કરવાના કાપડમાં પોતાને વ્યાજબી રીતે જરૂર પડતા સુતરના જથા કરતાં વધારે સુતરનો જથ્થો

(૩) કાપડ અને સુતર બન્ને તૈયાર કરનાર, પછીના ત્રણ મહિનાના ગાળામાં તૈયાર કરવાના કાપડ માટે પોતાને વ્યાજબી રીતે જરૂર હોય તેટલું સુતર અને અગાઉના ત્રણ મહિનામાં પોતાની જરૂરીઆત માટે ઉપયોગમાં લેવા તૈયાર કરેલા સુતરમાંથી વધેલું સુતરઃ એ બન્નેના કુલ જથા જેટલા સુતર કરતાં વધારે સુતરનો જથ્થો રાખી શકશે નહિ.

આ પેટા કલમ માટે શાળ ઉપરનું કાપડ અને કાપડ તૈયાર કરવાની ક્રિયામાં રોકાયલું સુતર મેન્યુફેક્ચરરના જથાની ગણત્રીમાં લેવાશે નહિ.

૨ કોઈ પણ વ્યાપારી યા મેન્યુફેક્ચરર ન હોય તેવી બીજી કોઈ પણ વ્યક્તિ, ટેક્સ્ટાઇલ કમીસ્નરની પરવાનગી સિવાય કોઈ પણ વખતે પોતાની રોજીંદી જરૂરીઆત કરતાં વધારે જથ્થો રાખી શકશે નહિ.

વિવરણ: કાપડ યા સુતરમાંથી દોરડાં, પાટી પાટા યા કેનવાસ બનાવનાર કોઇ પણ વ્યક્તિની આ 'પેઠા કલમ' માટે સામાન્ય જરૂરીઆત હોય એવો માલ બનાવવા અગાઉના ત્રણ મહિનાના ગાળામાં કાપડ યા સુતરનો જેટલો જથો વપરાયો હોય તેટલો ગણાશે.

[14]१८ अ १ ટેક્સ્ટાઇલ કમીશ્નરની સામાન્ય યા ખાસ પરવાનગી સિવાય યા કલમ ૧૯ પેટા કલમ ड અથવા इ નીચે અપાયલી સૂચના સિવાય કોઈપણ મેન્યુફેક્ચરર

[15](अ) (૧) પ્રાંતિય સરકારે કરેલા નિયમો નીચે લાયસન્સ ધરાવનાર વ્યાપારી ન હોય યા,

(૨) ઈસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ ના ગાળામાં ગમે તે વખતે તેની પાસેથી વ્યાપારી તરીકે કોઇ પણ પ્રકારનું કાપડ યા સુતર ખરીદ્યું ન હોય તેવી કોઈ પણ વ્યક્તિને કાપડ યા સુતર વેચી શકશે નહિ યા વેચવા કરાર કરી શકશે નહિ.

[14]ब પેટા કલમ (૨) નીચે નક્કી કરેલા તેના ક્વોટા કરતાં વધારે કાપડ યા સુતર અગાઉના કબાલાથી કે બીજી રીતે કોઈ પણ વ્યાપારીને કોઇ પણ ત્રિમાસિક ગાળામાં ડીલીવર કરી શકશે નહિ

૨ પેટા કલમ ૧ માટે ઈસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨ ની સાલમાં એ મેન્યુફેક્ચરરે તમામ વ્યાપારીઓને કાપડની કુલ ડીલીવરી આપી હોય તેની જે કીમત થાય તે અને તે વર્ષોમાં તે વ્યાપારીને કાપડની જેટલી ડીલીવરી આપી હોય તેની જે કીમત થાય તેના પ્રમાણમાં તે વ્યાપારીના કાપડનો ક્વોટા ગણવાનો છે: સુતરનો ક્વોટા પણ એજ રીતે નક્કી કરવામાં આવશે

(૩) દરેક મેન્યુફેક્ચરર કબાલા અને ડીલીવરીનાં પત્રકો રાખશે

---

૧૪ નં. ટેક્સ (૧) ૨૨/૪૪ : ન્યુ દિલ્હી તારીખ ૨૮ એપ્રિલ ૧૯૪૪
૧૫ નં. ટી. સી. (૧) ૨૩/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૨૨ મે ૧૯૪૪

અને ટેક્સ્ટાઇલ કમીશ્નર ફરમાવશે તેવા નમુનામાં ને તે વખતે પત્રકો રજુ કરશે.

૭૧૯[૧૦] (આ ધારાનો અમલ કરાવવા) ટેક્સ્ટાઇલ કમીશ્નર

अ પોતાની કે બીજી કોઈ પણ વ્યક્તિના ધંધાની હકીકત પૂરી પાડવા કોઈ પણ વ્યક્તિને ફરજ પાડી શકશે.

ब કોઈ પણ વ્યક્તિના કે તેના કાબુ નીચેના કોઇ પણ ચોપડા કે તેના ધંધાને લગતા બીજા દસ્તાવેજો તપાસશે યા તપાસાવશે.

क કોઈ પણ મકાનમાં પ્રવેશ કરશે ને શોધ ચલાવશે યા કોઈ પણ વ્યક્તિને પ્રવેશ કરવા ને શોધ ચલાવવા સત્તા આપશે. આ ધારાનું ઉલંઘન થયું છે એવું માનવાને કારણ હોય એવું કોઈ પણ કાપડ યા સુતર કબજે કરવા સત્તા આપશે.

[૧૬]ड કલમ ૧૦ પેટા કલમ ब નીચે નક્કી કરેલી કીમતે તે જણાવે તે કાપડ યા સુતરની જાત પોતે સૂચવે તે વ્યક્તિને વેચવા કોઈ પણ મેન્યુફેક્ચરર યા વ્યાપારીને ફરમાવશે અને એવો મેન્યુફેક્ચરર યા વ્યાપારી એવા ફરમાનનો અમલ કરશે.

[૧૭]इ ઠરાવેલી વ્યકિત સિવાય બીજા કોઇને કોઈ પણ જાતનું કાપડ યા સુતર વેચવા કે ડીલીવરી આપવા મેન્યુફેક્ચરર યા વ્યાપારીને મનાઈ કરશે અને મેન્યુફેક્ચરર યા વ્યાપારી તે સૂચનાનો અમલ કરશે.

**૨૦** આ ધારાનો અનાદર કરવાના ઇરાદાથી કોઇ પણ વ્યકિત કલમ ૧૯ થી કાયદેસર રીતે માગેલી કોઇ પણ હકીકત પૂરી પાડવા ઈન્કાર કરે યા કોઇ પણ ચોપડા કે બીજા દસ્તાવેજ સંતાડે, તેનો નાશ કરે, તેમાં ફેરફાર કરે યા છેક છાક કરે તો તેણે આ ધારાનો અનાદર કર્યો લેખાશે.

---

૧૬ નં. ટેક્સ (૧) ૧૮/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૮ એપ્રિલ ૧૯૪૪

૧૭ નં. ટેક્સ (૧) ૧૯/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૨૨ એપ્રિલ ૧૯૪૪

૨૧ મધ્યસ્થ સરકારની પરવાનગીથી ટેકસ્ટાઇલ કમીશ્નર સામાન્ય યા ખાસ લેખી હૂકમથી કલમ ૯ યા ૧૦ સિવાય કોઈ પણ કલમો નીચે તમામ ફરજો બજાવવા બીજી કોઇ પણ વ્યક્તિને સત્તા આપશે.

૨૨ આ ધારાના અનાદર બાબત સુનાવણી કરતાં, મુકરદમો ચલાવનાર કોર્ટ, આરોપીને સજા કરવા ઉપરાંત, જે કાપડ યા સુતર માટે આ ધારાનો ભંગ પૂરવાર થયો હશે તે કાપડ યા સુતર જપ્ત કરવા હુકમ ફરમાવશે.

[૫]૨૩ પ્રાંતીય સરકારની અગાઉથી પરવાનગી મેળવ્યા સિવાય આ ધારાની કોઈ પણ કલમના અનાદર માટે ફરિયાદ થઈ શકશે નહિ.

# સુતરાઉ કાપડ લાયસન્સ ધારો

## ૧૯૪૩

હિંદ સંરક્ષણ ધારા કલમ ૮૧ પેટા કલમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મુંબઈ સરકાર નીચેનો હુકમ ફરમાવે છે:

૧ ૧ આ ધારો "સુતરાઉ કાપડના વ્યાપારીઓને લગતો લાયસન્સ ધારો: ૧૯૪૩" કહેવાશે.

૨ તે આખા મુંબઈ ઈલાકાને લાગુ પડશે ને તાબડતોબ અમલમાં આવશે.

૨ વિષય યા સબંધને બાધક ન હોય તે સિવાય આ ધારામાં:

अ 'કાપડ': એકલા રૂ કે થોડા રૂમાંથી તૈયાર કરેલું કાપડ: એકલા ઉન, રેશમ, આર્ટીફીશિયલ સિલ્ક કે શણમાંથી તૈયાર કરેલા માલનો એમાં સમાવેશ થશે નહિ.

ब 'વ્યાપારી': [1]મુખ્ય વ્યાપારી તરીકે યા કમીશન એજન્ટ તરીકે બીજા ધંધા સાથે કે એકલા, જથાબંધ કે છુટક, કાપડ વેચવાનો કે વેચવાના કાપડનો જથો રાખવાનો ધંધો કરનાર: એમાં ફેરિયાનો પણ સમાવેશ થશે.

क 'ફેરિયો': વેચાણ માટે કાપડ કે કાપડ પછીથી પૂરૂં પાડવાની શરતે કાપડના નમૂના લઈ ઘેર ઘેર ને સ્થળે સ્થળ ફરનાર વ્યક્તિ

ड 'લાયસન્સ આપનાર અધિકારી': મુંબાઇ શહેર અને મુંબાઇ પરાં વિસ્તાર માટે ડીરેકટર ઓફ઼ ઇંડસ્ટ્રીઝ અને બીજાં સ્થળો માટે ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ.

૩ નીચે જણાવ્યા સિવાય તારીખ ૧૫ ઓકટોબર ૧૯૪૩ ને તે પછી કોઈ પણ [2] વ્યાપારી લાયસન્સ આપનાર અધિકારીએ આપેલા લાયસન્સની શરતો પ્રમાણે જ કાપડ વેચી શકશે યા વેચવા માટે સંગ્રહી શકશે પરંતુ બીજી રીતે તેમ કરી શકશે નહિ.

---

૧ નં. ૫૬૪ : મુંબાઈ : તારીખ ૪ ફેબ્રુઆરી ૧૯૪૪.

૨ નં. ૫૬૪ : મુંબાઇ : તારીખ ૧૧ ડીસેમ્બર ૧૯૪૪.

૪ આ ધારો અમલમાં મૂકાય તે તારીખે ધંધો કરનાર વ્યાપારીએ તે તારીખથી એક મહિનાની અંદર લાયસન્સ આપનાર અધિકારીને આ સાથે જોડેલા નમૂના મુજબ, આ ધારા નીચે, લાયસન્સ માટે અરજી કરવી પડશે.

૫ આ ધારા નીચે અપાયલું લાયસન્સ આ સાથે જોડેલા નમૂના પ્રમાણે હશે. [૩]ધંધાના જે સ્થળ અગર વિસ્તાર માટે લાયસન્સ અપાયું હશે તે વિસ્તાર લાયસન્સ આપનાર અધિકારીની હકુમતમાં હોય કે ન હોય છતાં તે લાયસન્સ અમલમાં રહેલું ગણાશે.

૬ લાયસન્સ માટે ફેરિયાએ એક રૂપિયો અને બીજા વ્યાપારીએ પાંચ રૂપિયા લવાજમ આપવું પડશે.

૧ અ આ ધારા નીચે અપાયલું લાયસન્સ બગડી જાય, ખોવાઈ જાય કે નાશ પામે તો લાયસન્સ આપનાર અધિકારી પોતાને જરૂરી જણાય તેવી તપાસ કરી ફેરીઆ પાસેથી આઠ આના આના અને બીજા કોઇ પણ વ્યાપારી પાસેથી એક રૂપિયો લવાજમ લઈ તેવું લાયસન્સ ફરી આપશે.

૭ આ ધારા નીચે અપાયલું દરેક લાયસન્સ તેમાં દર્શાવેલા સમય સુધી જ ચાલુ રહેશે પરંતુ એક રૂપીઓ લવાજમ આપી અવારનવાર એક વર્ષ સુધીની મુદત માટે લંબાવી શકશે.

[૨]૭ અ લાયસન્સ અધિકારી પ્રાંતિય સરકારે ઠરાવેલા ભાવે, ઠરાવેલી જાતો; કોઇ પણ વ્યક્તિને આપવા વ્યાપારીને ફરમાવશે અને તેવા કાપડના સંગ્રહ, વેચાણ યા વ્યવહાર માટે એવા વ્યાપારીને સામાન્ય કે ખાસ સુચનાઓ આપશે.

[૧]૭ બ આ ધારા નીચે આપવામાં આવેલા લાયસન્સ ધરાવનાર આ સાથે જોડેલા નમૂના ૩ મુજબ અગાઉના ફેબ્રુઆરી, મે, ઓગસ્ટ અને નવેમ્બરની છેલ્લી તારીખે તેની પાસે કાપડનો જે

---

૩ નં. ૫૬૪ : મુંબાઈ : તારીખ ૪ ઑક્ટોબર ૧૯૪૩.

જથો હોય તેનું સાચું પત્રક દરેક વર્ષે, માર્ચ, જૂન, સપ્ટેમ્બર અને ડીસેમ્બરની ૧૦ તારીખે લાયસન્સ અધિકારીને મોકલી આપશે.

## નમૂનો ૩

### ... તારીખે પૂરા થતા ત્રિમાસિક સમયનું સ્ટૉક પત્રક

નામ ____________________

સરનામું ____________________ લાયસન્સ નંબર ____________

| માલની જાત | ગાંસડીઓનો જથો: ગાંસડીની સંખ્યા અ | ગાંસડીઓમાંના કાપડના કુલ વાર બ | તાકા અગર ટુકડા ક | કુલ જથો ડ |
|---|---|---|---|---|
| | ગાંસડી | વાર | વાર | વાર |
| (૧) વારના હિસાબે વેચાતું કાપડ | | | | |
| (અ) મીલની બનાવટનું કાપડ | | | | |
| (૧) સ્ટૅન્ડર્ડ કાપડ સિવાયની જાત | | | | |
| (૨) સ્ટૅન્ડર્ડ કાપડ | | | | |
| (બ) હાથ વણાટનું કાપડ | | | | |
| | ગાંસડીઓ | નંગ | નંગ | નંગ |
| (૨) ધોતીઆં અને સાડીઓ | | | | |
| (અ) મીલ બનાવટ | | | | |
| (૧) સ્ટૅન્ડર્ડ કાપડ સિવાયની જાત | | | | |
| (૨) સ્ટૅન્ડર્ડ કાપડ | | | | |

| | | | | |
|---|---|---|---|---|
| (બ) હાથ વણાટ | | | | |
| (૩) શીટ, ચાદર. ટુવાલ: વગેરે નંગને હિસાબે વેચાતી ચીજો: | ગાંસડીઓ | નંગ | નંગ | નંગ |
| (અ) મીલની બનાવટ | | | | |
| (બ) હાથ વણાટ | | | | |
| (૪) ઉપર સમાવેશ ન થાય એવી તમામ ચીજો: નુકશાની કાપડ વગેરે: | ગાંસડીઓ | રતલ | રતલ | રતલ |
| (અ) મીલ બનાવટ | | | | |
| (બ) હાલ બનાવટ | | | | |

ઉપરનું સ્ટૉક પત્રક, નીચે જણાવેલા સહી કરેલા સર્ટીફીકેટ સાથે, મોકલવું:

હું નીચે સહી કરનાર, ( વેપારીનું નામ તથા પેઢીનું સરનામું ... ... ... ... ... ... ... ... ... ... નામે યા તેમના વતી પ્રતિજ્ઞા પૂર્વક જાહેર કરૂં છું કે ઉપર જણાવેલ સ્ટૉક, તેમની પાસેના સ્ટૉકનું સાચું અને ખરૂં પત્રક છે અને તેમના વતી ... ... ... ... ... ... ... જગ્યાએ રાખેલા સ્ટૉકનું જુદું અને સાચું પત્રક યોગ્ય સત્તાવાળાને મોકલી આપવામાં આવે છે.

તારીખ (સહી)

**નોંધ:** લાયસન્સ ધરાવનાર તેમજ જેના કબજામાં કાપડનો સ્ટૉક હોય તથા ગીરેદારોએ પણ આ સ્ટૉકપત્રક મોકલી આપવું.

[4] ૭. क.

૭ ख (૧) આ ધારા નીચે આપવામાં આવેલું લાયસન્સ ધરાવનાર છૂટક વ્યાપારી હોય ને તેની દુકાનમાં છાપેલી કીમત વાળું કાપડ હોય તો તે કાપડના દરેક પ્રકારની વધારેમાં વધારે કીમત જણાવતી યાદી, તે વ્યાપારી પોતાની દુકાને, તુરત નજરે પડે તેવી જગાએ રાખશે અને કોઈ પણ વ્યક્તિ, તેવી વધારેમાં વધારે કીમત આપી માગણી કરે, તેને, તેવા કોઈ પણ પ્રકારનું કાપડ વેચવા તે વ્યાપારી ઈન્કાર કરી શકશે નહિ.

૨ આ ધારા નીચે આપવામાં આવેલું લાયસન્સ ધરાવનાર ફેરિયો હોય તો તે ફેરીએ જતી વખતે તેવી યાદી પોતાની સાથે રાખશે.

[૧] ૭ ई ફેરીઆ સિવાય આ ધારા નીચે આપવામાં આવેલું લાયસન્સ ધરાવનાર દરેક વ્યક્તિ, પોતાના દરેક ઘરાકને પોતાનું નામ, લાયસન્સ નંબર, સોદાની તારીખ, વેચાયલા કાપડની વિગત, વેચાણ કીમત, અને સમગ્ર વેચાણની ઉપજેલી કીમતનો કુલ સરવાળો લખી તેનો કેશમેમો કે ઉધાર સ્લીપ આપશે, તેની નકલ તે પોતાની પાસે રાખશે અને લાયસન્સ આપનાર અધિકારી યા તેણે નીમેલા બીજા કોઇ પણ અમલદાર તે જોવા માગે ત્યારે રજુ કરશે.

૮ આ ધારા નીચે અપાયલું લાયસન્સ ધારણ કરનારે, કલમ ૪ માં જણાવેલી અરજીમાં, જો ખોટી હકીકતો ભરશે યા લાયસન્સમાં જણાવેલી શરતોનો તે ભંગ કરશે તો લાયસન્સ આપનાર અધિકારી એવા લાયસન્સ ધરાવનાર વિરૂદ્ધ બીજાં પગલાં ભરવા ઉપરાંત, તેનું લાયસન્સ મોકુફ રાખશે યા રદ કરશે.

---

૪ નં. ૫૬૪ : મુંબાઇ : તારીખ ૧૪ માર્ચથી રદ કરી.

૫ નં. ૫૬૪ : મુંબાઇ : તારીખ ૨૯ મે ૧૯૪૪.

૬ નં. ૫૬૪ : મુંબાઈ : તારીખ ૨૭ માર્ચ ૧૯૪૪.

૨ ૮ अ કલમ ૮ ને બાધ આવે નહિ તેવી રીતે પ્રાંતીય સરકાર અગાઉ નોટીસ આપ્યા સિવાય અને કોઈ પણ કારણ દર્શાવ્યા સિવાય, આ ધારા નીચે અપાયલું લાયસન્સ યા લાયસન્સનો વર્ગ મોકુફ રાખશે યા રદ કરશે અને એવી રીતે લાયસન્સ મોકુફ રખાયાના યા રદ થયાના કારણે, લાયસન્સ ધરાવનારને નુકશાની મેળવવાનો હક્ક રહેશે નહિ તેમજ તે માટે જે લવાજમ આપવામાં આવ્યું હશે તે પણ પરત કરવામાં આવશે નહિ.

૯ લાયસન્સ આપનાર અધિકારીએ આ કાર્ય માટે નીમેલા કોઈ પણ અમલદારને આ ધારાની શરતો વિરૂદ્ધ કોઈ પણ સ્થળે કાપડના વેચાણ માટે સંગ્રહ થતો હોય તેવું લાગે તો એ સ્થળમાં તે પ્રવેશ કરી શકશે તેમજ તેની તપાસ કરી શકશે તથા કોઈ પણ ફેરિયા પાસે તેનું લાયસન્સ જોવા માગી શકશે.

૬ એવી રીતે સત્તા આપવામાં આવી હોય તેવો કોઈ પણ અધિકારી, આ ધારાની કલમોનો ભંગ કરી કાપડ વેચનાર યા વેચાણ માટે કાપડ સંગ્રહનાર માલિક, એજન્ટ, આડતિયા, કમીશન એજન્ટના યા તેના કાબુ નીચેના ચોપડા અને તેના ધંધાને લગતા બીજા દસ્તાવેજો તેમજ કાપડના જથા તપાસી શકશે તેમજ આ ધારા ભંગ પકડવા જરૂર હોય તેવી દરેક તપાસ કરશે.

૧૦ આ ધારામાં જણાવેલી વિગતો નીચેના શખ્સોને લાગુ પડશે નહિ:

अ ટેકસ્ટાઇલ મીલના માલિક અથવા

ब પોતાના કુટુંબના સભ્યોએ યા પોતે તૈયાર કરેલું કાપડ વેચનાર કે વેચાણ માટે સંગ્રહ કરનાર કોઈ પણ વ્યક્તિ.

૧૧ પ્રાંતીય સરકાર આ ધારાની તમામ યા કોઈ પણ કલમના અમલથી કોઈ પણ વ્યકિત યા કોઈ પણ વર્ગને બાકાત રાખી શકશે, તેમજ ગમે તે વખતે એવી બાકાતી મોકુફ રાખી શકશે યા રદ કરી શકશે.

---

# સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારો

## ૧૯૪૩

**નં. ૩૪–ટેકસ (૧) ૪૩ : ન્યુ દિલ્હી : તારીખ ૧૭ જુન ૧૯૪૩**

હિંદ સંરક્ષણ ધારાના નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તાની રૂહેએ મધ્યસ્થ સરકાર ફરમાવે છે:

૧ (૧) આ ધારાને " સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારો " કહેવામાં આવશે.

(૨) તે તાબડતોબ અમલમાં આવશે.

૨ અમલમાં મૂકાયલા કોઈ પણ કાયદાને આ ધારો બાધક લેખાશે નહિ પરંતુ તે વધારાનો હૂકમ ગણાશે.

**વ્યાખ્યાઓ.**

૩ વિષય કે પૂર્વાપર સંબંધને બાધક ન હોય તે સિવાય આ ધારામાં :

अ—' કાપડ ' અને ' સુતર ' માં બધા કે થોડા રૂમાંથી તૈયાર થયેલા કાપડ અને સુતરનો સમાવેશ થશે પરંતુ એકલા ઊન, રેશમ, આર્ટીફીશિયલ સિલ્ક કે શણમાંથી બનાવેલા કાપડ કે સુતરનો સમાવેશ થશે નહિ.

ब—' વ્યાપારી ' માં બીજા ધંધાની સાથે કે સ્વતંત્ર રીતે, છૂટક કે જથાબંધ, કાપડ યા સુતર યા બન્ને વેચનારનો સમાવેશ થશે.

क—' મેન્યુફેકચરર ' એટલે કાપડ યા સુતર યા બંને બનાવનાર.

ड—' ટેકસ્ટાઇલ કમીશ્નર ' એટલે મધ્યસ્થ સરકારે નીમેલા ટેકસ્ટાઇલ કમીશ્નર અગર તો નીમાનાર વધારાના ટેકસ્ટાઇલ કમીશ્નર

## ટેક્સ્ટાઈલ કન્ટ્રોલ બૉર્ડનું બંધારણ ને સત્તાઓ

૪ (૧) આ ધારા સાથે સંકળાયેલી તમામ બાબતો (કાપડ સુતર કે કાચા રૂની નિકાશ) સંબંધી અને ખાસ કરીને કલમ ૧૦ અને ૧૧ નીચેની ટેક્સ્ટાઇલ કમીશ્નરની ફરજો સંબંધી, ટેક્સ્ટાઇલ કમીશ્નર મારફત મધ્યસ્થ સરકારને સલાહ આપવા મધ્યસ્થ સરકાર પચીસ સભ્યોનું એક 'ટેક્સ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડ' સ્થાપશે ને હવે પછી તે 'બોર્ડ' કહેવાશે.

(૨) આ બોર્ડના બિનઅધિકારી સભ્યોમાંથી મધ્યસ્થ સરકાર ચેરમેન નક્કી કરશે.

**૫** (૧) ઠરાવ કરી બોર્ડ પોતાના સભ્યોમાંથી પેટા સમિતિઓ નીમશે અને તે સમિતિઓ મજકુર ઠરાવમાં દર્શાવેલાં કામકાજ કરશે.

પરંતુ આ ધારાના કામકાજ માટે ટેકનીકલ બાબતોમાં સલાહ આપવા નીમાયલી એવી પેટાસમિતિમાં અને ખાસ કરીને કિંમત ઠરાવવામાં, ઉત્પાદન વધારવામાં, ઉત્પાદન નિયમબદ્ધ કરવામાં અને રેશનાલાઇઝેશન વિગેરે બાબતમાં 'ટેક્સ્ટાઇલ ઇન્ડસ્ટ્રીઝ'ના પ્રતિનિધિઓને જ ચૂંટવામાં આવશે ને કલમ ૯ ને બાધ ન આવે તેમ આવી તમામ બાબતોમાં સામાન્ય રીતે તેમની સલાહનો અમલ કરવામાં આવશે.

(૨) એવી કોઈ પણ સમિતિમાં પંદરથી વધારે સભ્યો ચૂંટવામાં આવશે નહિ: એ સમિતિ પોતાના સભ્યોમાંથી જ 'ચેરમેન' ચૂંટી કાઢશે.

**૬** બોર્ડની એવી કોઇ પણ સમિતિ દશથી વધારે નહિ એવા સભ્યો 'કો ઓપ્ટ' કરશે. જે વિષયને લગતી સમિતિ હશે તેના સભ્યો તે વિષયનું ખાસ જ્ઞાન ધરાવતા હશે. આ 'કો ઓપ્ટ' થયેલા સભ્યોના હક્કો સમિતિના બીજા સભ્યો જેટલા જ રહેશે.

૭ (૧) 'બોર્ડ'ની સમિતિ, ઠરાવ કરી, પોતાના સભ્યોમાંથી એક સ્થાયી પેટાસમિતિ ચૂંટી કાઢશે અને તે પેટાસમિતિ સદરહુ ઠરાવમાં દર્શાવેલું કામકાજ કરશે.

(૨) એવી સ્થાયી પેટાસમિતિમાં પાંચ કરતાં વધારે સભ્યો ચૂંટવામાં આવશે નહિ ને જો સમિતિનો 'ચેરમેન' સ્થાયી પેટાસમિતિનો સભ્ય હશે તો તે સ્થાયી પેટાસમિતિનો પણ ' ચેરમેન ' લેખાશે.

૮ બોર્ડ, સમિતિ ને સ્થાયી પેટાસમિતિની બેઠકો બોલાવવા ને તેનું સંચાલન જાળવવા ( ' કોરમ ' વગેરે નક્કી કરવા ) બોર્ડ મધ્યસ્થ સરકાર સાથે વાટાઘાટ કરી નિયમો ઘડશે.

૯ (૧) કલમ ૫ કે ૭ માં સુપ્રત કરેલાં કામકાજ કરતાં બોર્ડ, સમિતિ કે સ્થાયી પેટાસમિતિ આ ધારા સંબંધી બાબતોમાં અને ખાસ કરીને કલમ ૧૦ ને ૧૧ મુજબ ટેક્સ્ટાઇલ કમીશ્નરની ફરજો માટે ટેક્સ્ટાઇલ કમીશ્નર મારફત મધ્યસ્થ સરકારને સલાહ આપશે.

પરંતુ એવી રીતે અપાયેલી સલાહ સ્વીકારવા જો ટેક્સ્ટાઇલ કમીશ્નર મધ્યસ્થ સરકારને ભલામણ કરી શકે તેમ નહિ હોય તો તે બોર્ડ, સમિતિ યા સ્થાયી પેટાસમિતિને તે બાબત ફરી વિચારવા પાછી મોકલી આપશે.

(૨) એવી પુનર્વિચારણા પછી પણ બોર્ડ, સમિતિ યા સ્થાયી પેટાસમિતિની અપાયલી સલાહ સ્વીકારવાની ટેક્સ્ટાઇલ કમીસ્નર મધ્યસ્થ સરકારને ભલામણ કરી શકે તેમ ન હોય તો તે પોતાની જાતે અગર તો બોર્ડના ચેરમેનની ભલામણથી આખો ય પ્રશ્ન મધ્યસ્થ સરકાર પાસે નિર્ણય માટે રજુ કરશે અને મધ્યસ્થ સરકાર પોતાનો નિર્ણય આપતાં પહેલાં બોર્ડ, સમિતિ યા સ્થાયી પેટાસમિતિ સાથે વાટાઘાટ કરશે.

(૩) બોર્ડ, સમિતિ કે સ્થાયી પેટાસમિતિની ભલામણ ન હોય તેવી, કલમ ૧૦ નીચે કોઈ પણ પ્રકારની જાહેરાત બહાર પાડતાં પહેલાં અગર તો કલમ ૧૧ પ્રમાણે કોઇ પણ પ્રકારની આજ્ઞા આપતાં પહેલાં, ટેકસ્ટાઇલ કમીશ્નર બોર્ડના ચેરમેન જોડે વાટાઘાટ ચલાવશે ને ચેરમેન તે આખો પ્રશ્ન બોર્ડ સમક્ષ અને યોગ્ય લાગે તો યોગ્ય સમિતિ યા પેટાસમિતિ સમક્ષ રજુ કરશે.

(૪) ટેકસ્ટાઇલિ કમીશ્નરને કોઈ પણ બાબતમાં સલાહની જરૂર પડે અગર તેને પોતાને કોઇ સૂચના કરવાની હોય તો તે બોર્ડના ચેરમેનને જણાવશે અને ચેરમેન તે વિગત બોર્ડ આગળ રજુ કરશે ને જરૂર જણાયે યોગ્ય સમિતિ યા સ્થાયી પેટાસમિતિ સમક્ષ પણ મૂકશે.

(૫) બોર્ડ, સમિતિ યા સ્થાયી પેટાસમિતિની જે સભામાં પ્રશ્ન ચર્ચવામાં આવે તેમાં હાજર રહેલા સભ્યોમાંથી વધુમતિનો અભિપ્રાય ટેકસ્ટાઇલ કમીશ્નરની દરખાસ્તથી વિરૂદ્ધ હોય ને જો ટેકસ્ટાઇલિ કમીશ્નર તેવી વધુમતિની સલાહ સ્વીકારવા તૈયાર ન હોય તો તે આખો ય પ્રશ્ન મધ્યસ્થ સરકાર સમક્ષ રજુ કરશે ને મધ્યસ્થ સરકાર બોર્ડ યા સમિતિ સાથે વાટાઘાટ ચલાવી પોતાનો નિર્ણય આપશે.

## મુખ્ય મુદ્દાઓ

૧૦ કલમ ૯ નીચે ટેકસ્ટાઇલ કમીશ્નર ગેઝેટ ઓફ ઇન્ડિયામાં જાહેરાત કરી નીચેની બાબતો ફરમાવી શકશેઃ

(अ) આ ધારા માટે કાપડ અને સૂતરના વર્ગ અને જાતો ઠરાવશે ને જાહેર કરશે.

(ब) કોઈ પણ પ્રકારના અને કોઈ પણ જાતના કાપડ યા સુતરની, મીલને ઝાંપે અને છૂટક, વધારેમાં વધારે કીંમત ઠરાવશે.

(क) તૈયાર કરેલા કાપડ યા સુતર ઉપર મેન્યુફેક્ચરરે ક્યાંે ને કેવી રીતે શિક્કા મારવા તે નક્કી કરશે.

**૧૧** કલમ ૯ ને બાધ ન આવે તેવી રીતે નિયત કરેલા સમયમાં કોઈ પણ જાતનું કાપડ યા સુતર કેટલું બનાવવું યા ન બનાવવું તે ટેકસ્ટાઈલ કમીશ્નર વખતોવખત મેન્યુફેક્ચરરને લેખી હૂકમથી ફરમાવશે ને મેન્યુફેક્ચરર તેવા ફરમાનનો અમલ કરશે.

**૧૨** (૧) કલમ ૧૦ પ્રમાણે વધારેમાં વધારે નકકી કરેલી કીંમત કરતાં વધારે કીંમતે કોઈ પણ મેન્યુફેક્ચરર યા વ્યાપારી કોઈ પણ પ્રકારનું કાપડ યા સુતર વેચી શકશે નહિ, તેમજ વેચવાની ઓફર પણ કરી શકશે નહિ.

(૨) કલમ ૧૦ નીચે કાપડ યા સુતરની વધારેમાં વધારે કીંમત દર્શાવતી ટેકસ્ટાઈલ કમીશ્નરની દરેક જાહેરાત દરેક વ્યાપારી પોતાની દુકાન પર ચોઢશે.

(૩) કોઈ પણ મેન્યુફેક્ચરર યા વ્યાપારી ખાસ કારણ સિવાય કોઈ પણ વ્યક્તિને કાપડ યા સુતર વેચવા ના ચાડી શકશે નહિ.

નોંધ: ભવિષ્યમાં વધારે કીંમત મેળવવાની આશા કે શકયતા આ કલમ માટે યોગ્ય કારણ લેખાશે નહિ.

**૧૩** કલમ ૧૦ પ્રમાણે ટેકસ્ટાઇલ કમીશ્નરે કાપડ યા સુતર પર કયાં ક્યારે ને કેવી રીતે શિકકા મારવા તે જાહેર કરે ત્યારે

(अ) એવા કાપડ યા સુતરનો દરેક મેન્યુફેક્ચરર ટેકસ્ટાઈલ કમીશ્નરે જણાવેલા વખતે, જણાવેલી રીત પ્રમાણે, કાપડ ને સુતર પર શિકકા મારશે.

(ब) એવા કાપડ યા સુતર પર મેન્યુફેકચરર સિવાય બીજી કોઇ પણ વ્યક્તિ એવા શિકકા મારી શકશે નહિ.

(क) મેન્યુફેકચરર ન હોય તેવી કોઇ પણ વ્યક્તિ તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ પછી પોતાની પ્રમાણિક અંગત જરૂરીઆતો સિવાય એવા શિક્કા સિવાય કોઈ પણ પ્રકારનું કાપડ યા સુતર રાખી શકશે નહિ.

**૧૪** (૧) ટેકસ્ટાઇલ કમીશ્નરની ખાસ પરવાનગી સિવાય તારીખ ૧ ઓગસ્ટ ૧૯૪૩ પહેલાં તૈયાર થયેલું બીજું કોઈ પણ કાપડ યા સુતર

(अ) કોઇ પણ વ્યક્તિ તારીખ ૩૧ ઓગસ્ટ ૧૯૪૩ પછી આખી ગાંસડીમાં રાખી શકશે નહિ.

(ब) તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ પછી કોઈ પણ વ્યાપારી યા તેના વતી કોઈ પણ વ્યક્તિ વગર વેચેલું રાખી શકશે નહિ.

(૨) ટેકસ્ટાઇલ કમીશ્નરની ખાસ પરવાનગી સિવાય, આ ધારાની કલમો અનુસાર ગાંસડી બાંધ્યાની તારીખ દર્શાવતું કોઈ પણ કાપડ યા સુતર

(अ) એ તારીખ પછી ત્રણ મહિના કરતાં વધારે વખત કોઈ પણ વ્યક્તિ આખી ગાંસડીમાં રાખી શકશે નહિ.

(ब) એ તારીખ પછી છ મહિના કરતાં વધારે વખત કોઇ પણ વ્યાપારી યા તેના વતી કોઈ પણ વ્યક્તિ વગર વેચેલું રાખી શકશે નહિ.

**૧૫.** ટેકસ્ટાઇલ કમીશ્નર પોતાના સામાન્ય યા ખાસ હૂકમથી કલમ ૧૩ ને ૧૪ ની બધી યા કેટલીક શરતોમાંથી કોઈ પણ પ્રકારના કાપડ યા સુતરને બાકાત રાખી શકશે.

**૧૬.** કલમ ૧૦ મુજબ જાહેરાત અનુસાર છૂટક વેચાણની કીંમત કાપડને એક છેડે છાપવામાં આવશે ને એ કીંમતે આખો તાકો

એકી સાથે વેચાયો ન હોય તો તેનો કીંમત છાપી હોય તે છેડો વ્યાપારીએ છેલ્લો વેચવો પડશે.

૧૭. દરેક મેન્યુફેક્ચરરે, દરેક વ્યાપારીએ અને મેન્યુફેક્ચરર યા વ્યાપારીએ કાપડ યા સુતરનો જથો જેને સાનમાં આપ્યો હોય તેવી દરેક વ્યક્તિએ ગેઝેટ ઓફ ઈંડિયામાં ટેકસ્ટાઇલ કમીશ્નરે કરેલી જાહેરાત અનુસાર, જાહેર કરેલી તારીખે, જાહેર કરેલી રીતે, જાહેર કરેલા અમલદારને એવા કાપડ અને સુતરનો જથો નોંધાવવો પડશે.

૧૮. (૧) ટેકસ્ટાઇલ કમીશ્નરની પરવાનગી સિવાય કોઈ પણ મેન્યુફેક્ચરર કોઈ પણ વખતે

(अ) અગાઉના ત્રણ મહિના દર્મીઆન તેણે તૈયાર કરેલા કાપડના જથા કરતાં વધારે જથો

(ब) અગાઉના બે મહિનામાં તેણે તૈયાર કરેલા સુતરના જથા કરતાં પોતાને કાપડ બનાવવા જરૂર ન હોય તેવા સુતરનો વધારે જથો

રાખી શકશે નહિ.

પરંતુ શાળમાં તૈયાર થતું કાપડ યા તે કાપડ બનાવવામાં વપરાતું સુતર ગણત્રીમાં લેવાશે નહિ.

(૨) મેન્યુફેક્ચરર ન હોય તેવો કોઈ પણ વ્યાપારી યા બીજી કોઇ પણ વ્યક્તિ પોતાની સામાન્ય જરૂરીઆત કરતાં વધારે કાપડ યા સુતરનો જથો કોઈ પણ વખતે રાખી શકશે નહિ.

(૩) પેટા કલમ (૨) કોઈ પણ વ્યાપારી યા મેન્યુફેક્ચરરે કાપડ યા સુતર જાંગડ યા સાનમાં મૂકયાં હોય તેવી કાપડ પર ધીરધાર કરનાર વ્યક્તિના કબજાને લાગુ પડતી નથી.

(૪) પેટા કલમ (૧) અને (૨) અંગે કોઈ પણ મેન્યુફેક્ચરરે કાપડ યા સુતર વેચવાનો કોઈ પણ વ્યાપારી સાથે કબાલો કર્યો હોય અને મુકરર કરેલી તારીખે તેની ડીલીવરી લેવામાં ન આવી હોય

તો તે માલ મેન્યુફેક્ચરરનો નહિ પરંતુ તે વ્યાપારીનો ગણાશે.

૧૯ આ ધારાની કોઈપણ કલમનો કોઇ પણ વ્યક્તિ ભંગ કરે યા ભંગ કરવાની વકી હોય તેવું ટેકસ્ટાઇલ કમીશ્નરને લાગે તો

(अ) મજકુર વ્યક્તિ યા બીજી કોઈ વ્યક્તિ પાસે તેવા ધંધાની વિગત માગી શકશે.

(घ) કોઇ પણ એવી વ્યક્તિ યા વ્યક્તિના કબજાના કોઇ પણ જાતના ચોપડા કે બીજા દસ્તાવેજો તપાસશે યા તપાસાવી શકશે.

(क) આ ધારાનો અનાદર થયો હોય ત્યાં, કાપડ યા સુતર જપ્ત કરવા, તેવું કાપડ યા સુતર જે સ્થળે રાખ્યું હોય તે સ્થળમાં જાતે પ્રવેશ કરશે યા તેમાં શોધ ચલાવશે અગર તો તેવા સ્થળની તપાસ કરવા કોઇ પણ વ્યક્તિને તેમાં પ્રવેશ કરવા કે શોધ ચલાવવા ફરમાવશે.

૨૦. આ ધારાનો અનાદર કરવાના ઇરાદાથી કોઇ પણ વ્યક્તિ કલમ ૧૯ થી કાયદેસર રીતે માગેલી કોઇ પણ હકીકત પૂરી પાડવા ઇન્કાર કરે યા કોઈ પણ ચોપડા કે બીજા દસ્તાવેજ સંતાડે, તેનો નાશ કરે, તેમાં ફેરફાર કરે યા ચેકચાક કરે તો તેણે આ હૂકમનો અનાદર કર્યો લેખાશે.

૨૧. મધ્યસ્થ સરકારની પરવાનગીથી ટેકસ્ટાઇલ કમીશ્નર સામાન્ય યા ખાસ લેખી હૂકમથી કલમ ૯ યા ૧૦ સિવાયની કોઇ પણ કલમો નીચેની તમામ ફરજો કે અમુક ફરજો બજાવવા બીજી કોઈ પણ વ્યક્તિને અખત્યાર આપી શકશે.

૨૨. આ ધારાના અનાદર બાબતની સૂનાવણી કરતાં મુકરદમો ચલાવનાર કોર્ટ આરોપીને સજા કરવા ઉપરાંત જે કાપડ યા સુતર માટે આ ધારાનો ભંગ પૂરવાર થયો હોય તે કાપડ યા સુતર જપ્ત કરવાનો હૂકમ ફરમાવી શકશે.

## સુધારા અને જાહેરાતો

### ૧

**નં. ૩૪ ટેક્સ (૧૫) ૪૩: તારીખ ૭ જુલાઈ ૧૯૪૩**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારો ૧૯૪૩ કલમ ૧૦ (ક) મુજબ મને અપાયલી સત્તાની રૂઇએ હું નીચે મુજબ શિક્કાઓ તથા શિક્કા મારવાની રીત નક્કી કરૂં છું. તે મુજબ તા. ૩૧ જુલાઇ ૧૯૪૩ પછી બંધાતા દરેક કાપડ યા સુતરના માલ પર તમામ મેન્યુફેક્ચરરો શિક્કા મારશે. ફક્ત હિંદ સરકારે સીધા કબાલાથી જે માલ ખરીદ્યો હશે તે સુતરાઉ કાપડ અને સુતર બાકાત રહેશે. 'સ્ટેન્ડર્ડ કલૉથ' પર પણ શિક્કા મારવા પડશે.

૧ ટેકસ્ટાઇલ કમીશ્નર, હરારવાળા બીલ્ડીંગ, બેલાર્ડ એસ્ટેઇટ, મુંબઇને અરજી કરી દરેક મેન્યુફેક્ચરર પોતાના ઉપયોગ માટે જુદા જુદા નંબરો મેળવશે. 'મેન્યુફેક્ચરર'માં સુતરાઉ કાપડ યા સુતરના ડાયર, બ્લીચર, પ્રિન્ટર ને ફીનીશરનો સમાવેશ થશે.

**૨ સુતરાઉ કાપડનો શિક્કો**

अ. દરેક કકડા અગર તો વગર કપાયલા નંગના દરેક છેડાથી એક વારના અંતરે દરેક મેન્યુફેક્ચરર નીચે છાપેલો શિક્કો મારશે




ब. આ શિક્કાનો વ્યાસ ૧½ ઇંચથી ઓછો રહેશે નહિ.

क. શિક્કાના આંકડા આશરે ૧/૨ ઇંચ ને અક્ષરો ૧/૩ ઇંચથી ઓછા રહેશે નહિ.

ड. શિક્કાની અંદર અને ઉપરની આકૃતિમાં × × × છે લખ્યું ત્યાં મેન્યુફેક્ચરરનો ખાસ નંબર છાપવામાં આવશે.

इ. શિક્કાની નીચે ૧/૩ ઇંચથી નાના નહિ તેવા અક્ષરોમાં ગાંસડી બાંધ્યાનો મહિનો તથા વર્ષ છાપવામાં આવશે.

## ૩ સુતરનો શિક્કો

अ. મેન્યુફેક્ચરરે કલમ ૨ માં વર્ણવેલી છાપવાળું કાગળનું ૪ ઇંચ વ્યાસવાળું લેબલ દરેક તૈયાર બંડલની મધ્યમાં મૂકવું પડશે.

व. તે લેબલના આંકડા ને અક્ષરો ૧/૩ ઇંચ થી ઓછા રહેશે નહિ

क. કલમ ૨ વાળા શિક્કાની આકૃતિમાં અંદર દર્શાવ્યા પ્રમાણે મેન્યુફેક્ચરરનો નંબર છાપવામાં આવશે.

ड. કલમ ૨ માં દર્શાવેલી શિક્કાની નીચે લગોલગ ૧/૩ ઇંચથી નાના નહિ તેવા અક્ષરો ને આંકડામાં ગાંસડી બાંધ્યાનો મહિનો તથા વર્ષ છાપવામાં આવશે.

## ૪ ગાંસડી પર શિક્કો

સુતરાઉ કાપડ યા સુતરની દરેક ગાંસડી અગર બંડલ ઉપર બહારની બાજુએ તે બાંધ્યાનો મહિનો તથા વર્ષ દર્શાવતો મેન્યુફેક્ચરરનો ખાસ શિક્કો મારવામાં આવશે અને તે શિક્કાના અક્ષરો ને આંકડા ૧ ૧/૨ ઇંચથી ઓછા નહિ તેવા રહેશે.

૫. સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ નીચે

अ. મેન્યુફેક્ચરર સિવાય સુતરાઉ કાપડ યા સુતર યા ગાંસડી યા કોઇ પણ બંડલ પર આ ધારામાં દર્શાવેલા શિક્કા છાપનાર યા શિક્કા વાપરનાર કોઇ પણ વ્યક્તિ

બ. આ હુકમમાં ઠરાવેલી રીત કરતાં બીજી રીતે શિક્કાનો ઉપયોગ કરનાર કોઇ પણ મેન્યુફેક્ચરર
ગુન્હેગાર ગણાશે.

૬ કાપડ, સુતર, ગાંસડી અગર કોઈ પણ પ્રકારના બંડલ પર આ ધારા અનુસાર શિક્કો મારવા તૈયાર કર્યાના મહિના માટે નીચે મુજબ ટુંકાક્ષરો જ વાપરવા.

| | |
|---|---|
| જાન્યુઆરી | Jany. |
| ફેબ્રુઆરી | Feby. |
| ઑગસ્ટ | Augt. |
| સપ્ટેમ્બર | Sept. |
| ઓક્ટોબર | Octr. |
| નવેમ્બર | Novr. |
| ડીસેમ્બર | Decr. |

૨

**નં. ૩૪ ટેક્સ (૧૫) ૪૩ : મુંબઈ : તા. ૯ જુલાઇ ૧૯૪૩**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ અનુસાર મને અપાયલી સત્તાઓની રૂઇએ સદરહુ ધારાની કલમ ૧૬ (૧) નીચે જે વિગતો પૂરી પાડવાની છે તે નીચે મુજબ રજુ કરવી. ઠરાવેલા પ્રાંતિય યા દેશી રાજ્યના અમલદારને આ વિગતોની બે નકલો મોકલી આપવી. (જુઓ નોંધ નંબર ૫)

વ્યાપારીનું નામ અને સરનામું ______________________

નોંધ : સુતરાઉ કાપડ અને સુતર એટલે હિંદમાં બનાવેલું તેમજ આયાત કરેલું સુતરાઉ કાપડ અને સુતર.

# સુતરાઉ કાપડ ને સુતરનો તારીખ ૩૧ જુલાઈ ૧૯૪૩ ને। જથો

| અનુક્રમ | માલનું વર્ણન | જથો | કકડા | કુલ |
|---|---|---|---|---|
| ૧ | વારના હિસાબે વેચાતું કાપડ. | ગાંસડી/વાર | વાર | વાર |
| ૨ | ધોતીઆં ને સાડીએ। | ગાંસડી/નંગ | નંગ | નંગ |
| ૩ | ચાદર, ટુવાલ વિગેરે સંખ્યાથી વેચાતી ચીજો | ગાંસડી/નંગ | નંગ | નંગ |
| ૪ | ઉપર સમાવેશ ન થતો હોય તે : નુકસાની કાપડ વિગેરે | ગાંસડી/રતલ | રતલ | રતલ |
| ૫ | સુતર | ગાંસડી/રતલ | રતલ | રતલ |

ઉપરની વિગતો નીચેના પ્રમાણપત્ર સાથે ભરી મોકલવી.

હું નીચે સહી કરનાર, ઉપર જણાવેલો માલ રાખનાર (વ્યાપારીનું નામ તથા સરનામું) વતી આથી એકરાર કરૂં છું . ઉપરની વિગતો અમારી પાસેના જથાનું પૂરેપૂરૂં વર્ણન રજુ કરે છે ને હિંદના બીજા ભાગોમાં રાખેલા અમારા કાપડ સુતરના જથા બાબતનાં જુદાં જુદાં સાચાં પત્રકો યોગ્ય અમલદારને સુપ્રત કરવામાં આવે છે.

સહી.

નોંધ— ૧. સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માં ઠરાવ્યા મુજબ કાપડ અને સુતરના જથાનું આ પત્રક વહેપારીઓએ ભરવાનું છે.

૨. તારીખ ૧૫ ઓગસ્ટ ૧૯૪૩ કે તે પહેલાં આ જથાનું પત્રક મોકલી આપવાનું છે.

૩. આયાત કરેલું સુતરાઉ કાપડ અને સુતરનો આ ધારામાં

સમાવેશ થાય છે એટલે તેની વિગત આ પત્રકમાં ભરવાની છે.

૪. મેન્યુફેક્ચરર અને માલ તૈયાર કરનાર પાસે જુદા પત્રકમાં વિગતો માગવામાં આવેલી છે જેની વિગતો હવે પછી જાહેર કરવામાં આવશે.

૫. જે પ્રાંત અગર દેશી રાજ્યમાં વ્યાપારી પેઢી આવેલી હશે તેની સરકાર મારફતે આ પત્રક જેને રજુ કરવાનું હશે તે ચોકકસ અમલદારનું નામ જાહેર કરવામાં આવશે.

૩

## નં. ૩૪ ટેકસ (૧૫) ૪૩: મુંબઈ: તારીખ ૧૦ જુલાઈ ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૬ થી મને અપાયેલી સત્તાઓ નીચે હું જાહેરાત કરૂં છું કે દરેક મેન્યુફેક્ચરરે તારીખ ૧૫ ઓગસ્ટ ૧૯૪૩ કે તે પહેલાં, તારીખ ૩૧ જુલાઇ ૧૯૪૩ના રોજ તેની પાસે જે કાપડ અને સુતર હોય તેની વિગત નીચે આપેલા પત્રક મુજબ ભરી ટેકસ્ટાઇલ કમીશ્નર, હરારવાળા બીલ્ડીંગ, વીટેટ રોડ, બેલાર્ડ એસ્ટેઈટ, મુંબાઈ ને મોકલી આપવી પડશે.

અગત્યની નોંધ : આ પત્રક પૂરેપૂરૂં ભરી ટેકસ્ટાઈલ કમીશ્નર, હરારવાલા બીલ્ડીંગ, વીટેટ રોડ, બેલાર્ડ એસ્ટેઈટ, મુંબાઇને મોકલી આપવું. તારીખ ૩૧ જુલાઈ ૧૯૪૩ના રોજ જે જથો હોય તે તા. ૧૫ ઓગસ્ટ ૧૯૪૩ કે તે પહેલાં નોંધાવી દેવો. પછીથી કઇ કઈ તારીખે આવાં પત્રકો મોકલી આપવાં તે સરકારી ગેઝેટમાં જાહેર કરવામાં આવશે.

# સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારો ૧૯૪૩

## કાપડ

(નમૂનો CBX–A)

## કાપડ મેન્યુફેક્ચરરના જથાની જાહેરાત

તારીખ ના રોજ મેન્યુફેક્ચરર પાસેના જથાની જાહેરાતના પત્રકનો નમૂનો

| ૧ | ૨ | ૩ હજારના આંકડામાં જથો. | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | अ | ब | क | ड | इ | फ |
| માલનું વર્ણન | જથો દર્શાવવાનો હોય તે એકમો units | વગર વેચાયલો માલ | વેચાયલો પણ ડીલીવરી આપવાની વાર હોયતેવો માલ | વેચાયલો ડીલીવરી માટે તૈયાર પણ વ્યાપારી ઉપાડી ન ગયોહોય તેવો માલ | અબકનો સરવાળો | જે માલ માટે નિકાશનો પરવાનો મળ્યો હોય તે માલ: પરવાનાની તારીખ ને નંબર સાથે: આ માલ अबकમાં ગણવાનો નથી. | સરકારી યુદ્ધ ક્યાલાનો માલ |

| વાર પ્રમાણે સામાન્ય રીતે છૂટક વેચાતું કાપડ | |
|---|---|
| ૧ ધોતિયાં ને સાડીઓ સિવાયનું દરેક પ્રકારનું ગ્રે કાપડ: | |
| અ સ્ટેન્ડર્ડ કાપડ: | વાર |
| બ સ્ટેન્ડર્ડ કાપડ સિવાયનું બીજું કાપડ | વાર |
| ૨ ધોતિયાં ને સાડીઓ સિવાય તમામ પ્રકારનું ધોયેલું કાપડ | વાર |
| ૩ ધોતિયાં ને સાડીઓ સિવાય તમામ પ્રકારનું રંગીન કાપડ | વાર |
| ૪ ધોતિયાં ને સાડીઓ સિવાય તમામ પ્રકારનું છાપેલું કાપડ | વાર |
| ૫ રંગીન સુતરવાળા ચેક, પટ્ટા, ડોબી, બ્રોકેડઝ વિગેરે | વાર |
| કુલ | |
| ૬ દરેક પ્રકારનાં ધોતિયાં ને સાડીઓ: | |
| અ—સ્ટેન્ડર્ડ કાપડ | નંગ |
| બ—સ્ટેન્ડર્ડ કાપડ સિવાય બીજું કાપડ | નંગ |
| પરચુરણ સાડીઓ અને ધોતિયાં સિવાય વારથી માપી છૂટક ન વેચાતું હોય તેવું કાપડ | નંગ |
| ૭ બ્લૅંકેટ, રગ, કાઉન્ટરપેઇન ને દરેક પ્રકારની ચાદરો | નંગ |
| ૮ શીટ, ચાદરો ને દરેક પ્રકારનાં ટેબલક્લોથ | નંગ |
| ૯ દરેક પ્રકારના ટુવાલો | નંગ |
| ૧૦ નંગ ને જોટામાં વેચાતો બીજો માલ | નંગ |
| ૧૧ નુકસાની કકડા | રતલ |
| કુલ | |
| ૧૨ ઉપર સમાવેશ ન થતો હોય તેવું કાપડ એકમ: | નંગ |

પત્રક રજુ કરતી કંપની અગર પેઢીનું નામ અને સરનામું.
કારખાનાનું નામ અને ચોક્કસ સરનામું.
પત્રકમાંનો જથો જ્યાં રાખવામાં આવ્યો હોય તે સ્થળનું નામ ને ચોક્કસ સરનામું.

કંપની અગર પેઢીનો બીજો જથો જ્યાં રાખવામાં આવ્યો હોય તે સ્થળનું નામ ને ચોક્કસ સરનામું.

**સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માંથી ઉતારા :**

૩ (अ) 'કાપડ' અને 'સુતર' માં બધા કે થોડા રૂમાંથી તૈયાર થયેલા કાપડ અને સુતરનો સમાવેશ થશે પરંતુ એકલા ઉન, રેશમ, આર્ટીફીશિયલ સિલ્ક કે શણમાંથી બનાવેલ કાપડ કે સુતરનો સમાવેશ થશે નહિ.

૩ (क) 'મેન્યુફેકચરર' એટલે કાપડ યા સુતર યા બન્ને બનાવનાર.

૧૮ (૧) કોઇ પણ મેન્યુફેકચરર કોઈ પણ વખતે અગાઉના ત્રણ મહિના દરમીઆન તેણે તૈયાર કરેલા કાપડના જથા કરતાં કાપડનો વધારે જથો તેમજ અગાઉના બે મહિનામાં તેણે તૈયાર કરેલા સુતરના જથા કરતાં પોતાને કાપડ બનાવવા જરૂર ન હોય તેવા સુતરનો વધારે જથો રાખી શકાશે નહિ.

પરંતુ શાળમાં તૈયાર થતું કાપડ અને તે કાપડ બનાવવામાં વપરાતું સુતર ગણત્રીમાં લેખાશે નહિ.

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમો નીચે માગેલા આ પત્રકની અને બીજા આવા પત્રકોની નકલ મેન્યુફેકચરરે જ્યાં જથો રાખવામાં આવ્યો હોય તે સ્થળે રાખવી અને યોગ્ય સત્તાધીશે એ કાર્ય માટે નીમેલા કોઈ પણ અધિકારીને તે તપાસવા ને સરખાવવા દેવી.

ઉપરના પત્રકમાં 'क' ખાનામાં જણાવેલો માલ જે વ્યપારીઓને વેચવામાં આવ્યો છે તેમનાં નામ તે સરનામાં

**પ્રમાણપત્ર**

હું નીચે સહી કરનાર, ઉપરના પત્રકમાં દર્શાવેલા માલનો જથો રાખનાર કંપની/પેઢી વતી, આથી ઇકરાર કરૂં છું કે આ પત્રકમાં અમારી કંપની/પેઢી પાસેનો પત્રકમાં જણાવેલા સ્થળે રાખેલો જથો

સાચી રીતે દર્શાવવામાં આવ્યો છે અને કંપની/પેઢી તરફથી હિંદનાં બીજા સ્થળોએ રાખેલા તમામ કાપડના જથ્થાનાં આવાં સાચાં પત્રકો યોગ્ય સત્તાધીશોને હાલ સુપ્રત કરવામાં આવે છે.

સહી.

અગત્યની નોંધ : આ પત્રક પૂરેપૂરૂં ભરી ટેક્સ્ટાઈલ કમીશ્નર, હઝારવાલા બિલ્ડીંગ, વીટ્ટ રોડ, બેલાર્ડ એસ્ટેઈટ, મુંબઇને સુપ્રત કરવામાં આવશે. તારીખ ૧૫ ઓગસ્ટ ૧૯૪૩ પહેલાં તારીખ ૩૧ જુલાઈ ૧૯૪૩ ના રોજનો જથ્થો દર્શાવતું પત્રક તેમની પાસે નોંધાવી દેવું જોઇએ. ત્યારપછીનાં પત્રકો ક્યારે નોંધાવવાં તે સરકારી ગેઝેટમાં જાહેર કરવામાં આવશે.

# સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારો ૧૯૪૩

## સુતર

## સુતર મેન્યુફેક્ચરરના જથ્થાની જાહેરાત

તારીખ ના રોજ મેન્યુફેક્ચરર પાસેના જથ્થાની જાહેરાતનું પત્રક

| ૧ | ૨ | ૩ હજાર રતલના આંકડામાં જથ્થો | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | अ | ब | क | ड | ई | फ |
| માલનું વર્ણન | જથ્થો બતાવવાના એકમો (units) | વગર વેચાયલો માલ | વેચાયેલો પણ ડીલીવરી માટે તૈયાર નહિ તેવો માલ | વેચાયેલો, ડીલીવરી માટે તૈયાર પણ વ્યાપારીએ ન ઉપાડયો હોય તેવો માલ | अ ब क નો સરવાળો | નિકાશના પરવાના મેળવ્યા હોય તેવો માલ પરવાનાના નંબર ને તારીખ સાથે | સરકારી યુદ્ધ કબાલાનો માલ |

| | | |
|---|---|---|
| ૧ | એક તારી સુતર : ગ્રે, ધોયેલું, છાપેલું યા રંગેલું: આંટીઓ, દડીઓ કે બંડલો | રતલ |
| ૨ | બે તારી સુતર: ગ્રે, ધોયેલું, છાપેલું, રંગેલું, વાળેલું યા મર્સરાઈઝડ: આંટીઓ, દડીઓ કે બંડલો | રતલ |
| | કુલ | રતલ |
| ૩ | એક તારી સુતર : ગ્રે, ધોયેલું, છાપેલું, રંગેલું યા મર્સરાઈઝડ: ચીઝ યા કોન ઉપર | રતલ |
| ૪ | બે તારી સુતર : ગ્રે, ધોયેલું, છાપેલું, રંગેલું યા મર્સરાઈઝડ: ચીઝ યા કોન ઉપર | રતલ |
| ૫ | ઉપર સમાવેશ ન થતું હોય તેવું બીજું સુતર | રતલ |

અગત્યની નોંધ: સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાની કલમો નીચે માગેલાં આ પત્રક કે બીજાં પત્રકોની નકલ મેન્યુફેકચરરે જ્યાં જથો રાખવામાં આવ્યો હોય તે સ્થળે રાખવી અને યોગ્ય સત્તાધીશે આ કાર્ય માટે નીમેલા કોઈ પણ અમલદારને તપાસવા યા સરખાવવા દેવી.

## સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ના ઉતારા

૩ અ ‘ કાપડ ’ અને ‘ સુતર ’માં બધા કે થોડા રૂમાંથી તૈયાર થયેલા કાપડ અને સુતરનો સમાવેશ થશે પરંતુ એકલા ઉન, રેશમ, આર્ટીફીશિયલ સિલ્ક કે શણમાંથી બનાવેલા કાપડ કે સુતરનો સમાવેશ થશે નહિ.

૩ ક “મેન્યુફેક્ચરર” એટલે કાપડ યા સુતર યા બન્ને બનાવનાર

૧૮ (૧) અ કોઈ પણ મેન્યુફેકચરર અગાઉના ત્રણ મહિના દરમીયાન તેણે તૈયાર કરેલા કાપડના જથા કરતાં વધારે કાપડનો જથો

તેમજ અગાઉના બે મહિનામાં તેણે તૈયાર કરેલા સુતરના જથા કરતાં, પોતાને કાપડ બનાવવા જરૂર ન હોય તેવા સુતરનો વધારે જથો રાખી શકશે નહિ.

પરંતુ શાળમાં તૈયાર થતું કાપડ અને તે કાપડ બનાવવામાં વપરાતું સુતર ગણત્રીમાં લેવાશે નહિ.

નોંધ : ઉપરના સરનામે ટેક્સ્ટાઈલ કમીશ્નર યા તો નીચેના ગમે તેને અરજી કરવાથી આ પત્રકના નમૂના મેળવી શકાશે.

સેક્રેટરી : બોમ્બે મીલ ઓનર્સ એસોસીએશન, મુંબઈ

સેક્રેટરી : અમદાવાદ મીલ ઓનર્સ એસોસીયેશન, અમદાવાદ.

સેક્રેટરી : સધર્ન ઈન્ડિયા મીલ ઓનર્સ એસોસીએશન, કોઇમ્બતુર

સેક્રેટરી : બેન્ગોલ મીલ ઓનર્સ એસોસીએશન, કલકત્તા

સેક્રેટરી : ઈન્દોર મીલ ઓનર્સ એસોસીએશન, ઈન્દોર

સેક્રેટરી : અપર ઈંડિયા ચેમ્બર ઓફ કોમર્સ, કાનપુર

સેક્રેટરી : ફેડરેશન ઓફ બરોડા સ્ટેઈટ મીલ્સ એન્ડ ઈન્ડસ્ટ્રીઝ, વડોદરા.

૪

## નં. ૩૪ ટેક્સ (૧૫) ૪૩: મુંબાઇ: તારીખ ૧૦ જુલાઇ ૧૯૪૩

વધારો—ઉદ્યોગો ને જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતામાં હિંદ સરકારની તારીખ ૧૦ જુલાઈ ૧૯૪૩ ની ગેઝેટ ઓફ ઈંડિયા ભાગ ૧ કલમ ૧ માં ૭૩૦/૭૩૧ પાને પ્રગટ થયેલી જાહેરાત નંબર ૩૪ ટેક્સ (૧૫) ૪૩ માં

૧. ૭૩૧ મા પાને C B X – B નમુના નીચે, નીચેનું પ્રમાણપત્ર ઉમેરવું.

હું નીચે સહી કરનાર ઉપર જણાવેલા પત્રકમાં નોંધેલી વિગત પ્રમાણે માલનો જથો રખનાર પેઢી વતી ને તરફથી ઈકરાર કરૂં છું

કે એ પત્રકમાં જણાવેલા સ્થળે રાખેલો એ પેઢીનો સુતરનો જથો દર્શાવેલો છે અને હિંદનાં બીજાં સ્થળોએ પેઢીએ રાખેલો એ પેઢીના સુતરનો તમામ જથો યોગ્ય અમલદારને એવા જ પત્રકમાં સાચી ને જુદી વિગતો ભરી રજુ કરવામાં આવે છે.

સહી

૫

નં. ૩૪ ટેકસ(૧) ૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૧૭ જુલાઈ ૧૯૪૩

હિંદ સંરક્ષરણ ધારાના નિયમ ૮૧ પેટા નિયમ ૨ની રૂઇએ અપાએલી સત્તા મુજબ મધ્યસ્થ સરકાર કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ માં નીચે મુજબ સુધારો ફરમાવે છે:

કલમ ૧૬ માં "વ્યાપારી" પછી જ્યાં જ્યાં તે શબ્દ વપરાયો હોય ત્યાં ત્યાં "અને મેન્યુફેક્ચરર યા વ્યાપારીએ કાપડ યા સુતરનો કોઇ પણ જથો સાનમાં મૂક્યો હોય તેવી વ્યક્તિ" ઉમેરવું.

૬

નં. ૩૪ ટેકસ (૧૫)૪૩: મુંબાઈ: તારીખ ૧૯ જુલાઈ ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૬ અનુસાર અપાએલી સત્તાની રૂઇએ ઉદ્યોગો ને જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતાના તારીખ ૧૦ જુલાઈ ૧૯૪૩ ની જાહેરાત નંબર ૩૪ ટેકસ (૧૫)૪૩ માં હું નીચે મુજબ સુધારો ફરમાવું છું:

C B X–B નમૂનાને છેડે "ધ્યાનમાં લેવામાં આવશે નહિ" અને "નોંધ : ઉપર જણાવેલે સરનામે ટેકસ્ટાઇલ કમીશ્નરને અગર તો નીચે જણાવેલામાંથી કોઇને પણ અરજી કરવાથી નમૂનાનાં પત્રકો મેળવી શકાશે" ની વચ્ચે "'ક' ખાનામાં દર્શાવેલો માલ જે વ્યાપારીઓને વેચવામાં આવ્યો હોય તેનાં નામ અને સરનામાં" મૂકવું.

૭

**નં.૩૪ ટેક્સ (૧૫) ૪૩: મુંબાઈ: તારીખ ૨૯ જુલાઈ ૧૯૪૩**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૨૧ થી મને અપાયેલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી હું નીચે પહેલા ખાનામાં બતાવેલા વિસ્તારમાં બીજા ખાનામાં બતાવેલા અમલદારોને મારા વતી ત્રીજા ખાનામાં બતાવેલી ફરજો બજાવવા સત્તા આપું છું:

**અ. પ્રાંતિય સરકાર**

| | ૧ હકુમત | ૨ નિયમન ધારાના અમલ માટે નીમાએલા અમલદાર | ૩ જે કલમોનો અમલ કરવાનો હોય તે |
|---|---|---|---|
| ૧ | આસામ | ડીરેક્ટર ઓફ ઈંડસ્ટ્રીઝ: આસામ | અ કલમ ૧૨ ને ૧૩ બ કલમ ૧૪: |
| ૨ | બંગાળ | ડીરેક્ટર ઓફ સિવિલ સપ્લાઇઝ : કલકત્તા | પેટા કલમ ૨ નીચે સમય |
| ૩ | બિહાર | ડીરેક્ટર ઓફ ઈંડસ્ટ્રીઝ: બિહાર | વધારવા માટે ટેક્સ્ટાઈલ |
| ૪ | મધ્ય પ્રાંતો | ડીરેક્ટર ઓફ ઈંડસ્ટ્રીઝ : નાગપુર | કમીશ્નરની અગાઉ સંમતિ |
| ૫ | મદ્રાસ | યાર્ન કમીશ્નર : મદ્રાસ | મેળવીને |
| ૬ | વાયવ્ય સરહદ પ્રાંત | ડેપ્યુટી સેક્રેટરી ટુ ધ ગવર્નમેન્ટ રવન્યુઝ: પેશાવર | |
| ૭ | સિંધ | ડીરેક્ટર ઓફ સિવિલ સપ્લાઈઝ સિંધ | ક કલમ ૧૬: મેન્યુફેક્ચરરને લગતી |
| ૮ | સંયુક્ત પ્રાંતો | ડેપ્યુટી સેક્રેટરી ટુ ધ ગવર્નમેન્ટ સિવિલ સપ્લાઈઝ : લખનૌ | બાબતો સિવાય ડ કલમ ૧૭ ને ૧૯ |

નોંધ : ઉપરના ત્રીજા ખાનામાં બતાવેલી તમામ ફરજો બજાવવા ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ અને ડીવીઝનના કમીશ્નરોને પોતપોતાની હકુમતમાં સત્તા આપવામાં આવે છે.

## બ–સેન્ટ્રલ એડમીનીસ્ટર્ડ વિસ્તારો

| | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|
| ૧ | અજમેર,મેરવાડા | ચીફ કમીશ્નર, અજમેર મેરવાડાઃ અજમેર. | |
| ૨ | બલુચિસ્તાન | ડીરેકટર, ફુડ સપ્લાઇઝ, બલુચિસ્તાનઃ કવેટા. | ઉપર જણાવેલી કલમો |
| ૩ | કુર્ગ | આસીસ્ટંટ કમીશ્નરઃ મરકારા | |
| ૪ | દિલ્હી | ડેપ્યુટી કમીશ્નરઃ દિલ્હી. | |

## ૮

### નં. ૩૪ ટેક્સ (૧૫) ૪૩: ન્યુ દિલ્હીઃ તારીખ ૨૯ જુલાઈ ૧૯૪૩

ઉદ્યોગો ને જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતામાં તારીખ ૧૭ જુલાઈ ૧૯૪૩ ના ગેઝેટ ઑફ ઇંડિયાની અસાધારણ આવૃત્તિના ૫૩૧ પાને તારીખ ૭ જુલાઈ ૧૯૪૩ ને રોજ પ્રગટ થયેલી હિંદ સરકારની જાહેરાત નં. ૩૪ ટેક્સ (૧૫) ૪૩ માં

"હિંદ સરકારે સીધા કબાલાથી ખરીદેલું સુતરાઉ કાપડ ને સુતર" બદલે "સ્ટેન્ડર્ડ કાપડ નહિ એવું હિંદ સરકારે સીધા કબાલાથી ખરીદેલું સુતરાઉ કાપડ અને સુતર" મૂકવું

## ૯

### નં. ૩૪ ટેક્સ (૧૫) ૪૩: મુંબઈઃ તારીખ ૩૧ જુલાઇ ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૧૬ મુજબ અપાયલી સત્તાઓ અનુસાર તારીખ ૩૧ જુલાઈ ૧૯૪૩

ના રોજ મેન્યુફેક્ચરર કે વ્યાપારીએ જે વ્યક્તિને ત્યાં કાપડ યા સુતરના જથા મૂક્યા હોય તેણે કાપડ અને સુતરના જથા જાહેર કરવા હું નીચેની રીત સૂચવું છું:

(૧) જથા જાહેર કરવા તારીખ ૧૦ જુલાઈ ૧૯૪૩ ના ગેઝેટ ઑફ ઇંડિયાના ભાગ ૧ ના વિભાગ ૧ માં ૭૨૯ પાને તારીખ ૧૦ જુલાઈ ૧૯૪૩ ના રોજ નક્કી કરેલા પત્રકમાં પ્રાંતિય કે દેશી રાજ્યે ઠરાવેલા અમલદારને વ્યાપારીના જથાની જાહેરાત કરવાના પત્રકની બે નકલો મોકલી આપવી પડશે.

(૨) સદરહુ પત્રક સાથે તારીખ ૧૦ જુલાઈ ૧૯૪૩ ની જાહેરાતમાં આપેલા નમૂના પ્રમાણે પ્રમાણપત્રને બદલે નીચેના નમૂના પ્રમાણે પ્રમાણપત્ર મોકલવું પડશે

"હું/અમે નીચે સહી કરનાર આથી ઇકરાર કરું છું/કરીએ છીએ કે ઉપરનું પત્રક મારી/અમારી બેન્કમાં (વ્યાપારી અગર તો મેન્યુફેક્ચરરનું નામ અને પૂરેપૂરું સરનામું) એ મૂકેલા અને મારી/અમારી બેન્કમાં રાખેલા કાપડ યા સુતરના જથા સ્પષ્ટ રીતે દર્શાવેલા છે.

અનુસંધાન: તારીખ ૧૦ જુલાઈ ૧૯૪૩ ના ગેઝેટ ઑફ ઇંડિયાના ભાગ ૧ ના વિભાગ ૧ માં ૭૨૯ મા પાને તારીખ ૧૦ જુલાઈ ૧૯૪૩ ની જાહેરાત નંબર ૩૪ ટેક્સ (૧૫) ૪૩ ના નિવેદન નીચેના પ્રમાણપત્રમાં જ્યાં પ્રથમ "કાપડ" છે ત્યાં ને તે પછી "અને સુતર" ઉમેરવું.

## ૧૦

### નં. ૩૪ ટેક્સ (૧૫)/૪૩ : ન્યુ દિલ્હી : ૧૪ ઓગસ્ટ ૧૯૪૩

તારીખ ૩૧ જુલાઈ ૧૯૪૩ના ગેઝેટ ઑફ ઇંડિયાના વિભાગ ૧ કલમ ૧માં પાના ૮૩૨ ઉપર હિંદ સરકારના ઉદ્યોગ ને જનતાની

જરૂરીઆતો પૂરી પાડનાર ખાતાની જાહેરાત નં. ૩૪ ટેક્સ(૧૫)૪૩માં વધારો ને અનુસંધાનઃ

વિગત ૧ : ખાના ૨ માં "ડીરેકટર ઑફ ઇન્ડસ્ટ્રીઝ: આસામ" બદલે "સેક્રેટરી ટુ ધ ગવર્નમેન્ટ ઑફ આસામ, સપ્લાય ડીપાર્ટમેન્ટ" વાંચવું.

"બ પ્રાંતિય સરકારો"ના ખાનામાં વિગત ૮ પછી ઉમેરવું:

| | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|
| ૯ | મુંબાઈ | સપ્લાય કમીશ્નર : મુંબાઈ | |
| ૧૦ | ઓરીસા | કન્ટ્રોલર ઑફ સપ્લાઇઝ અને ટાન્સપોર્ટ ઓરીસા | |
| ૧૧ | પંજાબ | અંડર સેક્રેટરી ટુ ધ ગવર્નમેન્ટ ઑફ પંજાબ, પોલીટીકલ ડીપાર્ટમેન્ટ | |

વિગત ૨ : "ખાના ૩માં દર્શાવેલી કલમો નીચેની ફરજો"

## ૧૧

### નં. ૩૪ ટેક્સ (૧) ૪૩ઃ ન્યુ દિલ્હીઃ તારીખ ૧૪ ઓગસ્ટ ૧૯૪૩

હિંદ સંરક્ષણ ધારાના નિયમ ૮૧ ના પેટા નિયમ ૨ ની રૂઇએ અપાએલી સત્તા મુજબ મધ્યસ્થ સરકાર કાપડ અને સુતર ધારા ૧૯૪૩ માં નીચે મુજબ સુધારો ફરમાવે છે :

૧ કલમ ૩ માં પેટા કલમ (ચ) માં "બીજા કોઈ પણ ધંધા" પછી "હાથ વણાટના કાપડના વણકરોનો પણ સમાવેશ થશે" ઉમેરવું.

૨ કલમ ૧૦ માં

(૧) પેટા કલમ (ઘ) માં "કારખાના બહાર અને છુટક" બદલે "કારખાના બહાર છુટક તથા જથાબંધ" મૂકવું.

(૨) પેટા કલમ (ક) માં "કાપડ" પછી "(હાથવણાટના કાપડ સિવાય)" ઉમેરવું.

(૩) પેટા કલમ (ક) પછી નીચેની પેટા કલમ ઉમેરવીઃ

(ક) કોઈ પણ વ્યાપારી વધારેમાં વધારે હાથવણાટનું કેટલું કાપડ કેટલા વખત સુધી રાખી શકશે તે નક્કી કરશે.

૩ કલમ ૧૨ માં " કોઈ પણ મેન્યુફેચરર અથવા " પછી " જથાબંધ અગર " અને " કારખાના બહાર " પછી "જથાબંધ" ઉમેરવું.

૪ કલમ ૧૩ માં

(૧) પેટા કલમ (૧) માં " કાપડ " પછી " ( હાથવણાટના કાપડ સિવાય ) " ઉમેરવું.

(૨) પેટા કલમ (૨) માં

(અ) " શિક્કા મારેલા " પછી " ( છૂટક વેચાણ માટે મૂકાતા કાપડ યા સુતરના કકડા અગર તો છૂટી આંટીઓ સિવાય ) " ઉમેરવું.

(બ) પેટા કલમ (૨) પછી નીચેની નોંધ ઉમેરવી:

નોંધ:આ પેટા કલમમાં " મેન્યુફેકચરરનું સ્થાન " નો અર્થ " શહેરમાં જ્યાં કાપડ યા સુતર બનાવવાનું કારખાનું આવેલું હોય તે સ્થળ " સમજવું.

(૩) પેટાકલમ (૩) માં " ૯૦ દિવસ " બદલે " ત્રણ મહિના " મૂકવું.

૫ કલમ ૧૪ માં

(૧) પેટા કલમ (૧) માં " ટેકસ્ટાઈલ કમીશ્નરે ઉલટી સુચના કરી હોય તે સિવાય " શરૂઆતમાં મૂકવું.

(૨) પેટા કલમ (૨) પછી નીચેની કલમ ઉમેરવી:

(૩) આ કલમ હાથવણાટના કાપડને લાગુ પડશે નહિ.

૬ કલમ ૧૭ માં અપવાદ કાઢી નાખવો.

૭ કલમ ૧૮ માં

(૧) પેટા કલમ (૧) માં "કોઈ પણ મેન્યુફેક્ચરર" પછી "ટેક્સટાઈલ કમીશ્નરે ઉલટી સૂચના કરી હોય તે સિવાય" ઉમેરવું.

(૨) પેટા કલમ (૨) માં "લીધેલા" પછી "મુકરર તારીખ પહેલાં" ઉમેરવું.

૮ કલમ ૨૨ પછી નીચેની કલમ ઉમેરવી:

"૨૩—પ્રાંતિય સરકારની અગાઉથી પરવાનગી મેળવ્યા સિવાય આ ધારાની કોઈ પણ કલમના અનાદર માટે ફરિયાદ થઈ શકશે નહિ."

## ૧૨

### નં. ૩૪ ટેકસ (૧) ૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૨૩ ઓગસ્ટ ૧૯૪૩

હિંદ સંરક્ષણ ધારાના નિયમ ૮૧ ના પેટા નિયમ ૨ થી અપાએલી સત્તાની રૂઇએ મધ્યસ્થ સરકાર કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ માં નીચે મુજબ સુધારા ફરમાવે છે:

કલમ ૧૯ની પેટા કલમ (क) બદલે નીચેની કલમ મૂકવી.

"પ્રવેશ કરશે અને શોધ ચલાવશે અગર તો મધ્યસ્થ યા પ્રાંતિય સરકારના કોઈ પણ અમલદારને સામાન્ય અગર તો ખાસ હુકમથી કોઇ પણ સ્થળમાં પ્રવેશ કરવા કે શોધ ચલાવવા સત્તા આપશે."

## ૧૩

### નં. ૩૪ ટેકસ (૧) ૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૨૩ ઓગસ્ટ ૧૯૪૩.

હિંદ સંરક્ષણ ધારાના નિયમ ૮૧ ના પેટા નિયમ ૨ થી અપાએલી સત્તાની રૂઇએ મધ્યસ્થ સરકાર કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માં નીચે મુજબ સુધારા ફરમાવે છે:

એ ધારામાં

કલમ ૧૩ અને ૧૪ માં "ગાંસડીઓ" જ્યાં જ્યાં વપરાએલું હોય ત્યાં ત્યાં તેના પછી "અથવા પેટીઓ" ઉમેરવું.

## ૧૪

## નં. ૩૪ ટેક્સ (૧૫) ૪૩. મુંબઈ: તારીખ ૨૩ ઓગસ્ટ ૧૯૪૩

કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ (अ) મુજબ મને અપાયલી સત્તાની રૂઈએ બીજી નોટીસ અપાય ત્યાં સુધી હું બાજુમાં બતાવેલી બાબતો માટે નીચેની વસ્તુઓ આ ધારાના અમલથી બાકાત રાખું છું:

| વસ્તુઓ | બાકાતીનું સ્વરૂપ અને વિસ્તાર |
| --- | --- |
| (अ) હોઝિયરી.<br>(ब) ધોતીઆં ને સાડીઓ સિવાય તૈયાર કપડાં.<br>(क) બે હજાર વાર લંબાઈથી ઓછી લંબાઈવાળા સીવવાના દોરાનાં રીલ કે દડીઓ.<br>(ड) સુતરનાં દોરડાં, પાટી, રસ્સીઓ અને બાંધવાની બીજી પરચુરણ વસ્તુઓ. | એવી વસ્તુઓ બનાવનારે તારીખ ૩૧ જુલાઈ ૧૯૪૩ના રોજના કાચા માલના જથા નોંધાવી દેવા, નહિ તો તેને આ ધારાના અમલથી બાકાત રાખવામાં આવશે નહિ. |

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ अ અનુસાર મને અપાયેલી સત્તાની રૂએ આ ધારાની કલમ ૧૦ પેટા કલમ क તથા કલમ ૧૩ અને ૧૪ના અમલમાંથી બીજી નોટીસ આપતાં સુધી નીચેની વિગતો હું બાકાત રાખું છું:

अ લંબાઈથી કાટખૂણે કોઈ પણ જગાએ જેની પહોળાઈ ૯ ઇંચ કરતાં વધારે ન હોય એવા ૭૨ ઇંચ સુધીની લંબાઇના કોઈ પણ પ્રકારના કકડા.

બ ૩૪ ઇંચથી કોઈ પણ જગાએ વધારે પહોળાઇ ન હોય તેમજ ૪ ચોરસફુટથી વધારે વિસ્તાર ન હોય તેવા કકડા.

નોંધ : નાના હાથરુમાલ, નાના ટુવાલ, નેપકીન, જારણ, જુદી જુદી જાતના કકડા, આખા માલમાંથી મીલમાં પડેલા ટુકડાઓ વિગેરેનો સમાવેશ થાય છે.

## ૧૫

## નં. ૩૪ ટેકસ (૧૫) ૨/૪૩ મુંબઇઃ તારીખ ૩૧ ઓગસ્ટ ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ (क) નીચે મને અપાએલી સત્તાઓ અનુસાર બીજો હુકમ થતાં સુધી હું નીચે જણાવેલું કાપડ અને સુતર, મીલને ઝાંપે તથા છૂટક, વધારેમાં વધારે કેટલી કીંમતે વેચવું તે નક્કી કરૂં છું:

| વર્ણન | વિસ્તાર | | વજન | સુતરના કાઉન્ટ | | ઇંચમાં દોરા | | તાકા પ્રમાણે અથવા રતલ ઉપર વધારેમાં વધારે કીંમત | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| અ—કાપડ | ઇંચ | વાર | રતલ | વેફ્ટ | વોર્પ | વેફ્ટ | વોર્પ | છૂટક | મીલને ઝાંપે |
| | | | | | | | | રૂ.આ.પા. | રૂ.આ.પા. |
| ધોયેલું મલમલ | ૪૩ | ૨૦ | | ૪૦S | ૫૦S | ૫૨ | ૪૪ | ૧૨/૩ | ૧૪/૧૪/૯ |
| એ લૉંગ કલૉથ | ૪૩ | ૩૮ | | ૩૦S | ૪૦S | ૬૪ | ૬૪ | ૨૭/૪/૯ | ૩૨/૧૨/– |
| એ લેપર્ડ કલૉથ | ૪૩ | ૩૮ | ૧૧ ૧/૨ | ૨૦S | ૨૨S | ૪૮ | ૪૮ | ૨૫/૫/૬ | ૩૦/૬/૬ |
| | | | | | | | | રતલે | રતલે |
| | | | | | | | | ૨/૩/– | ૨/૧૦/– |
| એ ધોતી | ૪૪ | ૧૦ | | ૭૦S | ૯૦S | ૬૪ | ૫૬ | ૭/૧૨/૯ | ૯/૫/૬ |
| બ્લીચ્ડ લૉંગકલૉથ | ૩૩ | ૪૦ | | ૨૦S | ૩૦S | ૫૬ | ૪૮ | ૨૧/૭/૩ | ૨૫/૧૨/– |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| કલર્ડ પોપલીન | ૨૯ | ૨૦ | | ૪૦S | ૪૦S | ૮૦ | ૪૮ | ૧૨/૧૦/૯ | ૧૫/૩/૩ |
| બ્લીચ્ડ નકશીકલૉથ | ૪૬ | ૮ | | ૭૦S | ૯૦S | ૬૪ | ૫૨ | ૬/૭/૩ | ૭/૧૨/– |
| કલર્ડ સાડી | ૪૨ | ૫ | | ૨૦S | ૩૦S | ૪૦ | ૩૨ | ૩/૨/૯ | ૩/૧૩/– |
| બ્લીચ્ડ મલમલ | ૪૮ | ૨૦ | | ૩૨S | ૩૬S | ૬૪ | ૪૪ | ૧૩/૨/૬ | ૧૫/૧૨/૬ |
| ગ્રે ડ્રીલ | ૨૭ | ૪૦ | ૧૪$\frac{3}{4}$ | ૧૨S | ૧૦S | ૭૫ | ૪૨ | ૨૪/૬/૨ રતલે ૧/૧૦/૯ | ૨૯/૪/– રતલે ૨/– |
| ગ્રે લૉંગ કલૉથ | ૪૩ | ૩૮ | ૧૧ | ૨૨S | ૨૨S | ૪૮ | ૪૪ | ૨૪/૬ રતલે ૨/૩ | ૨૯/૪ રતલે ૨/૧૦ |
| બીજા માપ | | | | | | | | | |
| સાટીન | ૪૪ ૪૫ | ૨૨$\frac{1}{2}$ | ૮ | ૧૪S | ૧૪S | ૪૦ | ૩૬ | ૧૪/૧૦/– | ૧૭/૮૯ |

**બ—સુતર**

| | | દસ રતલના બંડલની વધારેમાં વધારે કીંમત | |
|---|---|---|---|
| | વિગત | મીલના ઝાંપે | છુટક |
| ૧૦S | માર્કેટ | ૧૩/૧૦/૬ | ૧૬/૬/૩ |
| ૨૦S | માર્કેટ | ૧૭/૮/૯ | ૨૧/૧/– |
| ૩૦S | માર્કેટ | ૨૧/૭/૩ | ૨૫/૧૦/૨ |
| ૪૦S | માર્કેટ (દેશી) | ૨૫/૫/૬ | ૩૦/૬/૬ |

નોંધ: (૧) હિંદ અને આંતરિક વપરાશ માટે વેચાતા દરેક પ્રકારની ઉચામાં ઉંચી જાતના માલની આ કીંમત ઠરાવી છે.

(૨) તા. ૧૯ ઑગસ્ટ ૧૯૪૩ ના રોજ અગર તો તે પછી અપાતી તમામ ડીલીવરી તારીખ ૩૧ ઑગસ્ટ ૧૯૪૩ અગર તો તે પછીની મુદતે

ડીલીવરી આપવાના અગાઉ કરેલા કબાલાના માલની મીલના ઝાંપે ઉપર ઠરાવેલી વધારેમાં વધારે કીંમત છે.

(૩) હિંદમાં કોઈ પણ સ્થળે છુટક વેચાણ માટે ઉપર ઠરાવેલી વધારેમાં વધારે કીંમત છે.

## ૧૬

### નં. ૩૪ ટેક્સ (૧) ૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૪ સપ્ટેમ્બર ૧૯૪૩

હિંદ સંરક્ષણ ધારાના નિયમ ૮૧ પેટા નિયમ ૨ મુજબ અપાયલી સત્તાની રૂઇએ મધ્યસ્થ સરકાર કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માં નીચે મુજબ સુધારા ફરમાવે છે:

એ ધારામાં

(૧) કલમ ૧૩ પેટા કલમ (૧)માં "તારીખ ૩૧ જુલાઈ ૧૯૪૩ પછી મેન્યુફેક્ચરરે તૈયાર કરેલું તમામ કાપડ અને સુતર" બદલે "તારીખ ૩૧ જુલાઈ ૧૯૪૩ પછી મેન્યુફેક્ચરરે બાંધેલું તમામ કાપડ અને સુતર" મૂકવું.

(૨) કલમ ૧૫માં "કલમ ૧૩ અને ૧૪" બદલે "કલમ ૧૩ પેટા કલમ (૧) સિવાય અને કલમ ૧૪" મૂકવું.

(૩) કલમ ૧૯માં સૌથી પ્રથમ વપરાયલા "તેના" બદલે "આ" મૂકવું.

## ૧૭

### નં. ૩૪ ટેક્સ (૧૫) ૪૩: મુંબાઇ: તારીખ ૪ સપ્ટેમ્બર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૨૧ થી મને અપાયેલી સત્તા અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી હું નીચેના અધિકારીઓને મારા વતી અપવાદ અને બીજા હુકમો સહી કરવા સત્તા આપું છું:

(૧) મી. ટી. એસ. રામસ્વામી: આસીસ્ટંટ સેક્રેટરી ટુ ધ ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા ડીપાર્ટમેન્ટ ઑફ ઇંડસ્ટ્રીઝ ઍન્ડ સિવિલ સપ્લાઈઝ: ટેક્સ્ટાઇલ કમીશ્નરની ઑફીસ : મુંબાઈ.

(૨) મી. જી. એન. કે. આયરઃ આસીસ્ટંટ કમીશ્નરઃ ડિપાર્ટમેન્ટ ઑફ ઇન્ડિસ્ટ્રીઝ એન્ડ સિવિલ સપ્લાઇઝ : ટેકસ્ટાઇલ કમીશ્નરની ઑફીસ : મુંબાઈ.

## ૧૮

**નં. ૩૪ ટેકસ અ (૧૫) ૪૩ઃ મુંબઇઃ તારીખ ૮ સપ્ટેમ્બર ૧૯૪૩**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તા અનુસાર તારીખ ૪ સપ્ટેમ્બર ૧૯૪૩ના ગેઝેટ ઑફ ઇંડીયાના ૯૮૧ પાને પ્રગટ થયેલી તારીખ ૨ સપ્ટેમ્બર ૧૯૪૩ની નં. ૩૪ ટેકસ અ (૧૫) ૧/૪૩ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાતમાં હું નીચે મુજબ સુધારો ફરમાવું છું:

કોઠાને છેડે નીચેની વિગત મૂકવીઃ

| એડમીનીસ્ટર્ડ વિસ્તાર | અમલદાર |
|---|---|
| હૈદ્રાબાદ એડમીનીસ્ટર્ડ વિસ્તાર. | ડીસ્ટીક્ટ મેજીસ્ટ્રેટ સીકંદ્રાબાદ. |

## ૧૯

**નં. ૩૪ ટેકસ અ(૧૫ /૪૩ઃ મુંબઈઃ તારીખ ૧૧ સપ્ટેમ્બર ૧૯૪૭**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૯ (क) થી મને અપાયલી સત્તા અનુસાર નીચે જણાવેલા મદ્રાસ સરકારના અમલદારોને પોતાની હકુમતના વિસ્તારમાં આવેલી કાપડ અને સુતરની દુકાનોમાં પ્રવેશ કરવા અને શોધ ચલાવવા હું સત્તા આપું છું:

(૧) રેવન્યુ ઇન્સ્પેકટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા રેવન્યુ ખાતાના અમલદારો, આસીસ્ટંટ કમર્શીઅલ ટેક્સ્ટાઇલ ઓફીસરથી ઉતરતા દરજ્જાના નહિ એવા કમર્શીઅલ ટેકસ્ટાઇલ ખાતાના અમલદારો અને સબ ઇંસ્પેકટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા પોલીસ તથા એકસાઇઝ ખાતાના અમલદારો.

## ૨૦

## નં. ૩૪ ટેક્સ અ(૧૫) ૧/૪૩: મુંબઇ: તારીખ ૧૩ સપ્ટેમ્બર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧થી મને અપાયલી સત્તાઓ અનુસાર તારીખ ૪ સપ્ટેમ્બર ૧૯૪૩ના ગેઝેટ ઓફ ઇંડિયાના ૯૮૧ પાને પ્રગટ થયેલી તારીખ ૨ સપ્ટેમ્બર ૧૯૪૩ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેક્સ અ (૧૫) ૧/૪૩ માં હું આથી નીચે મુજબ સુધારા ફરમાવું છું:

કલમ ૩માં "પશ્ચિમ હિંદ સ્ટેઇટસ એજન્સી" સામે બીજા ખાનામાં "પૂર્વ કાઠિયાવાડ એજન્સીમાંની રેલ્વેની જમીનો" બદલે "વઢવાણ સિવિલ સ્ટેશન અને પૂર્વ કાઠિયાવાડ એજન્સીમાંની રેલ્વેની જમીનો" મૂકવું.

## ૨૧

## નં. ૩૪ ટેક્સ (૧)૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૧૬ સપ્ટેમ્બર ૧૯૪૩

હિંદ સંરક્ષણ ધારાના નિયમ ૮૧ના પેટા નિયમ ૨ અનુસાર અપાયલી સત્તા મુજબ મધ્યસ્થ સરકાર કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માં નીચે મુજબ સુધારા ફરમાવે છે:

એ ધારામાં

કલમ ૧૩ પેટા કલમ (૧) ને બદલે નીચેની કલમ મૂકવી:

(૧) મેન્યુફેક્ચરરે તારીખ ૩૧ જુલાઈ ૧૯૪૩ પછી હાથવણાટ સિવાય બાંધેલાં તમામ પ્રકારના કાપડ અને સુતર ઉપર ટેક્સ્ટાઇલ કમીશ્નર કલમ ૧૦ અનુસાર સૂચવે તે રીતે ગાંસડી બાંધવાની તારીખનો શિક્કો મારવો પડશે.

## ૨૨

**નંબર ૩૪ ટેકસ (૧૫) ૪૩: મુંબઈ: તારીખ ૨૦ સપ્ટેમ્બર ૧૯૪૩**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ થી મને અપાયલી સત્તાઓ અનુસાર થોડા રૂમાંથી બનાવેલું પણ વજનમાં દશ ટકા રૂથી વારે ન હોય તેવું કાપડ યા સુતર આ ધારાના અમલમાંથી બાકાત રાખવામાં આવે છે.

## ૨૩

**નંબર ૩૪ ટેકસ (૧૫) ૨/૪૩: મુંબાઈ: તારીખ ૨૩ સપ્ટેમ્બર ૧૯૪૩**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ કલમ ૧૦ (ब) નીચે મને અપાયલી સત્તાઓ અનુસાર તારીખ ૩૧ ઓગસ્ટ ૧૯૪૩ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેકસ (૧૫) ૨/૪૩માં હું નીચે મુજબ સુધારા ફરમાવું છું:

૧. એ જાહેરાતના પહેલા પેરેગ્રાફમાં "કલમ ૧૦ (क)" બદલે "કલમ ૧૦ (ब)" મૂકવું.

૨. એ જાહેરાતના પેરેગ્રાફ ૧ પછી નીચેનો પેરેગ્રાફ, પેરેગ્રાફ ૨ તરીકે મૂકવો અને પેરેગ્રાફ ૨ તથા ૩ ને અનુક્રમે પેરેગ્રાફ ૩ તથા ૪ ગણવા.

૨. ઉપર જણાવેલી કાપડ અને સુતરની જાતો સિવાય જે કાપડ અને સુતરની, મીલને ઝાંપે અને છૂટક વધારેમાં વધારે કીંમત, નક્કી કરી નથી તેની કીંમત ઉપર જણાવેલી જાતોને મળતી જાતોની કિંમતમાં રાખેલા મુજબનો તફાવત, ઉમેરી કે બાદ કરી, ગણવામાં આવશે.

## ૨૪

**નં. ૩૪ ટેકસ અ (૧૫) ૩/૪૩: મુંબાઈ: તારીખ ૨૩ સપ્ટેમ્બર ૧૯૪૩**

સુતરાઉ કપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૨૧

થી મને અપાયલી સત્તાઓ અનુસાર તારીખ ૧૧ સપ્ટેમ્બર ૧૯૪૩ ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેક્સ अ (૧૫) ૩/૪૩ રદ કરી, મધ્યસ્થ સરકારની પરવાનગીથી હું મદ્રાસ સરકારના નીચે જણાવેલા અમલદારોને તેમની હકુમતના વિસ્તારમાં મારા વતી એ ધારાની કલમ ૧૯ નીચે ટેક્સ્ટાઇલ કમીશ્નરની ફરજો બજાવવાની સત્તા આપું છું:

રેવન્યુ ઇન્સ્પેકટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા રેવન્યુ ખાતાના અમલદારો, આસીસ્ટંટ કમર્શીઅલ ટેક્સ્ટાઇલ અમલદારથી ઉતરતા નહિ એવા કમર્શીઅલ ટેક્સ્ટાઇલ ખાતાના અમલદારો અને સબ ઇન્પેકટરથી ઉતરતા દરજ્જના નહિ એવા પોલીસ અને એક્સાઈઝ ખાતાના અમલદારો.

## ૨૫

### નંબર ૩૪ ટેક્સ(૧)/૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૨૩ સપ્ટેમ્બર ૧૯૪૩

હિંદ સંરક્ષણ ધારાના નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તાઓ અનુસાર, મધ્યસ્થ સરકાર સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માં નીચે મુજબ વધારે સુધારા ફરમાવે છે :

એ ધારાની કલમ ૧૯માં "અથવા આ કામ માટે મધ્યસ્થ સરકારે મુકરર કરેલા અમલદાર" અને તેની પેટા કલમ (क) માં "સામાન્ય યા ખાસ હુકમથી" કમી કરવા.

## ૨૬

### નં.૩૪ ટેક્સ अ(૧) ૮/૪૩ ન્યુ દિલ્હી: તારીખ ૨૯ સપ્ટેમ્બર ૧૯૪૩

હિંદ સંરક્ષણ ધારાના નિયમ ૮૧ ના પેટા નિયમ ૨ અનુસાર અપાયલી સત્તાની રૂઇએ મધ્યસ્થ સરકાર કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ માં નીચે મુજબ સુધારા ફરમાવે છે :

કલમ ૧૭ ને બદલે નીચેની કલમ મૂકવી:

૧૭ (૧) આ ધારાની બીજી કોઈ પણ કલમને બાધ ન આવે તેવી રીતે કોઈ પણ વ્યક્તિ કોઈ પણ વખતે પોતાની સામાન્ય જરૂરીઆતો કરતાં વધારે કાપડ યા સુતર પોતાના કબજામાં રાખી શકશે નહિ.

(૨) મેન્યુફેક્ચરર યા વ્યાપારીએ સાનમાં મૂકેલા કાપડ યા સુતર રાખવાનો તથા તે ઉપર ધીરધાર કરવાનો ધંધો કરનાર વ્યક્તિને પેટા કલમ (૧) લાગુ પડશે નહિ.

## ૨૭

## નં. ૩૪ ટેક્સ (૧૫) ૧/૪૩: મુબઈ: તારીખ ૨૯ સપ્ટેમ્બર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ, ૨૧થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી તારીખ ૪ સપ્ટેમ્બર ૧૯૪૩ના ગેઝેટ ઑફ ઇંડિયાના ૯૮૧મા પાને પ્રગટ થયેલી તારીખ ૨ સપ્ટેમ્બર ૧૯૪૩ની ટેક્સટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેક્સ अ (૧૫) ૧/૪૩ની જાહેરાતમાં નીચે મુજબ સુધારો ફરમાવું છું:

પહેલા ખાનામાં કલમ ૩માં "ગવર્નરના પ્રાંતો" નીચે "ઉદ્યોગોના ડીરેક્ટર : બિહાર" બદલે "કાપડ નિયામક : બિહાર" મૂકવું.

## ૨૮

## નં ૩૪ ટેક્સ (૧૫)/૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૨ ઓક્ટોબર ૧૯૪૩

અનુસંધાન : તારીખ ૨૫ સપ્ટેમ્બર ૧૯૪૩ના ગેઝેટ ઑફ ઈંડિયાના ભાગ ૧ કલમ ૧ પાના ૧૦૫૮માં પ્રગટ થયેલી તારીખ ૨૩ સપ્ટેમ્બર ૧૯૪૩ની ઉદ્યોગો ને જનતાની જરૂરિઆતો પૂરી પાડનાર ખાતામાં હિન્દ સરકારની જાહેરાત નંબર ૩૪ ટેક્સ (૧) ૪૩માં "તેની પેટા કલમ ( क ) માં" બદલે "અને તેની પેટા કલમ (क) માં" વાંચવું.

## ૨૯

### નં. ૩૪ ટેક્સ(૧૫) ૨/૪૩: મુંબઈ: તારીખ ૭ ઓક્ટોબર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ બ નીચે મને અપાયલી સત્તા અનુસાર તારીખ ૩૧ ઓગસ્ટ ૧૯૪૩ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ ટેક્સ (૧૫) ૨/૪૩માં નીચે મુજબના બીજા સુધારા ફરમાવું છું:

એ જાહેરાતના પેરેગ્રાફ ૩ પછી નીચેની વિગત પેરેગ્રાફ ૪ તરીકે મૂકવી અને અસલના પેરેગ્રાફ ૪ ને પેરેગ્રાફ ૫ ગણવો.

(૪) આ જાહેરનામાની તારીખ પહેલાં કે પછી કોઈ પણ વ્યાપારીને એણે ખરીદેલા કોઈ પણ સુતરાઉ કાપડ કે સુતરની કીંમત આ જાહેરાતથી ઓછી અંકાઇ હશે તો તેવું સુતરાઉ કાપડ યા સુતર તે વેચે કે વેચવા પ્રબંધ કરે ત્યારે તેની કીંમત એની ખરીદ કીંમત કરતાં, સામાન્ય નફા કરતાં કે આ જાહેરાતથી નક્કી કરવામાં આવેલી વધારેમાં વધારે છૂટક કીંમત કરતાં કોઈ પણ સંજોગોમાં વધારે રહેશે નહિ.

## ૩૦

### નં. ૩૪ટેક્સ અ(૧૫) ૩/૪૩: મુંબઈ: તારીખ ૧૨ ઓક્ટોબર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧થી મને અપાયલી સત્તાઓ અનુસાર મધ્યસ્થ સરકારની પરવાનગી મેળવી હું નીચે જણાવેલા મુંબાઈ સરકારના અમલદારોને મારા વતી તેમની હકુમતના વિસ્તારમાં સદરહુ ધારાની કલમ ૧૯ નીચે ટેક્સ્ટાઇલ કમીશ્નરની તમામ ફરજો બજાવવા સત્તા આપું છું:

સરકલ ઇન્સ્પેક્ટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા મહેસુલ ખાતાના અમલદારો, સબ ઇન્સ્પેક્ટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા એકસાઇઝ ખાતાના અમલદારો અને મુંબઈના માપ અને વજન ધારા ૧૯૩૨ નીચે નીમાયલા ઇન્સ્પેક્ટરો.

## ૩૧

## નં. ૩૪ ટેક્સ અ(૧૫) ૩/૪૩: મુંબઈ: તારીખ ૧૬ ઓક્ટોબર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગી લઈ તારીખ ૨૫ સપ્ટેમ્બર ૧૯૪૩ના ગેઝેટ ઑફ ઇંડિયાના ૧૦૫૮ પાને પ્રગટ થયેલી તારીખ ૨૩ સપ્ટેમ્બર ૧૯૪૩ની ટેક્સ્ટાઈલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેક્સ અ (૧૫) ૩૪૩/માં નીચે મુજબ સુધારો ફરમાવું છું :

"મહેસુલ ખાતાના અમલદારો" પહેલાં "પ્રાંતિય ટેક્સ્ટાઈલ કમીશ્નરના અંગત મદદનીશ, આસીસ્ટંટ ટેક્સ્ટાઈલ કમીશ્નર (હેન્ડ લુમ્સ), આસીસ્ટંટ ટેક્સ્ટાઈલ કમીશ્નર (મીલ સ્ટેન્ડર્ડ કાપડ), આસીસ્ટંટ ટેક્સ્ટાઇલ કમીશ્નર (ટેક્સ્ટાઇલ નિયમન), માર્કેટ આસીસ્ટંટ અને ડિસ્ટ્રીકટ ટેક્સ્ટાઈલ કન્ટ્રોલ ઓફીસર્સ" ઉમેરવું.

## ૩૨

## નં. ૩૪ ટેકસ (૧૫) ૧/૪૩: મુબઈ: તા. ૧૬ ઓકટોબર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૨૧થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી હું તારીખ ૪ સપ્ટેમ્બર ૧૯૪૩ના ગેઝેટ ઑફ ઇંડિયાના ૯૮૧ પાને પ્રગટ થયેલી તારીખ ૨ સપ્ટેમ્બર ૧૯૪૩ની ટેક્સ્ટાઈલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ ટેક્સ અ (૧૫) ૧/૪૩ માં નીચે મુજબના સુધારા ફરમાવું છું :

૧ "ગવર્નરના પ્રાંતો" નીચે

(૧) પહેલા ખાનામાં વિગત ૬ સામે "યાર્ન કમીશ્નર, આસીસ્ટંટ યાર્ન કમીશ્નર, સ્ટેન્ડર્ડ કાપડ માટેના સ્પેશિયલ ડેપ્યુટી

કલેક્ટર અને કેનવાસર, મદ્રાસ" બદલે "પ્રોવીન્શીઅલ ટેક્સ્ટાઈલ કમીશ્નર, મદ્રાસ" મૂકવું

(૨) પહેલા ખાનામાં વિગત ૧૩ માંથી "મદ્રાસ ઇલાકાના ડિસ્ટ્રીક્ટ ટેક્સ્ટાઇલ કન્ટ્રોલ ઑફીસર્સ" કમી કરવું

૨ "ચીફ કમીશ્નરના પ્રાંતો" નીચે

વિગત ૨ ને વિગત ૨ અ ગણવી. પહેલા અને બીજા ખાનામાં નીચેની વિગત ૨ બ તરીકે ઉમેરવી :

| | |
|---|---|
| ૨ બ ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ, સીબી, લોરાલાઈ ઝોબ, છગાઇ, કવેટા પિશીન, બોલન અને કચ્છી રેલ્વે, બલુચિસ્તાન | તેમની હકુમતમાં |

૩૩

## નં. ૩૪ ટેક્સ (૧૫)/૪૩: મુંબઈ: તા. ૧૮ ઓકટોબર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયામન ધારા ૧૯૪૩ની કલમ ૧૬ પેટા કલમ ૨થી મને અપાયલી સત્તાઓ અનુસાર હું આથી જાહેરાત કરું છું કે દરેક મેન્યુફેક્ચરર તારીખ ૧૫ નવેમ્બર ૧૯૪૩ ના રોજ અગર તે પહેલાં તારીખ ૩૧ ઓકટોબર ૧૯૪૩ને રોજ તેમની પાસે જે કાપડ અને સુતરનો જથો હોય તે અવારનવાર થતા તમામ સુધારા સાથે તારીખ ૧૦ જુલાઈ ૧૯૪૩ ની ટેક્સ્ટાઈલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેક્સ (૧૫)/૪૩ માં દર્શાવેલા નમૂના મુજબ ટેક્સ્ટાઇલ કમીશ્નર, હરારવાલા બિલ્ડીંગ, વીટેટ રોડ, બેલાર્ડ એસ્ટેટ, મુંબાઈ. સમક્ષ રજુ કરશે.

૩૪

## નં. ૩૪ ટેક્સ અ(૧૫) ૧/૪૩: મુંબઈ: તારીખ ૨૨ ઓકટોબર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી

હું તારીખ ૪ સપ્ટેમ્બર ૧૯૪૩ના ગેઝેટ ઓફ ઇંડીયાના ૯૮૧ પાને પ્રગટ થયેલી ટેકસ્ટાઇલ કમીશ્નરની તારીખ ૨ સપ્ટેમ્બર ૧૯૪૩ની જાહેરાત નં. ૩૪ ટેકસ અ (૧૫) ૧/૪૩માં નીચે પ્રમાણે સુધારા ફરમાવું છું:

કોઠાને છેડે નીચેની વીગત ઉમેરવી:

**રજપુતાના રેસીડન્સી**

| | |
|---|---|
| ૧ ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ: આબુ. | આબુ જીલ્લો. |

## ૩૫

## નં.૩૪ ટેકસ અ(૧)૧૦/૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૨૩ ઓકટોબર ૧૯૪૩

હિંદ સંરક્ષણ ધારાની કલમ ૮૧ પેટા કલમ ૨ અનુસાર અપાએલી સત્તાની રૂઇએ મધ્યસ્થ સરકાર કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માં નીચે મુજબ સુધારા ફરમાવે છે:

એ ધારાની કલમ ૧૩માં.

(૧) પેટા કલમ (૨) માં "ગાંસડીઓ" પછી "અથવા પેટીઓ" ઉમેરવું અને

(૨) પેટા કલમ (૩) પછી નીચેની પેટાકલમ ઉમેરવી:

(૪) ખાસ યા સામાન્ય ફરમાનથી ટેકસ્ટાઇલ કમીશ્નર આ પેટા કલમથી કોઇ પણ પ્રકારનું કાપડ યા સુતર અથવા કાપડ યા સુતરના કોઇ પણ જાતને બાકાત રાખી શકશે.

## ૩૬

## નં.૩૪ ટેકસઅ (૧૫) ૧/૪૩: મુંબઇ: તારીખ ૨૯ ઓકટોબર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧થી મને અપાયેલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી તારીખ ૪ સપ્ટેમ્બર ૧૯૪૩ના ગેઝેટ ઓફ ઇંડિયાના ૯૮૧ પાને પ્રગટ થયેલી ટેકસ્ટાઇલ કમીશ્નરની તારીખ ૨

સપ્ટેમ્બર ૧૯૪૩ની જાહેરાત નંબર ૩૪ ટેક્સ અ (૧૫) ૧/૪૩માં નીચેના વધારે સુધારા ફરમાવું છું:

કલમ ૩ અને ૪ માં "પશ્ચિમ હિંદ સ્ટેટ્સ એજન્સી" નીચે પહેલા અને બીજા ખાનામાં નીચેની વિગતો મૂકવી.

| | |
|---|---|
| ૩. પૂર્વ કાઠિયાવાડ એજંસી અને સાબરકાંઠાના પોલીટીકલ એજંટ | પૂર્વ કાઠિયાવાડ એજન્સી અને સાબરકાંઠાના એડમીનીસ્ટર્ડ વિસ્તાર અને રેલ્વેની જમીનો. |

## ૩૭

### નં.૩૪ ટેકસ અ(૧)૧૧/૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૩૦ ઓકટોબર ૧૯૪૩

હિંદ સંરક્ષણ ધારાના નિયમ ૮૧ ના પેટા નિયમ ૨ અનુસાર અપાયલી સત્તાની રૂઇએ મધ્યસ્થ સરકાર સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માં નીચે મુજબ સુધારો ફરમાવે છે:

એ ધારાની કલમ ૧૪ માં પેટા કલમ (૧) અને (૨) માં ૩૧ ઓકટોબર ૧૯૪૩" બદલે "૩૧ ડીસેમ્બર ૧૯૪૩" મૂકવું

## ૩૮

### નં. ૩૪ ટેકસ અ(૧૫) ૩/૪૩: મુંબાઈ: તારીખ ૧૭ નવેમ્બર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તાઓ અનુસાર મધ્યસ્થ સરકારની પરવાનગીથી હું મારા વતી નીચે જણાવેલા બેંગલોરના સિવિલ અને મીલીટરી સ્ટેશનના અમલદારોને તેમની હકુમતના વિસ્તારમાં સદરહુ ધારાની કલમ ૧૯ નીચે ટેકસ્ટાઇલ કમીશ્નરની ફરજો બજાવવા સત્તા આપું છું.

ટેકસ્ટાઇલ ઇન્સ્પેકટરના સુપરવાઇઝર (ટાઉન ડયુટી સુપરિન્ટેન્ડન્ટ) અને ટેકસ્ટાઇલ ઇન્સ્પેકટર્સ.

૩૯

## નં. ૩૪ ટેકસ અ (૧૫) ૧/૪૩: મુંબઈ: તારીખ ૨૦ નવેમ્બર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧થી મને અપાયલી સત્તા અનુસાર હું તારીખ ૪ સપ્ટેમ્બર ૧૯૪૩ના ગેઝેટ ઓફ ઈંડિયાના ૯૮૧ પાને પ્રગટ થએલી ટેક્સટાઈલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ ટેકસ અ (૧૫) ૧/૪૩માં નીચે મુજબ સુધારા ફરમાવું છું:

| | |
|---|---|
| ૨ જ્યુડીશીઅલ ઓફીસર, મહુ | મહુ છાવણીના હકુમતી વિસ્તારો ને રેલ્વેની જમીનો. |
| ૩ જ્યુડીશીઅલ ઓફીસર, નીમચ. | નીમચ છાવણીના હકુમતી વિસ્તારો ને રેલ્વેની જમીનો. |

૪૦

## નં. ૩૪ ટેકસ અ(૧૫) ૨/૪૩: મુંબાઈ: તારીખ ૨૩ નવેમ્બર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૧૦ અનુસાર ડીસેમ્બર ૧૯૪૩ અને તે પછી ડીલીવરી આપવાના અગાઉથી કબાલા કરેલા હોય તેવા તમામ કાપડ યા સુતરની મેન્યુફેકચરરે તારીખ ૩૦ નવેમ્બર ૧૯૪૩ પછી ડીલીવરી આપવાની હોય તેના ઉપર ½ ઈંચના કદના અક્ષરો ને આંકડામાં નીચેના શિક્કા મારવામાં આવશે:

અ એ કલમ નીચે નક્કી કરેલી મીલના ઝાંપે વધારેમાં વધારે કીંમત અથવા કાપડ યા સુતર માટે લેવાની ચોક્કસ કીંમત યા એમાંથી જે કીંમત ઓછી હોય તેના.

બ મીલને ઝાંપે યા ચોક્કસ કીમતમાં વીસ ટકા ઉમેરી વધારેમાં વધારે જે છૂટક કીંમત નક્કી કરવામાં આવી હોય તેન.

મારી તારીખ ૭ જુલાઈ ૧૯૪૩ ની જાહેરાત નંબર ૩૪ ટેકસ (૧૫)૪૩ માં ઠરાવેલ ટેકસમાર્ક લેબલ ઉપર સુતરની કીંમતના શિક્કા મારવામાં આવશે.

૨ આ જાહેરાત નીચેની વિગતોને લાગુ પડશે નહિ.

(૧) હાથવણાટનું કાપડ

(૨) હાથે કાંતેલું સુતર

(૩) હિંદમાં વેચાણ માટે નહિ પણ પરદેશ નિકાશ કરવા માટે તૈયાર કરેલું કાપડ યા સુતર

(૪) મેન્યુફેક્ચરર પાસેથી સરકારે સીધું ખરીદ કરેલું સ્ટેન્ડર્ડ કાપડ સુદ્ધાંતનું કાપડ અને સુતર

(૫) પાંચ વારથી વધારે નહિ એવા 'કાપડના તથા નુકસાની કાપડના નાના ટુકડાઓ

## ૪૧

## નં. ૩૪ ટેક્સ (૧) ૧૨/૪૩ ન્યુ દિલ્હી તારીખ ૨૪ નવેમ્બર ૧૯૪૩

હિંદ સંરક્ષણ ધારાના નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તાઓ અનુસાર મધ્યસ્થ સરકાર સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ માં નીચે મુજબ સુધારા ફરમાવે છેઃ

એ ધારાની કલમ ૧૦થી ૧૯ ને બદલે નીચેની કલમો મૂકવીઃ

**૧૦** કલમ ૯ પેટા કલમ (૩) ને બાધ ન આવે તેવી રીતે ટેક્સટાઇલ કમીશ્નર ગેઝેટ ઓફ ઇંડિયામાં જાહેરાત કરશે.

**અ**—કોઈ પણ વ્યાપારી હાથવણાટના કાપડનો વધારેમાં વધારે કેટલો જથો વધારેમાં વધારે કેટલા સમય સુધી રાખી શકે તે.

**બ**—કોઇ પણ પ્રકારનું કાપડ યા સુતર મીલને ઝાંપે જથાબંધ યા છૂટક વધારેમાં વધારે કેટલી કીંમતે વેચાય તે.

**ક**—કોઈ પણ મેન્યુફેક્ચરરે તૈયાર કરેલા કોઇ પણ પ્રકારના કાપડ યા સુતર ઉપર કયા પ્રકારના શિક્કા ક્યારે ને કેવી રીતે મારવા તે.

૧૧ કલમ ૯ ની પેટા કલમ (૩) નીચે ટેકસ્ટાઇલ કમીશ્નર કાપડ અને સુતરના પ્રકારો, વધારેમાં વધારે કે ઓછામાં ઓછા જથ્થા, જણાવેલા સમયમાં તૈયાર કરવા કે નહિ તેની અવારનવાર સૂચનાઓ આપશે અને મેન્યુફેકચરર તેવી સૂચનાઓનો અમલ કરશે.

૧૨ (૧) કોઈ પણ વ્યાપારી કે મેન્યુફેકચરર કલમ ૧૦ નીચે ઠરાવેલી વધારેમાં વધારે કીંમત કરતાં વધારે કીંમતે કોઇ પણ પ્રકારનું કાપડ યા સુતર વેચી શકશે નહિ તેમ વેચવાનું કહી પણ શકશે નહિ.

(૨) દરેક વ્યાપારી કલમ ૧૦ નીચે કાપડ અને સુતર વધારેમાં વધારે કેટલી કીંમતે વેચવું તે જણાવતી ટેકસ્ટાઇલ કમીશ્નર તરફથી બહાર પડેલી કે પડનારી જાહેરાતની ખરી નકલ પોતાની દુકાન પર ચોઢશે.

(૩) પૂરતા કારણ સિવાય કોઈ પણ મેન્યુફેકચરર કે વ્યાપારી કોઈ પણ વ્યક્તિને કાપડ યા સુતર વેચવાનો ઇન્કાર કરી શકશે નહિ.

નોંધ : આ પેટા કલમ મુજબ ભવિષ્યમાં ઉંચી કીંમત મેળવવાની ધારણા કે સંભવ પૂરતું કારણ લેખાશે નહિ.

૧૩. કોઈ પણ પ્રકારના કાપડ યા સુતર માટે ટેકસ્ટાઇલ કમીશ્નરે કલમ ૧૦ નીચે શિક્કા મારવાનું તેમજ તેમ કરવાના સમય ને રીત ઠરાવી હોય તો

(अ) એવા કાપડ અથવા સુતરનો દરેક મેન્યુફેકચરર ટેકસ્ટાઇલ કમીશ્નરે ઠરાવ્યા પ્રમાણે ઠરાવેલા સમયે અને ઠરાવેલી રીતે શિક્કા મરાવશે.

(ब) એવા કોઈ પણ કાપડ યા સુતર ઉપર મેન્યુફેકચરર સિવાય બીજી કોઈ પણ વ્યક્તિ શિક્કા મરાવી શકશે નહિ.

(क) પોતાની સાચી અંગત જરૂરીઆત હોય તે વિના મેન્યુફેક્ચરર સિવાય બીજી કોઈ પણ વ્યક્તિ તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ પછી એ રીતે શિક્કા માર્યાં સિવાય એવું કાપડ યા સુતર પોતાના કબજામાં કે પોતાના કાબુમાં રાખી શકશે નહિ.

**૧૪.** (૧) તારીખ ૧ ઓગસ્ટ ૧૯૪૩ પહેલા તૈયાર કરેલું હાથવણાટ સિવાય કોઈ પણ કાપડ યા સુતર ટેક્સ્ટાઇલ કમીશ્નરે ખાસ પરવાનગી આપી હોય તે વિના

(अ) તારીખ ૩૧ ઓગસ્ટ ૧૯૪૩ પછી વગર છોડેલી ગાંસડી અગર પેટીમાં કોઇ પણ વ્યક્તિથી રાખી શકાશે નહિ

(ब) તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ પછી કોઇ પણ વ્યાપારી કે વ્યાપારી થકી કબજો ધરાવનાર કોઇ પણ વ્યક્તિથી વગર વેચાયેલું રાખી શકાશે નહિ.

(૨) ટેક્સ્ટાઇલ કમીશ્નરે ખાસ પરવાનગી આપી હોય તે સિવાય આ ધારાની કલમો નીચે પેક કર્યાની તારીખ વાળું કાપડ યા સુતર

(अ) એવી તારીખ પછી ત્રણ મહિના કરતાં વધારે વખત કોઇ પણ વ્યક્તિથી વગર છોડેલી ગાંસડી અગર પેટીમાં રાખી શકાશે નહિ

(ब) એવી તારીખ પછી ૭ મહિના કરતાં વધારે વખત કોઇ પણ વ્યાપારી અગર તો વ્યાપારી થકી કોઇ પણ વ્યક્તિથી વગર વેચાયલું રાખી શકાશે નહિ.

**૧૫.** ટેક્સ્ટાઇલ કમીશ્નર સામાન્ય યા ખાસ હુકમથી કોઇ પણ કાપડ યા સુતર અથવા કોઈ કાપડ યા સુતરની કોઈ પણ જાત કલમ ૧૩ અને ૧૪ના અમલથી બાકાત રાખી શકશે.

**૧૬.** કલમ ૧૦ અનુસાર કોઈ પણ કાપડના કકડા ઉપર જે

કિંમતે તે છૂટક વેચવાનો હોય તે કીંમત એક છેડા પર છાપવાનું ઠરાવેલું હોય અને તેવો કકડો આખો વેચવામાં ન આવે તો જ્યાં તેની કીંમતનો શિક્કો મારવામાં આવ્યો હશે તે ભાગ એ વ્યાપારીએ છેલ્લો વેચવો પડશે.

૧૭. ગેઝેટ ઓફ ઈંડિયામાં ટેક્સ્ટાઇલ કમીશ્નર પોતાની જાહેરાતથી સૂચવે તે તારીખે, સૂચવેલા નમૂના પ્રમાણે, સૂચવેલા અમલદારને દરેક મેન્યુફેક્ચરર, દરેક વ્યાપારી અને મેન્યુફેક્ચરર અગર વ્યાપારીએ કાપડ યા સુતરનો જથો જેને ત્યાં સાનમાં મૂક્યો હોય તેવી દરેક વ્યક્તિ પોતાની પાસેનો કાપડ યા સુતરનો જથો જાહેર કરશે.

૧૮. (૧) ટેક્સ્ટાઇલ કમીશ્નરની પરવાનગી સિવાય કોઈ પણ મેન્યુફેક્ચરર કોઈ પણ વખતે

(અ) અગાઉના ત્રણ મહિનામાં પોતે તૈયાર કરેલા કુલ જથા કરતાં વધારે કાપડનો જથો

(બ) અગાઉના બે મહિનામાં પોતે તૈયાર કરેલા સુતરના જથા કરતાં વધારે પોતાને કાપડ બનાવવા માટે જરૂર ન હોય તેવો સુતરનો જથો

રાખી શકશે નહિ

પરંતુ આ પેટા કલમ માટે શાળ ઉપરનું કાપડ અને તે કાપડ બનાવવા વપરાતું સુતર ગણત્રીમાં લેવાશે નહિ

(૨) વ્યાપારી કે મેન્યુફેક્ચરર ન હોય તેવી બીજી કોઈ પણ વ્યક્તિ કોઈ પણ વખતે પોતાની સામાન્ય જરૂરીઆત કરતાં વધારે કાપડ યા સુતરનો જથો રાખી શકશે નહિ

(૩) પેટા કલમ (૨) વ્યાપારીએ યા મેન્યુફેક્ચરરે સાનમાં મૂકેલો હોય તેવા કાપડ યા સુતરના ધીરધારનો ધંધો કરનાર કોઈ પણ વ્યક્તિના કબજાને લાગુ પડશે નહિ.

(૪) પેટા કલમ (૧) અને (૨) માટે મેન્યુફેક્ચરરે વ્યાપારીને વેચવા નક્કી કરેલા કોઇ પણ પ્રકારના કાપડ યા સુતરની ડીલીવરી નક્કી કરેલી તારીખે લેવામાં આવી ન હોય તો તે વ્યપારીના કબ્જાનું ગણાશે અને મેન્યુફેક્ચરરનું લેખાશે નહિ.

(૧૯) કોઇ પણ વ્યક્તિ આ ધારાની કલમોનું ઉલ્લંઘન કરવાની વકી છે, એવું માનવા કારણ મળે તો ટેક્સ્ટાઇલ કમીશ્નર

(अ) એવી કે બીજી કોઈ પણ વ્યક્તિ જે ધંધો કરતી હોય તે બાબતની હકીકત પૂરી પાડવા કોઈ પણ વ્યકિતને ફરજ પાડી શકશે.

(ब) કોઇ પણ વ્યક્તિના કે કાણુ નીચેના કોઈ પણ ચોપડા કે બીજા દસ્તાવેજો તપાસશે યા તપાસાવશે.

(क) કોઇ પણ મકાનમાં પ્રવેશ કરશે ને શોધ ચલાવશે અગર તો કોઇ પણ વ્યકિતને પ્રવેશ કરવા ને શોધ ચલાવવા સત્તા આપશે. આ હુકમનું ઉલ્લંઘન થયું છે એવું માનવાને કારણ હોય એવું કોઈ પણ કાપડ યા સુતર કબ્જે કરશે યા કોઈ પણ વ્યક્તિને તે કબ્જે કરવા સત્તા આપશે.

## ૪૨

**નં. ૩૪ ટેક્સ अ (૧૫)૧/૪૩: મુંબાઇ: તારીખ ૨૫ નવેમ્બર ૧૯૪૩**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી તારીખ ૪ સપ્ટેમ્બર ૧૯૪૩ના ગેઝેટ ઓફ ઇન્ડિયાના ૯૮૧ પાના પર પ્રગટ થયેલી તારીખ ૨ સપ્ટેમ્બર ૧૯૪૩ ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેક્સ अ (૧૫) ૧/૪૩માં હું નીચેના સુધારા ફરમાવું છું:

પહેલા ખાનામાં 'ગવર્નરના પ્રાંતો' નીચે વિગત ૨ માં

"બંગાળની જનતાની સગવડો સાચવનાર ડીરેક્ટર" બદલે "બંગાળના પ્રાંતીય ટેક્સ્ટાઈલ કન્ટ્રોલર અને બંગાળના ટેક્સ્ટાઈલ કન્ટ્રોલ એડવાઈઝર" મૂકવું.

૪૩

## નં. ૩૪ ટેક્સ ञ (૧૫) ૨/૪૩: મુંબાઈ: તારીખ ૨ ડીસેમ્બર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૧૦ અનુસાર તારીખ ૨૪ નવેમ્બર ૧૯૪૩ ના ગેઝેટ ઓફ ઈંડિયા એક્સ્ટ્રા ઓર્ડીનરીમાં તારીખ ૨૩ નવેમ્બર ૧૯૪૩ ના રોજ પ્રગટ થયેલી ટેક્સ્ટાઈલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ ટેક્સ ञ (૧૫) ૨/૪૩માં હું નીચે પ્રમાણે સુધારા ફરમાવું છું:

પેરેગ્રાફ ૨ પછી નીચેનો પેરેગ્રાફ ઉમેરવો:

૩ ડીસેમ્બર ૧૯૪૩ માં ડીલીવરી આપવાનો કબાલો થયો હોય ને તારીખ ૩૦ નવેમ્બર ૧૯૪૩ પછી અને તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪ પહેલાં નીચે જણાવેલી વ્યક્તિઓએ તેની ડીલીવરી આપી હોય તેવા કાપડ યા સુતરને આ જાહેરાત લાગુ પડશે નહિ.

(૧) વણાટ પછીનું કામકાજ કરનાર મેન્યુફેક્ચરરે

(૨) હાથે રંગનારે

(૩) હાથે છાપનારે

(૪) પચીસ પાવર લુમથી વધારે ન હોય તેવા કારખાનાએ

૪૪

## નં. ૩૪ ટેક્સ ञ (૧૫) ૪૩: મુંબાઈ: તારીખ ૮ ડીસેમ્બર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૧૫ થી મને અપાયલી સત્તાઓ અનુસાર તારીખ ૩૦ જુન ૧૯૪૪ સુધી આ ધારાની કલમ ૧૪ (૧)થી હું નીચેના કાપડને બાકાત રાખું છું:

ફ્લાઇન મલમલ
સમર ટેકસ
દોરિયાં
મચ્છરદાની
છત્રીનું કાપડ

## ૪૫

**નં.૩૪ ટેક્સ અ(૧૫) ૨/૪૩: મુંબઇ: તારીખ ૧૧ ડીસેમ્બર ૧૯૪૩**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ અનુસાર નીચે જણાવેલા સુતરની મીલને ઝાંપે નીચે મુજબ વધારેમાં વધારે કીંમત ઠરાવું છું.:

૧½s. વેઇસ્ટ દર દસ રતલના. રૂ. ૪–૮–૦.

૨ s. વેઇસ્ટ દર દસ રતલના. રૂ. ૪-૧૪-૦.

૧½s. વેઇસ્ટ રંગીન મિશ્રણ દર દસ રતલના રૂ. ૪-૧૦-૦

| કાઉન્ટ | રૂ | સ્ટ્રેન્થ રતલ | દર રતલે કીંમત | |
|---|---|---|---|---|
| | | | સિંગલ | ડબલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | | રૂા. આ. પા. | રૂા. આ. પા. |
| ૪ | દેશી | ૨૨૫ | ૧૦—૪—૦ | ૧૧—૨—૦ |
| ૬ | ,, | ૧૫૦ | ૧૦—૮—૦ | ૧૧—૬—૦ |
| ૮ | ,, | ૧૧૨ | ૧૦-૧૨—૦ | ૧૧-૧૦—૦ |
| ૧૦ | ,, | ૧૨૫ | ૧૨—૮—૦ | ૧૩-૧૨—૬ |
| ૧૨ | ,, | ૧૦૪ | ૧૨-૧૨—૦ | ૧૪—૦—૬ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૪ | ,, | ૮૯ | ૧૩—૦—૦ | ૧૪—૪—૬ |
| ૧૬ | ,, | ૮૭ | ૧૫—૪—૦ | ૧૭—૨—૬ |
| ૧૮ | ,, | ૭૮ | ૧૫—૮—૦ | ૧૭—૯—૦ |
| ૨૦ | ,, | ૭૦ | ૧૫-૧૨—૦ | ૧૭-૧૫—૬ |
| ૨૨ | ,, | ૬૪ | ૧૬—૨—૦ | ૧૮—૯—૦ |
| ૨૪ | ,, | ૫૮ | ૧૬—૮—૦ | ૧૯—૨—૬ |
| ૨૬ | ,, | ૫૨ | ૧૮—૮—૦ | ૨૧—૨—૬ |
| ૨૮ | ,, | ૪૮ | ૧૯—૦—૦ | ૨૧-૧૦—૬ |
| ૩૦ | ,, | ૪૫ | ૧૯—૪—૦ | ૨૧-૧૫—૦ |
| ૩૨ | ,, | ૪૨ | ૧૯—૮—૦ | ૨૨—૫—૬ |
| ૪૦ | ,, | ૩૨ | ૨૨-૧૨—૦ | ૨૬—૨—૦ |
| ૪૨ | ,, | ૩૦ | ૨૩—૨—૦ | ૨૬-૧૦—૬ |
| ૪૪ | ,, | ૨૯ | ૨૩—૮—૦ | ૨૭—૩—૦ |
| ૪૦ | વિદેશી | ૪૦ | ૩૦—૦—૦ | ૩૩—૬—૦ |
| ૪૨ | ,, | ૩૮ | ૩૦—૬—૦ | ૩૩-૧૪—૬ |
| ૪૪ | ,, | ૩૬ | ૩૦-૧૨—૦ | ૩૪—૭—૦ |
| ૬૦ | ,, | ૩૦ | ૪૨—૦—૦ | ૪૭—૮—૦ |

કાઉંડ

| | | | | |
|---|---|---|---|---|
| ૬૦ | ,, | ૩૭ | ૪૫—૦—૦ કોમ્બ્ડ | ૫૦—૮—૦ |
| ૮૦ | ,, | ૨૨ | ૫૮—૦—૦ કાર્ડેડ | ૬૬-૧૨—૦ |
| ૮૦ | ,, | ૨૫ | ૬૧—૦—૦ કોમ્બ્ડ | ૬૯-૧૨—૦ |

૧ દશ રતલના બંડલમાં ગાંસડી બાંધેલા પૂરા કાઉન્ટના ગ્રે સુતરની આ કીંમત છે.

૨ ડબલ સુતર માટે લખેલી કીંમત ઉપર દર રતલે એક આનો વધારે ગણવો.

૩ ચાલુ ન હોય તેવા કાઉન્ટ ને ૪s થી ૨૨s. સુધીના અર્ધા કાઉન્ટ માટે દર દશ રતલે, દર બે કાઉન્ટે, તફાવતના ચાર આના ઉમેરી લેવા.

૪ દર દશ રતલે ધોવાના ખર્ચનો સવા રૂપિયો ગણવો.

૫ મર્સરાઈઝ કરવાના દર દશ રતલે પાંચ રૂપીઆ ગણવા.

૬ રંગાઈ દર દશ રતલે પાકા રંગના દશ રૂપીઆ અને સાધારણ રંગના ત્રણ રૂપિયા બાર આના ગણવા.

૭ પેટીઓમાં પેક કરવાના ખર્ચ સાથે ચીઝીંગ અને કોનીંગ ખર્ચ.
ત્રીસ કાઉંટ સુધી દર દશ રતલે દોઢ રૂપિયો અને
ત્રીસ કાઉંટ ઉપર દર દશ રતલે બે રૂપિયા ગણવા.

૮ ટેક્સ માર્ક લેબલ પર મીલને ઝાંપે માલ આપવાના કબાલાની જે કીંમતનો શિક્કો મારવામાં આવ્યો હોય તે અને ઉપર જણાવેલી કીંમત એ બેમાંથી જે કીંમત ઓછી હોય તે કીંમતમાં વીસ ટકા વધારો કરીએ તે વધારેમાં વધારે છુટક કીંમત લેખાશે.

## ૪૬

### નં. ૩૪ ટેક્સ अ (૧૫) ૩/૪૩ મુંબાઇ: તારીખ ૨૩ ડીસેમ્બર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તાઓ અનુસાર મધ્યસ્થ સરકારની પરવાનગીથી હું તારીખ ૨૩ ઓકટોબર ૧૯૪૩ના ગેઝેટ ઓફ ઇંડિયાના પાના ૧૧૬૦ પર પ્રગટ થયેલી તારીખ ૧૨ ઓકટોબર ૧૯૪૩ ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેકસ अ (૧૫) ૩/૪૩માં નીચેના સુધારા ફરમાવું છું :

"સબ ઇન્સ્પેકટરથી ઉતરતા દરજ્જાના ન હોય તેવા એકસાઇઝ ખાતાના અમલદારો" બદલે "સબ ઇન્સ્પેકટરથી ઉતરતા દરજ્જાના ન હોય તેવા પોલીસ અને એકસાઇઝ ખાતાના અમલદારો" મૂકવું.

## ૪૭

### નં.૩૪ ટેકસ अ(૧૫) ૧/૪૩: મુંબાઇ: તારીખ ૨૭ડીસેમ્બર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને તારીખ ૨ સપ્ટેમ્બર ૧૯૪૩ની મારી જાહેરાત નં. ૩૪ ટેકસ अ (૧૫)૧/૪૩ રદ કરી, મધ્યસ્થ સરકારની પરવાનગીથી, નીચે જણાવેલા કોઠામાં પહેલા ખાનામાં દર્શાવેલા અમલદારોને બીજા ખાનામાં દર્શાવેલા વિસ્તારમાં વ્યાપારીઓ અને એવા વ્યાપારીએ જે વ્યકિતને ત્યાં કાપડ યા સુતર સાનમાં મૂકયું હોય તેમને માટે કલમ ૧૭ મુજબ અને કલમ ૧૯ નીચે મારા વતી ટેકસ્ટાઇલ કમીશ્નરનું કામકાજ કરવાની હું સત્તા આપું છું:

## ગવર્નરના પ્રાંતો

| | ૧ | ૨ |
|---|---|---|
| ૧ | ડીરેક્ટર ઓફ ઈન્ડસ્ટ્રીઝ. | આસામ. |
| ૨ | પ્રાંતિય ટેક્સ્ટાઇલ કન્ટ્રોલર અને ટેક્સ્ટાઇલ કંન્ટ્રોલ એડવાઇઝરઃ બંગાળ. | બંગાળ. |
| ૩ | કાપડ કન્ટ્રોલરઃ બિહાર. | બિહાર. |
| ૪ | સપ્લાય કમીશ્નર ને ડીરેક્ટર ઓફ ઈન્ડસ્ટ્રીઝ : મુંબાઇ. | મુંબાઇ. |
| ૫ | ડીરેક્ટર ઓફ ઈન્ડસ્ટ્રીઝ : મધ્યપ્રાંતો ને વરાડ. | મધ્ય પ્રાંતો ને વરાડ. |
| ૬ | પ્રાંતિય ટેક્સ્ટાઇલ કમીશ્નર : મદ્રાસ. | મદ્રાસ. |
| ૭ | મહેસુલી ખાતાના સરકારના ઉપમંત્રીઃ પેશાવર. | વાયવ્ય પ્રાંતો |
| ૮ | જરૂરીઆતો ને વ્યવહારના નિમાયકઃ ઓરીસા | ઓરીસા |
| ૯ | પોલીટીકલ ખાતાના સરકારના ઉપમંત્રીઃ લાહોર. | પંજાબ |
| ૧૦ | જનતાની જરૂરીઆતો પુરી પાડનાર ડાયરેક્ટરઃ સિંધ. | સિંધ |
| ૧૧ | જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતાના સરકારના ઉપમંત્રીઃ લખનૌ. | સંયુક્ત પ્રાંતો |

| | | |
|---|---|---|
| ૧૨ | ઉપરના કોઇ પણ પ્રાંતના કમીશ્નર અને જીલ્લા મેજીસ્ટ્રેટ. | પ્રાંતો ને જીલ્લા |
| ૧૩ | ઓરીસાના ઉપપ્રાંતોના અમલદારો. | ઉપ પ્રાંતો |

## ચીફ કમીશનરના પ્રાંતો

| | | |
|---|---|---|
| ૧. | ચાર્ન કમીશ્નર : અજમેર મેરવાડા. | અજમેર મેરવાડા |
| ૨. | અ ખોરાક ખાતાના ડીરેકટરઃ બલુચિસ્તાન. | બ્રીટીશ બલુચિસ્તાન |
| | બ સીબી, લોરાલાઇ, ઝોબ, છગાઇ, બલુચિસ્તાનની બોલન અને કાચી રેલ્વેના જીલ્લા મેજીસ્ટ્રેટ. | તેમના જીલ્લાઓ |
| ૩. | આસીસ્ટંટ કમીશ્નરઃ મરકારા. | કુર્ગ |
| ૪. | ડેપ્યુટી કમીશ્નરઃ દિલ્હી. | દિલ્હી. |

## પશ્ચિમ હિંદ સ્ટેઇટ્સ એજન્સી

| | | |
|---|---|---|
| ૧. | સિવિલ સ્ટેશનના અમલદારઃ રાજકોટ | રાજકોટ સિવિલ સ્ટેશન. |
| ૨. | પોલીટીકલ એજન્ટઃ પશ્ચિમ હિંદ સ્ટેઇટ્સ એજન્સી | પશ્ચિમ કાઠિયાવાડ એજન્સીની રેલ્વેની જમીનો, |
| ૩. | પોલીટીકલ એજન્ટઃ પૂર્વ કાઠિયાવાડ એજન્સી ને સાબરકાંઠા | પૂર્વ કાઠિયાવાડ એજન્સી અને સાબરકાંઠા રેલ્વેની જમીનો ને એડમીનીસ્ટર્ડ વિસ્તારો. |

## એડમીનીસ્ટર્ડ વિસ્તારો

| | | |
|---|---|---|
| ૧. | ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટઃ સિકંદરાબાદ | હૈદ્રાબાદના એડમીનીસ્ટર્ડ વિસ્તારો |
| ૨. | ન્યાયાધિકારીઃ મહુ | મહુ છાવણીની રેલ્વેની જમીનો અને એડમીનીસ્ટર્ડ વિસ્તારો |
| ૩. | ન્યાયાધિકારીઃ નીમચ. | નીમચ છાવણીની રેલ્વેની જમીનો ને એડમીનીસ્ટર્ડ વિસ્તારો |

## રજપુતાના રેસીડન્સી.

| | | |
|---|---|---|
| ૧. | જીલ્લા મેજીસ્ટ્રેટઃ આબુ | આબુ પ્રાંત. |

### ૪૮

**નં. ૩૪ ટેક્સ અ (૧૫) ૨/૪૩ઃ મુંબાઈઃ તારીખ ૨૮ ડીસેમ્બર ૧૯૪**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ અનુસાર તારીખ ૨૪ નવેમ્બર ૧૯૪૩ના ગેઝેટ ઓફ ઇંડિયા એકસ્ટ્રા ઓર્ડિનરીમાં તારીખ ૨૩ નવેમ્બર ૧૯૪૩ની ટેક્સટાઇલ કમીશ્નરની જાહેરાત ૩૪ ટેક્સ અ (૧૫) ૨/૪૩માં હું નીચે મુજબ સુધારો ફરમાવું છું:

એ જાહેરાતના પેરેગ્રાફ ૩ અંદર.

(૧) "ડીસેમ્બર ૧૯૪૩" પછી "અને તેની પછી" ઉમેરવું અને

(૨) "૧ જાન્યુઆરી ૧૯૪૪" પછી "૧ માર્ચ ૧૯૪૪" મૂકવું.

### ૪૯

**નં.૩૪ ટેક્સ અ (૧૫) ૪૩ : મુંબાઇઃ તારીખ ૩૦ ડિસેમ્બર ૧૯૪૩**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૪ (૧) અનુસાર તમામ વ્યાપારીઓ અને તેના વ્યાપારીઓ વતી કાપડ સાનમાં રાખનાર દરેક વ્યક્તિને આ કાર્ય માટે પ્રાંતિય સરકાર

તરફથી બહાર પડેલી સૂચનાઓ અનુસાર શિક્કા માર્યા હોય તેવું તારીખ ૧ ઓગસ્ટ ૧૯૪૩ પહેલાં તૈયાર થયેલું કાપડ રાખવા હું સત્તા આપું છું.

૫૦

**નં.૩૪ ટેકસ अ (૧૫)૩/૪૩: મુંબાઈ: તારીખ ૩૦ ડીસેમ્બર ૧૯૪૩**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને તારીખ ૨૩ સપ્ટેમ્બર ૧૯૪૩, તારીખ ૧૨ ઓકટોબર ૧૯૪૩ અને ૧૭ નવેમ્બર ૧૯૪૩ની નં. ૩૪ ટેકસ अ (૧૫) ૩/૪૩ ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાતો રદ કરી, મધ્યસ્થ સરકારની પરવાનગીથી એ ધારાની કલમ ૧૯ નીચે, નીચે જણાવેલા દરેક અમલદારને પોતપોતાની હકુમતના વિસ્તારમાં, મારા વતી ટેકસ્ટાઇલ કમીશ્નરનાં કામકાજ કરવાની હું સત્તા આપું છું:

(૧) આસામ: ડીસ્ટ્રીકટ અને સબડીવીઝનલ મેજીસ્ટ્રેટો

(૨) બિહાર: મેજીસ્ટ્રેટો અને કાપડ ઇન્સ્પેકટરો

(૩) મુંબઈ: સરકલ ઇન્સ્પેકટરથી ઉત્તરતા દરજ્જાના ન હોય તેવા મહેસુલ ખાતાના અમલદારો, સબ ઇન્સ્પેકટરથી ઉતરતા દરજ્જાના ન હોય તેવા પોલીસ ને એકસાઇઝ ખાતાના અમલદારો અને મુંબાઇના વજન ને માપ ધારા ૧૯૩૨ નીચે નીમાયલા ઇન્સ્પેકટરો.

(૪) મધ્ય પ્રાંતો ને વરાડ: સબ ઇન્સ્પેકટરથી ઉતરતા દરજ્જાના નહિ તેવા પોલીસ ખાતાના અમલદારો.

(૫) મદ્રાસ: પ્રાંતિય ટેકસ્ટાઇલ કમીશ્નરના અંગત મદદનીશ, આસીસ્ટંટ ટેકસ્ટાઇલ કમીશ્નર (હાથશાળ), આસીસ્ટંટ ટેકસ્ટાઇલ કમીશ્નર (મીલ સ્ટેન્ડર્ડ કાપડ), આસીસ્ટંટ ટેકસ્ટાઇલ કમીશ્નર (ટેકસ્ટાઇલ નિયમન), મારકેટ આસીસ્ટંટ, ડીસ્ટ્રીકટ ટેકસ્ટાઇલ કન્ટ્રોલ ઓફીસર, રેવન્યુ ઇન્સ્પેકટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા મહેસુલ ખાતાના અમલદારો, આસીસ્ટંટ કોમર્શીઅલ ટેકસ્ટાઇલ

ઑફીસરથી ઉતરતા દરજ્જાના નહિ એવા કોમર્શીઅલ ટેક્સ્ટાઇલ ખાતાના અમલદારો અને સબ ઇન્સ્પેક્ટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા પોલીસ અને એક્સાઇઝ ખાતાના અમલદારો.

(૬) વાયવ્ય સરહદ પ્રાંત : સબ ઇન્સ્પેક્ટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા પોલીસ ખાતાના અમલદારો.

(૭) નીમચ છાવણી : સબ ઇન્સ્પેક્ટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા મધ્ય હિંદ એજન્સીના પોલીસ અમલદારો.

(૮) કુર્ગ : સબ ઇન્સ્પેક્ટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા પોલીસ ખાતાના અમલદારો.

(૯) અજમેર મેરવાડા : ઇન્સ્પેક્ટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા પોલીસ ખાતાના અમલદારો, સ્ટાઇપેન્ડરી-ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ અજમેર, બીઆવર ને કેકરીના તહેસીલદાર, મુલ્ય નિયમન ખાતાના ઇન્સ્પેક્ટર અને ચીફ ઇન્સ્પેક્ટર.

(૧૦) બેંગલોરનું દિવાની ને લશ્કરી સ્ટેશન: ટેક્સ્ટાઇલ ઇન્સ્પેક્ટરના સુપરવાઇઝર ( ટાઉન ડ્યુટી સુપરિન્ટેન્ડન્ટ ) અને ટેક્સ્ટાઇલ ઇન્સ્પેક્ટર.

## ૫૧

### નં. ૩૪ ટેક્સ અ (૧૫) ૧/૪૩ : મુંબાઇ: તારીખ ૮ જાન્યુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪ના ગેઝેટ ઓફ ઈન્ડીઆના પાના ૪ પર પ્રકટ થયેલી તારીખ ૨૭ ડીસેમ્બર ૧૯૪૩ની ટેક્સ્ટાઇલ કમિશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેક્સ અ (૧૫) ૧/૪૩માં હું નીચે મુજબ સુધારો ફરમાવું છું:

" ગવર્નરના પ્રાંતો " નીચે કોઠાના ખાના ૧ વિગત ૭ માં:

" પેશાવરના મહેસુલી ખાતાના સરકારના ઉપમંત્રી " બદલે " પેશાવરના ખોરાક ખાતાના સરકારના મંત્રી " મૂકવું.

## ૫૨

### નં. ૩૪ ટેક્સ (૧૫) ૪૩: મુંબાઇ: તારીખ ૮ જાન્યુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ પેટા કલમ (क)થી મને અપાયલી સત્તાઓ અનુસાર તારીખ ૧૭ જુલાઈ ૧૯૪૨ના ગેઝેટ ઓફ ઇંડિયા એક્સ્ટ્રા ઓરડીનરીના પાના ૫૩૧ પર પ્રગટ થયેલી તારીખ ૭ જુલાઈ ૧૯૪૩ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ ટેક્સ (૧૫) ૪૩માં હું નીચે મુજબ સુધારો ફરમાવું છું:

(૧) એ જાહેરાતની કલમ ૧માં "સુતરાઉ કાપડ અને સુતરના રંગનાર, ધોનાર છાપનાર, અથવા ફીનીશર" બદલે "સુતરાઉ કાપડ અને સુતરના રંગનાર, ધોનાર, છાપનાર, ભરત ભરનાર અથવા ફીનીશર" મૂકવું.

(૨) કલમ ૫ રદ કરવી ને કલમ ૬ ને કલમ ૫ ગણવી.

(૩) નીચે મુજબ કલમ ૬ ઉમેરવી:

૬ આ જાહેરાત હાથવણાટના કાપડને લાગુ પડશે નહિ.

## ૫૩

### નં. ટી. સી. (૧)૩/૪૪: મુંબાઈ: તારીખ ૧૧ જાન્યુઆરી ૧૯૪૪

સુતર ઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧થી મને અપાયેલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪ના ગેઝેટ ઓફ ઇંડિયાના પાના ૪ પર પ્રગટ થયેલી તારીખ ૨૭ ડીસેમ્બર ૧૯૪૩ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેક્સ अ (૧૫) ૧/૪૩માં હું નીચે પ્રમાણે સુધારો ફરમાવું છું:

"ચીફ કમીશ્નરના પ્રાંતો" નીચે વિગત ૪માં "ડેપ્યુટી કમીશ્નર દિલ્હી" બદલે "ડીરેકટર ઓફ સિવિલ સપ્લાઇઝ: દિલ્હી" મૂકવું.

## ૫૪

### નં. ટી. સી. (૩) ૨/૪૪: મુંબાઈ: તા. ૧૫ જાન્યુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી તારીખ ૮ જાન્યુઆરી ૧૯૪૪ ના ગેઝેટ ઓફ ઇંડિયાના પાના ૩૪ પર પ્રગટ થયેલી ટેક્સ્ટાઇલ કમીશ્નરની તારીખ ૩૦ ડીસેમ્બર ૧૯૪૩ની જાહેરાત નંબર ૩૪ ટેક્સ (૧૫) ૧/૪૩માં હું નીચે મુજબ સુધારા ફરમાવું છું:

એ જાહેરાતમાં

(૧) (અ)માં "માર્કેટ આસીસ્ટંટ" પછી "ટેક્સ્ટાઇલ ઇન્સ્પેક્ટર (ગવર્નર ટેક્સ્ટાઇલ ઇન્સ્ટીટ્યુટ, મદ્રાસ), પ્રાંતિય ટેક્સ્ટાઇલ કમીશ્નર, મદ્રાસના હાથ નીચે કામ કરતા ટેક્સ્ટાઇલ આસીસ્ટંટ" ઉમેરવું.

(૨) પછી

"૧૧ બ્રિટીશ બલુચિસ્તાનઃ સબ ઇન્સ્પેક્ટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા પોલીસ અને કસ્ટમ ખાતાના અમલદારો અને નાયબ તહસીલદારથી ઉતરતા દરજ્જાના નહિ એવા મહેસુલ ખાતાના અમલદારો.

(૧૨) બંગાળા: સબ ડીવીઝનલ અમલદારો." ઉમેરવું.

## ૫૫

### નં. ટી. સી. (૪) ૧/૪૪: મુંબાઈ: તારીખ ૨૨ જાન્યુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૧૫થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને તારીખ ૨૫ ઓગસ્ટ ૧૯૪૩ ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ ટેક્સ (૧૫) ૪૩

૨૬ કરી નીચેના કોઠામાં ખાના ૧ માં દર્શાવેલા કાપડ ને સુતરની જાતો કોઠાના ખાના ૨ માં દર્શાવેલી ધારાની કલમોના અમલમાંથી બીજી નોટીસ અપાતાં સુધી બાકાત રહેશે.

| ૧ | ૨ |
|---|---|
| ૧ અ લંબાઈથી કાટખૂણે કોઈ પણ જગાએ ૯ ઇંચ કરતાં પહોળાઇ વધારે ન હોય એવા ૭૨ ઇંચ સુધીની લંબાઇના કોઇ પણ લંબાઇના કકડા.<br><br>બ ૩૪ ઇંચથી કોઇ પણ જગાએ વધારે પહોળાઇ ન હોય અને ૪ ફુટથી વધારે ક્ષેત્રફળ ન હોય તેવા કકડા.<br><br>નોંધ: નાના હાથ રૂમાલ, નાના ટુવાલ, નેપકીન, જારણ, જુદી જુદી જાતના કકડા, આખા માલમાંથી મીલમાં પડેલા ટુકડાઓ વગેરેનો સમાવેશ કરવા માટે આ સુધારો કરવામાં આવ્યો છે. | ધારાની કલમ ૧૩ અને ૧૪ |
| ૨. ઠરાવેલા અમલદારે આપેલા યોગ્ય પરવાના નીચે નિકાશ માટે રાખેલું કાપડ અને સુતર. | ધારાની કલમ ૧૪ |
| ૩. ૪ s. અને ઉતરતા કાઉન્ટનું સુતર. | |
| ૪. વૈદ્યકીય કાપડ જેવાં કે:<br><br>(અ) લીન્ટ ( બે રતલ વજનથી વધારે નહિ એવાં બંડલોમાં બાંધેલું ) | |

(બ) ગૉજ. કલમ ૧૪

(ક) ૮ ઇંચ પહોળાઇ અને ૬ વાર લંબાઇનું પાટાનું કાપડ.

૫. જુદી ઓળખના "P" અક્ષરવાળા ટેક્સ માર્કનો શિક્કો મારેલો હોય તેવી જાતનું નીચેનું કાપડઃ

(અ) હાથે છાપેલું સુતરાઉ કાપડ.

(બ) હાથે રંગેલું સુતરાઉ કાપડ.

## ૫૬

### નં. ૩૪ ટેક્સ અ ૧૩ ૪: ન્યુ દિલ્હી: તારીખ ૨૨ જાન્યુઆરી ૧૯૪૪

હિન્દ સંરક્ષણ ધારાની કલમ ૮૧ના પેટા નિયમ ૨ મુજબ અપાયલી સત્તાઓની રૂઇએ મધ્યસ્થ સરકાર સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માં નીચેના સુધારા ફરમાવે છેઃ

એ ધારામાં

(૧) કલમ ૩ની પેટા કલમ અ બદલે નીચેની કલમ મૂકવીઃ

(અ) 'કાપડ' અને 'સુતર' એટલે રૂમાંથી કે રૂ વાળુ પણ બીજી જાતથી મિશ્રિત કોઇ પણ જાતનું કાપડઃ એના વજનમાં ઓછામાં ઓછા દસ ટકા રૂ હોવું જોઇએ.પરંતુ 'કાપડ'માં નીચેની વસ્તુઓનો સમાવેશ થતો નથીઃ

(૧) ધોતિયાં ને સાડીઓ સિવાય બીજાં તૈયાર કપડાં.

(૨) હોઝિયરી.

(૨) કલમ ૧૨માં પેટા કલમ (૨) ને (૩) ને પેટા કલમ

(૫) ને (૬) ગણવી. એ રીતે બનેલી પેટા કલમ (૫) પહેલાં નીચેની પેટા કલમો ઉમેરવી:

(૨) ઘરાકને વાપરવા વેચાણ ન આપ્યું હોય તેવું દરેક વેચાણ, લેનારની મુન્સફી પ્રમાણે મોકલવાના સ્થળથી કે ગોદાઉન ડીલીવરીથી થશે.

(૩) મેન્યુફેક્ચરરના સ્થળથી ૧૦૦ માઇલના અંતરમાં હોય તેવા કોઇ પણ સ્ટેશન યા ગોદાઉનથી ઘરાક સિવાય કોઇને પણ મીલની ઠરાવેલી કીંમતે યા કબાલાની કીંમત અગર તો એ બેમાંથી જે કીંમત ઓછી હોય તે કીંમત કરતાં ચાર ટકા કરતાં વધારે કીંમતે, કોઈ પણ વ્યાપારી માલ વેચી કે ખરીદી શકશે નહિ.

(૪) મેન્યુફેક્ચરરના સ્થળથી ૧૦૦ માઇલના અંતરે આવેલાં ન હોય તેવા કોઈ પણ સ્ટેશન યા ગોદાઉનથી, મીલની ઠરાવેલી વધારેમાં વધારે કીંમત કે કબાલાની કીંમત અગર તો એ બેમાંથી જે કીંમત ઓછી હોય તે કીંમત કરતાં દશ ટકાથી વધારે કીંમતે કોઇ પણ વ્યાપારી માલ વેચી કે ખરીદી શકશે નહિ.

(૩) (૧) કલમ ૧૩ ને પેટાકલમ ૧૩ (૧) ગણવામાં આવશે. એવી રીતે થયેલી પેટા કલમ (૧) પછી નીચેની પેટા કલમ ઉમેરવામાં આવશે:

(૨) ટેક્સટાઇલ કમીશ્નરે નક્કી કરેલી કીંમત પોતે તૈયાર કરેલા કાપડ અને સુતર ઉપર આ ધારાથી જે મેન્યુફેક્ચરર છાપવા બંધાયલો છે એવી કીંમત નક્કી થયેલી ન હોવાથી છાપી શકે નહિ તો એવી કીંમત નક્કી કરાવવા તે ટેક્સટાઇલ કમીશ્નરને તાબડતોબ અરજી કરશે અને ટેક્સટાઇલ કમીશ્નરને જરૂરી તમામ માહિતી પૂરી પાડશે અને આ ધારાની કલમો અનુસાર ટેક્સટાઇલ કમીશ્નરે ઠરાવેવી કીંમત માલ પર છપાય નહિ ત્યાં સુધી તે કાપડ યા સુતરની ડીલીવરી કોઇને આપી કે બીજી રીતે વગે કરી શકશે નહિ.

૪. કલમ ૧૫ પછી નીચેની કલમ ઉમેરવી :

૧૫ અ કલમ ૧૪ (૧) બ અને ૧૪ (૨) બમાં જણાવ્યા પ્રમાણે એ કલમમાં દર્શાવેલી મુદત દર્મીઆન જે કાપડ યા સુતરનો નિકાલ ન થયો હોય તેવા કાપડ યા સુતર પર ટેક્સ્ટાઇલ કમીશ્નર ખાસ નિશાની છાપવાનું ઠરાવશે, તેવી નિશાનીઓ કોણ છાપશે તે નક્કી કરશે અને તેવી નિશાનીઓ છાપવાનું લવાજમ પણ જાહેર કરશે. તેવી જાહેર કરેલી શરતો મુજબ જ વ્યાપારી તે માલ રાખી કે વેચી શકાશે.

પરંતુ એવી નિશાની છાપ્યા પછી કોઈ પણ વ્યાપારી કે કોઈ પણ વ્યાપારીને બદલે કોઈ પણ વ્યક્તિ ૭ મહિનાથી વધારે મુદત માટે એવું કાપડ યા સુતર વગર વેચેલું રાખી શકશે નહિ.

૫. કલમ ૧૬ માં "કલમ ૧૫" એ શબ્દો પછી "કલમ ૧૫ અ" એટલા શબ્દો ઉમેરવા.

## ૫૭

## નં. ટી. સી. (૨)/૪૪: મુંબાઇ: તારીખ ૨૭ જાન્યુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ મુજબ તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ ની ઉદ્યોગો અને જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતામાં હિંદ સરકારની જાહેરાત નંબર ૩૪ ટેક્સ અ (૧૫) ૨/૪૩ માં હું નીચે મુજબ સુધારો ફરમાવું છું:

એ જાહેરાતમાં "પરંતુ તારીખ ૧ ઓગસ્ટ ૧૯૪૩ પહેલાં તૈયાર થએલા અને તારીખ ૩૦ ડીસેમ્બર ૧૯૪૩ ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેક્સ અ (૧૫) ૪૩ થી કબજો રાખવાની પરવાનગી પામેલા કાપડની વધારેમાં વધારે છૂટક કીંમત પ્રાંતિય સરકારની સૂચનાઓ અનુસાર એવા કાપડ પર છાપેલી કીંમત રહેશે" બદલે "પરંતુ કલમ ૧૪ (૧) (બ) અથવા ૧૪ (૨) (બ)માં જણાવેલા ગાળામાં ન વેચાયલા અને એ ધારાની કલમ ૧૫ (બ) નીચે

ટેક્સટાઇલ કમીશ્નરે જાહેર કરેલી શરતો મુજબ રાખવા ને વેચવા પરવાનગી પામેલા ગમે તે કાપડની વધારેમાં વધારે છૂટક કીંમત આ જાહેરાત નીચે મીલના ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીંમત કરતાં દશ ટકા વધારે રહેશે." મૂકવું

## ૫૮

## નં. ટી.સી. (૬) ૨/૪૪: મુંબાઇ: તારીખ ૨૭ જાન્યુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ અને ૧૫ અ અનુસાર મને અપાયેલી સત્તાઓ અનુસાર તારીખ ૩૦ ડીસેમ્બર ૧૯૪૩ની મારી જાહેરાત નં. ૩૪ ટેક્સ અ (૧૫) ૪૩ રદ કરી એ ધારાની કલમ ૧૪ (૧) બ અને ૧૪ (૨) બ માં જણાવેલા ગાળામાં જે કાપડ અને સુતર ન વેચાયું હોય તે નીચેની શરતો મુજબ વ્યાપારી રાખી ને વેચી શકશે :

(૧) ઉપર જણાવેલું એવું કાપડ યા સુતર પ્રાંતિય સરકારે કબજે કર્યું હોય અગર તો એવા શિક્કા મારવા સરકારને સુપ્રત કરવામાં આવ્યું હોય તેના ઉપર તેવા ખાસ શિક્કાઓ માર્યા સિવાય વ્યાપારી રાખી કે વેચી શકશે નહિ.

(૨) તારીખ ૭ જુલાઈ ૧૯૪૩ની મારી જાહેરાત નં. ૩૪ ટેક્સ (૧૫) ૪૩ ની કલમ ૮ પેટા કલમ અ અને બ તથા કલમ અ થી ક માં જણાવ્યા પ્રમાણે શિક્કા મારવામાં આવશે. ફક્ત તેમાં નીચે જણાવેલી આકૃતિ પ્રમાણે ફેરફાર થશે :



(૩) ઉપરની પેટા કલમ ૨ માં જણાવેલી મારી જાહેરાતની કલમ ૨ ૬ કલમ ૩ ૬ અને કલમ ૬ માં જણાવેલી રીતે ઉપરની છાપ નીચે શિક્કો માર્યાનો મહિનો તથા વર્ષ છાપવામાં આવશે.

(૪) ઉપરના શિક્કાની બરાબર નીચે તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ ની મારી જાહેરાત નં. ૩૪ ટેક્સ અ (૧૫)૨/૪૩ માં જણાવ્યા પ્રમાણે વધારેમાં વધારે છૂટક કીંમત છાપવી.

(૫) ઉપરની કલમ (૪) માં જણાવેલી છૂટક કીંમત તારીખ ૧૭ ડીસેમ્બર ૧૯૪૩ ની મારી જાહેરાત નં. ૩૪ ટેક્સ અ (૫) ૨/૪૩ નીચે સુતરની અને તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ની મારી જાહેરાત નં. ૩૪ ટેક્સ અ (૧૫) ૨/૪૩ નીચે કાપડની, મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીંમત કરતાં દશ ટકા વધારે રહેશે.

(૬) ઉપરની કલમોમાં ઠરાવેલા શિક્કા મારવા માટે પ્રાંતિય સરકાર જે વ્યાપારીના કાપડ યા સુતર પર શિક્કા મારવામાં આવ્યા હશે તેની પાસેથી તારીખ ૧૧ ડીસેમ્બર ૧૯૪૩ ની મારી જાહેરાત નં. ૩૪ ટેક્સ અ (૧૩/૨/૪૩ યા તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ ની મારી જાહેરાત નં. ૩૪ ટેક્સ અ (૧૫) ૨/૪૩ નીચે એવા કાપડ યા સુતરની મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીંમતના દશ ટકા જેટલું લવાજમ લેશે.

## ૫૯

## નં. ટી. સી. (૪) ૨/૪૪: મુંબાઈ: તારીખ ૨૮ જાન્યુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૧૫ નીચે મને અપાયેલી સત્તાઓની રૂએ તારીખ ૨૨ જાન્યુઆરી ૧૯૪૪ ના ટેક્સટાઈલ કમીશ્નરની જાહેરાત નં. ટી. સી. (૪) ૧/૪૪માં નીચે હું મુજબ સુધારો ફરમાવું છું:

વિગત ૧ (બ) ને બદલે

"બ ૪૩ ઈંચથી વધારે પનો ન હોય ને ૬$\frac{1}{4}$ ફુટથી વધારે ક્ષેત્રફળ ન હોય તેવા કાપડનો કકડો."

## ૬૦

**નં. ટી. સી.(૩) ૫/૪૪: મુંબાઇ: તારીખ ૩ ફેબ્રુઆરી ૧૯૪૪**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧ નીચે મને અપાએલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી તારીખ ૮ જાન્યુઆરી ૧૯૪૪ના ગેઝેટ ઓફ ઇંડિયાના પાના ૩૪ પર પ્રગટ થયેલી તારીખ ૩૦ ડીસેમ્બર ૧૯૪૩ ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ અ (૧૫) ૩/૪૩ માં હું નીચે મુજબ વધારે સુધારા ફરમાવું છું:

વિગત (૧૦) પછી

"(૧૧) ઓરીસા: ડેપ્યુટી કન્ટ્રોલર ઓફ સપ્લાય એન્ડ ટ્રાન્સપૉર્ટ, બધા મેજીસ્ટ્રેટો, તહેસીલદારો, રેવન્યુ ઇન્સ્પેકટરો, સબ ઇન્સ્પેકટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા પોલીસ ખાતાના અમલદારો, સિવિલ સપ્લાય ઓફીસરો, ટેકસ્ટાઇલ સુપરવાઇઝરો, એકસાઇઝ સબ ઇન્સ્પેકટરો અને સબ રજીસ્ટ્રારો.

## ૬૧

**નં. ટી- સી. (૭)૧/૪૪: મુંબાઈ: તારીખ ૩ ફેબ્રુઆરી ૧૯૪૪**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૧૭ થી મને અપાએલી સત્તાઓ અનુસાર મધ્યસ્થ સરકારની પરવાનગીથી હું મારા વતી મદ્રાસ સરકારના નીચે જણાવેલા અમલદારને પોતાની હકુમતમાં આ ધારાની કલમ ૧૪ (૨) નીચે મારી અનુમતિ લઈ ટેકસ્ટાઇલ કમીશ્નરની ફરજો બજાવવા સત્તા આપું છું:

પ્રાંતિય ટેકસ્ટાઇલ કમીશ્નર: મદ્રાસ.

## ૬૨

**નં. ૩૪ ટેકસ (૧)૧૪/૪૪: ન્યુ દિલ્હી: તારીખ ૫ ફેબ્રુઆરી ૧૯૪૪**

હિંદ સંરક્ષણ ધારાના નિયમ ૮૧ પેટા નિયમ ૨થી અપાએલી

સત્તા અનુસાર મધ્યસ્થ સરકાર સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માં નીચે મુજબ વધારે સુધારા ફરમાવે છે:

એ ધારામાં

(૧) કલમ ૧૨ પેટા કલમ ૨ માં "કાપડના દરેક વેચાણ" પહેલાં "વ્યાપારીના" મૂકવું.

(૨) કલમ ૧૯ માં "કોઈ પણ વ્યક્તિ આ ધારાની કોઈ પણ કલમનો અનાદર કરે છે યા અનાદર કરવાનો સંભવ છે એવું માનવાને તેને કારણ હોય તો" બદલે "આ હુકમનો અમલ કરાવવા" મૂકવું.

## ૬૩

### નં. ટી. સી. (૧) ૪/૪૪ : મુંબાઈ: તારીખ ૫ ફેબ્રુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી તારીખ ૨૭ ડીસેમ્બર ૧૯૪૩ ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેક્સ (૧૫) ૧/૪૩માં નીચે મુજબ સુધારા ફરમાવું છું:

એ જાહેરાતમાં જણાવેલા કોઠામાં "પશ્ચિમ હિંદ સ્ટેઇટ્સ એજન્સી," "એડમીનીસ્ટર્ડ વિસ્તારો" અને "રજપુતાના રેસીડન્સી" શિર્ષકો અને તેની નીચેની નોંધો રદ કરવી.

## ૬૪

### નં. ટી. સી. (૩) ૩/૪૪ : મુંબાઈ: ૫ ફેબ્રુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તા અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી તારીખ ૮ જાન્યુઆરી ૧૯૪૪ ના ગેઝેટ ઑફ ઇંડિયાના પાના ૩૪ પર પ્રગટ થયેલી તારીખ ૩૦ ડીસેમ્બર ૧૯૪૩ ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેક્સ (૧૫) ૩/૪૩ માં હું નીચે મુજબ સુધારા ફરમાવું છું:

એ જાહેરાતમાં

(૧) કલમ (૩) માં " સરકલ ઇન્સ્પેકટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા મહેસુલ ખાતાના અમલદારો " પહેલાં " આસીસ્ટંટ ડીરેકટર ઑફ સિવિલ સપ્લાઇઝ ( લાઇસેન્સીઝ ) અને આસીસ્ટંટ ડીરેક્ટર ઓફ સિવિલ સપ્લાઈઝ ( લાઇસેન્સીઝ ) ના હાથ નીચે કામ કરતા ઇન્સ્પેકટરો ( ટેકસ્ટાઇલ્સ )'' મૂકવું.

(૨) કલમ (૪) માં " સબ ઇન્સ્પેકટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા પોલીસ ખાતાના અમલદારો " એ શબ્દો પહેલાં " આસીસ્ટંટ ડીરેકટર ઑફ સિવિલ સપ્લાઈઝ ( લાઇસન્સીઝ ), આસીસ્ટંટ ડીરેકટર ઑફ સિવિલ સપ્લાઈઝ ( લાયસન્સીઝ ) ના હાથ નીચે કામ કરતા ઇન્સ્પેકટરો ( ટેકસ્ટાઇલ્સ )'' મૂકવું.

(૩) કલમ (૭) અને (૧૦) રદ કરવી. કલમ (૮) (૯) (૧૧) (૧૨) ને અનુક્રમે કલમ (૭) (૮) (૯) (૧૦) ગણવી.

## ૬૫

### નં. ટી. સી.(૮) ૩/૪૪: મુંબાઈ: તારીખ ૫ ફેબ્રુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૧૭ થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને તારીખ ૧૦ જુલાઇ ૧૯૪૩ ની મારી જાહેરાત નંબર ૩૪ ટેકસ ( ૧૫ ) ૪૩ રદ કરી, દરેક મેન્યુફેકચરરે તારીખ ૧ માર્ચ ૧૯૪૪ પહેલાં ટેકસ્ટાઇલ કમીશ્નર, હરારવાલા બીલ્ડીંગ, વીટટ રોડ, બેલાર્ડ એસ્ટેઇટ, મુંબાઇને તારીખ ૩૧ જાન્યુઆરી ૧૯૪૪ ના રોજ પોતાની પાસે રહેલો જથો નીચે જણાવેલા નમૂના પ્રમાણે જાહેર કરવા હું ફરમાવું છું:

અગત્યની નોંધ: આ પત્રક પ્રમાણે વિગત ભરી ટેકસ્ટાઇલ કમીશ્નર, હરારવાલા બિલ્ડીંગ, વીટટ રોડ, બેલાર્ડ એસ્ટેઇટ, મુંબઇને પહોંચાડવી. તારીખ ૩૧ જાન્યુઆરી ૧૯૪૪ને રોજ જે જથો હોય તે તમામની વિગત તારીખ ૧ માર્ચ ૧૯૪૪ પહેલાં મોકલી આપવી. ત્યાર પછી જે જે તારીખોએ એવી વિગતો મોકલવાની હશે તે તે તારીખો સરકારી ગૅઝેટમાં પ્રગટ કરવામાં આવશે.

૧

# સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારો: ૧૯૪૩

## કાપડ

### મેન્યુફેક્ચરરના જથાની જાહેરાત

( નમૂનો CBX—A )

**તારીખ ૩૧ જાન્યુઆરી ૧૯૪૪ના રોજ મેન્યુફેક્ચરર પાસે કાપડનો જે જથો હોય તે જાહેર કરવાનો નમુનો**

| ૧ | ૨ | ૩ | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | અ | | બ | | ક | | ડ | | ઇ | | ફ | |
| માલનું વર્ણન | જથો બતાવવાના એકમો | વગર વેચાયેલું | | વેચાયેલું પણ ડીલીવરી આપવાની બાકી | | વેચાયેલું ને ડીલીવરી માટે તૈયાર પણ વ્યાપારી લઇ ન જવાથી તેના થકી પડી રહેલું | | અ. બ. ક. નો સરવાળો | | જે માલ માટે નિકાશ પરવાના મળ્યા હોય તેઃ પરવાનાના નંબર ને તારીખ સાથે | | યુદ્ધ માટેના સરકારી કબાલાનું કાપડ | |
| | | ગાંસડી | જથ્થો | ગાંસડી | જથ્થો | ગાંસડી | જથ્થો | ગાંસડી | જથ્થો | ગાંસડી | જથ્થો | ગાંસડી | જથ્થો |
| લંબાઈ વારથી મપાતું છૂટક વેચાતું કાપડ | | | | | | | | | | | | | |

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ ધોતિયાં ને સાડીઓ સિવાય દરેક વણાટ ને જાતનું ગ્રે કાપડ. | | | | | | | | | | | | |
| અ સ્ટેન્ડર્ડ કાપડ | વાર | | | | | | | | | | | |
| બ સ્ટેન્ડર્ડ સિવાયનું કાપડ | વાર | | | | | | | | | | | |
| ૨ ધોતિયાં ને સાડીઓ સિવાય દરેક વણાટ ને જાતનું ધોયેલું કાપડ. | વાર | | | | | | | | | | | |
| ૩ ધોતિયાં ને સાડીઓ સિવાય દરેક વણાટ ને જાતનું રંગેલા કકડાનું કાપડ | વાર | | | | | | | | | | | |
| ૪ ધોતિયાં ને સાડીઓ સિવાય દરેક વણાટ ને જાતનું છાપેલું કાપડ. | વાર | | | | | | | | | | | |
| ૫ રંગીન સુતરવાળા વણેલા ચેક પટા અને ડાબીની ચોકડી | વાર | | | | | | | | | | | |
| ૧ થી ૫નો સરવાળો | વાર | | | | | | | | | | | |
| ૬ દરેક પ્રકારનાં ધોતિયાં ને સાડીઓ: | નંગ | | | | | | | | | | | |
| અ સ્ટેન્ડર્ડ કાપડ | નંગ | | | | | | | | | | | |
| બ સ્ટેન્ડર્ડ સિવાયનું કાપડ | નંગ | | | | | | | | | | | |

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પરચુરણ: લંબાઇ વારે મપાતું ધોતિયાં ને સાડી-ઓ સિવાય તથા છૂટક વેચાતું ન હોય તેવું કાપડ | | | | | | | | | | | | |
| ૭ બ્લેંકેટ, રગ, કાઉન્ટર પેઈન ને દરેક પ્રકારની ચાદરો | નંગ | | | | | | | | | | | |
| ૮ દરેક પ્રકારની ચાદરો ને ટેબલ કલોથ | નંગ | | | | | | | | | | | |
| ૯ દરેક પ્રકારના ટુવાલ | નંગ | | | | | | | | | | | |
| ૧૦ છૂટક યા જોટાથી વેચાતી બીજી પરચુરણ ચીજો | નંગ | | | | | | | | | | | |
| ૭ થી ૧૦નો સરવાળો | | | | | | | | | | | | |
| ૧૧ નુકશાની કાપડ | રતલ | | | | | | | | | | | |
| ૧૨ ઉપરના કોઈપણ વર્ગમાં ન આવી શકે તેવું કાપડ | નંગ<br>વાર<br>રતલ | | | | | | | | | | | |

૧. પત્રક ભરનાર કંપની અગર પેઢીનું નામ:

૨. ઓળખ આપતો ટેક્સમાર્ક નંબર:

૩. માલ તૈયાર કરતા કારખાનાનું નામ ને ચોક્કસ સરનામું:

૪. ઉપરના પત્રકમાં દર્શાવેલો માલ જે સ્થળ યા સ્થળોએ રાખ્યો હોય તેનું સરનામું:

## સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માંથી ઉતારા

૩ अ ‘ કાપડ ’ અને ‘ સુતર ’ એટલે તમામ રૂમાંથી અગર તો વજનમાં દશ ટકાથી ઓછું રૂ ન હોય તેવું રૂ અને બીજી વસ્તુઓમાંથી બનાવેલું કાપડઃ સીવાય કેઃ

(૧) ધોતિયાં ને સાડીઓ સિવાય તૈયાર પોશાક ને

(૨) હોઝિયરી.

૩ क—‘ મેન્યુફેક્ચરર ’ એટલે કાપડ યા સુતર યા બન્ને તૈયાર કરનાર.

૧૮ ટેકસ્ટાઇલ કમીશ્નરની પરવાનગી લીધા સીવાય કોઈ પણ મેન્યુફેક્ચરર કોઈ પણ વખતે

अ—અગાઉના ત્રણ મહીનામાં તેણે તૈયાર કર્યો હોય તેટલા જથ્થાથી વધારે કાપડનો જથ્થો અથવા

ब—અગાઉના બે મહિનામાં તેણે તૈયાર કરેલા, સુતરના જથ્થા ઉપરાંત તેને કાપડ વણવા માટે જરૂરી ન હોય તેવા સુતરનો જથ્થો રાખી શકશે નહિ.

પરંતુ આ પેટા કલમનો અમલ કરતાં શાળ ઉપર તૈયાર થતા કાપડ અને સુતરનો સમાવેશ થશે નહિ.

**અગત્યની નોંધ:**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ નીચે માગવામાં આવેલા આ જાતના કે બીજી જાતનાં જથ્થાનો પત્રકોની નકલ જ્યાં જથ્થો રાખયામાં આવ્યો હોય ત્યાં દરેક મેન્યુફેક્ચરરે રાખવી. યોગ્ય અધિકારીએ નીમેલા અમલદાર તે તપાસી અને સરખાવી શકશે.

એન્કો કે બીજા સ્થળે સાનમાં મૂકયા હોય તેવા તમામ જથ્થાનો આ પત્રકમાં મેન્યુફેક્ચરરે સમાવેશ કરવો. તે જથ્થાની તમામ વિગત

તેમજ જેને ત્યાં તે સાનમાં મૂક્યો હોય તેનાં નામ ને સરનામાની સંપૂર્ણ વિગતો આપવી.

ઉપરના પત્રકના 'क' ખાનામાં દર્શાવેલો માલ જે વ્યાપારીઓને વેચ્યો હોય તેમનાં નામ ને સરનામાં:

**પ્રમાણપત્ર**

હું ઉપરના પત્રકમાં જણાવેલો જથો રાખનાર પેઢી/કંપની વતી સહી કરનાર આથી ઈકરાર કરી જણાવું છું કે આ પત્રકમાં સદરહુ પેઢી/કંપની પાસે પત્રકમાં જણાવેલા સ્થળોએ રાખેલા જથા સાચી રીતે નોંધવામાં આવેલા છે અને એવા હિન્દના બીજા ભાગમાં પેઢી/કંપની પાસેના દરેક પ્રકારના કાપડના જથાનાં જુદા ને સાચાં પત્રકો સાથે સાથે જ રજુ કરવામાં આવે છે.

સહી.

**અગત્યની નોંધ:**

આ પત્રક પ્રમાણે વિગત ભરી ટેક્સ્ટાઇલ કમીશ્નર, હરારવાળા બિલ્ડીંગ, વિટેટ રોડ, બેલાર્ડ એસ્ટેઈટ; મુંબઇને પહોંચાડવી. તારીખ ૩૧ જાન્યુઆરી ૧૯૪૪ ને રોજ જે જથો હોય તે તમામની વિગત તારીખ ૧ માર્ચ ૧૯૪૪ પહેલાં મોકલી આપવી. ત્યાર પછી જે જે તારીખે એવી વિગતો મોકલવાની હશે તે તે તારીખો સરકારી ગૅઝેટમાં પ્રગટ કરવામાં આવશે.

૨

# સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારો: ૧૯૪૩

## સુતર

### મેન્યુફેકચરરની જથાના જાહેરાત

( નમૂનો C BX—B )

**તારીખ ૩૧ જાન્યુઆરી ૧૯૪૪ના રોજ મેન્યુફેકચરર પાસે સુતરનો જે જથો હોય તેની જાહેરાતનું પત્રક**

| ૧ | ૨ | ૩ | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | अ | | ब | | क | | ड | | ई | | फ | |
| માલનું વર્ણન | જથો બતાવવાના એકમો units | વગર વેચાયેલું | | વેચાયલું પણ ડીલીવરી બાકી | | વેચાયલું ને ડીલીવરી માટે તૈયાર પણ બ્યાપારી લઇ ન જવાથી પડી રહેલું | | અ બ ક નો સરવાળો | | જે માલ માટે નિકાશ પરવાના મળ્યા હોયતે: પરવાનાના નંબર ને તારીખ | | યુદ્ધ માટેના ક્બાલાનું કાપડ | |
| | | ગાંસડી | રતલ | ગાંસડી | રતલ | ગાંસડી | રતલ | ગાંસડી | રતલ | ગાંસડી | રતલ | ગાંસડી | રતલ |
| ૧ એકતારી સુતર: ગ્રે, ધોયેલું છાપેલું કે રંગેલું | | | | | | | | | | | | | |

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગાંસડી કે બંડલો. | | | | | | | | | | | | |
| ૨ બેતારીઃ વળ ચઢાવેલું ને પ્લાય કરેલું સુતરઃ ગ્રે ધોએલું, છાપેલું કે મર્સરાઈઝ્ડ ગાંસડી દડા કે બંડલમાં. | | | | | | | | | | | | |
| ૩ એકતારી સુતરઃ ગ્રે, ધોયેલું, છાપેલું રંગેલું કે મર્સરાઇઝ્ડ. ચીઝ કે કોન ઉપર. | | | | | | | | | | | | |
| ૪ એતારીઃ વળ ચઢાવેલું સુતરઃ ગ્રે, ધોયેલું, રંગેલું છાપેલું યા મર્સરાઇઝ્ડ. ચીઝ કે કોન ઉપર | | | | | | | | | | | | |
| ૫ ઉપર સમાવેશ ન થતો હોય તેવું કોઈ પણ પ્રકારનું સુતર. | | | | | | | | | | | | |
| ૧ થી ૫ નો સરવાળો | | | | | | | | | | | | |

પત્રક રજુ કરનાર પેઢી યા કંપનીનું નામ અને સરનામુંઃ

ઓળખ આપતો ટેકસમાર્ક નંબરઃ

તૈયાર કરનાર કારખાનાનું નામ ને ચોક્કસ સરનામુંઃ

જે સ્થળ યા સ્થળોએ ઉપર્યુક્ત પત્રકમાં દર્શાવેલા જથા રાખ્યા હોય તેનું ચોક્કસ સરનામુંઃ

## અગત્યની નોંધ

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ નીચે માગવામાં આવેલા આ જાતના કે બીજી જાતના જથાના પત્રકોની નકલ જ્યાં જથો રાખવામાં આવ્યો હોય ત્યાં દરેક મેન્યુફેક્ચરરે રાખવી. યોગ્ય અધિકારીએ નીમેલા અમલદાર તે તપાસી અને સરખાવી શકશે.

એન્કો કે બીજાં સ્થળે સાનમાં મૂકયા હોય તેવા તમામ જથાનો આ પત્રકમાં સમાવેશ કરવો. તે જથાની તમામ વિગત તેમજ જેને ત્યાં તે સાનમાં મેન્યુફેકચરરે મુકયો હોય તેનાં નામ ને સરનામાંની સંપુર્ણ વિગતો આપવી.

## સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માંથી ઉતારા

૪ अ 'કાપડ' અને 'સુતર' એટલે તમામ રૂમાંથી અગર તો વજનમાં દશ ટકાથી ઓછું રૂ ન હોય તેવું રૂ અને બીજી વસ્તુઓમાંથી બનાવેલું કાપડ સિવાય કે

(૧) ધોતિયાં ને સાડીઓ સિવાય તૈયાર કાપડ અને

(૨) હોઝિયરી

૩ क મેન્યુફેકચરર એટલે કાપડ યા સુતર યા બન્ને તૈયાર કરનાર.

૧૮ (૧) ટેકસ્ટાઇલ કમીશ્નરની પરવાનગી સિવાય કોઈ પણ મેન્યુફેક્ચરર કોઇ પણ વખતે

अ આગઉના ત્રણ મહિનામાં તેણે તૈયાર કરેલા કાપડના જથા ઉપરાંત કપડાનો જથો અથવા

ब—અગાઉના બે મહિનામાં તેણે તૈયાર કરેલા સુતરના જથા ઉપરાંત તેને કાપડ વણવા માટે જરૂરી ન હોય તેવા સુતરનો જથો રાખી શકશે નહિ.

પરંતુ આ પેટા કલમનો અમલ કરતાં શાળ ઉપર તૈયાર થતા કાપડ અને સુતરનો તેમાં સમાવેશ થશે નહિ.

ઉપરના પત્રકના 'ક' ખાનામાં દર્શાવેલો માલ જે વ્યાપારીઓને વેચ્યો હોય તેમનાં નામ ને સરનામાં:

**પ્રમાણપત્ર**

હું ઉપરના પત્રકમાં જણાવેલા માલનો જથો રાખનાર પેઢી/કંપની વતી નીચે સહી કરનાર આથી ઇકરાર કરી જણાવું છું કે આ પત્રકમાં સદરહુ પેઢી/કંપની પાસેના પત્રકમાં જણાવેલા સ્થળોએ રાખેલા જથા સાચી રીતે નોંધવામાં આવેલા છે અને હિન્દના અન્ય સ્થળોના પેઢી/કંપની પાસેના દરેક પ્રકારના કાપડના જથાનાં જુદાં ને સાચાં પત્રકો સાથે સાથે જ રજુ કરવામાં આવે છે.

સહી.

**નોંધ:** ઉપરના સરનામે ટેકસ્ટાઇલ કમીસ્નરને અરજી કરવાથી ઉપરના પત્રકો મેળવી શકશે.

૬૬

## નં. ટી. સી. (૧) ૫/૪૪: મુંબઈ: તારીખ ૫ ફેબ્રુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા: ૧૯૪૩ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તાઓ અનુસાર પરિશિષ્ઠ ૧માં જણાવેલા એડમીનીસ્ટર્ડ વિસ્તારો અને રેલ્વેની જમીનો માટે મધ્યસ્થ સરકારની પરવાનગીથી પરિશિષ્ઠ ૨માં જણાવેલા અમલદારોને સામે જણાવેલા વિસ્તારમાં મારા વતી વ્યાપારી અગર તો વ્યાપારીએ જે વ્યક્તિને ત્યાં કાપડ યા સુતરનો જથો સાનમાં મૂકયો હોય તેને માટે આ ધારાની કલમ ૧૭ નીચે અને કલમ ૧૯ નીચે ટેકસ્ટાઇલ કમીશ્નરનું કામકાજ કરવાની સત્તા આપું છું:

### પરિશિષ્ઠ ૧

| | | |
|---|---|---|
| ૧ | એડમીનીસ્ટર્ડ વિસ્તારો | હૈદ્રાબાદ. |
| ૨ | એડમીનીસ્ટર્ડ વિસ્તારો ને રેલ્વેની જમીનો | પશ્ચિમ હિંદ સ્ટેઇટસ એજન્સી |
| ૩ | એડમીનીસ્ટર્ડ વિસ્તારો ને રેલ્વેની જમીનો | મધ્ય હિંદ |
| ૪ | આબુ જીલ્લો | |

## પરિશિષ્ટ ૨

| | | |
|---|---|---|
| ૧ | ઑફીસર ઇન ચાર્જ : રાજકોટ સિવિલ સ્ટેશન | રાજકોટ સિવિલ સ્ટેશન |
| ૨ | પોલીટીકલ એજન્ટ : પશ્ચિમ કાઠિયાવાડ એજન્સી | પશ્ચિમ કાઠિયાવાડ એજન્સીની રેલ્વેની જમીનો |
| ૩ | પોલીટીકલ એજન્ટ : પૂર્વ કાઠિયાવાડ એજન્સી અને સાબરકાંઠા | પૂર્વ કાઠિયાવાડ એજન્સી અને સાબરકાંઠાના એડમીનીસ્ટર્ડ વિસ્તારો |
| ૪ | ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ : સિકંદરાબાદ | હૈદ્રાબાદ એડમીનીસ્ટર્ડ વિસ્તારો |
| ૫ | જ્યુડીશીયલ ઑફીસર : મહુ | મહુ છાવણીના એડમીનીસ્ટર્ડ વિસ્તારો ને રેલ્વેની જમીનો |
| ૬ | જ્યુડીશીયલ ઑફીસર : નીમચ | નીમચ છાવણીના એડમીનીસ્ટર્ડ વિસ્તારો ને રેલ્વેની જમીનો |
| ૭ | ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ : આબુ | આબુ જીલ્લો રજપુતાના |

૬૭

**નં. ટી. સી. (૩) ૪/૪૪ : મુંબઈ : તારીખ ૫ ફેબ્રુઆરી ૧૯૪૪**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા કલમ ૨૧થી મને અપાયલી સત્તાઓ અનુસાર પરિશિષ્ટ ૧માં જણાવેલા એડમીનીસ્ટર્ડ વિસ્તારો માટે મધ્યસ્થ સરકારની પરવાનગીથી પરિશિષ્ઠ ૨માં જણાવેલા અમલદારોને સામે જણાવેલા વિસ્તારોમાં કલમ ૧૯ નીચે ટેક્સ્ટાઇલ કમીશ્નરની ફરજો મારા વતી બજાવવા હું સત્તા આપું છું:

**પરિશિષ્ઠ**

૧

| | | |
|---|---|---|
| ૧ | સિવિલ અને મીલીટરી સ્ટેશન | બેંગલોર. |
| ૨ | એડમીનીસ્ટર્ડ વિસ્તારો અને રેલ્વેની જમીનો | મધ્યહિંદ |

૨

| | | |
|---|---|---|
| ૧ | ટેક્સ્ટાઇલ ઇન્સ્પેક્ટરોના સુપરવાઇઝર ( ટાઉન ડયુટી સુપરિન્ટેન્ડન્ટ ) અને રેલ્વેની જમીનો | સિવિલ અને મીલટરી સ્ટેશનઃ બેંગલોર. |
| ૨ | સબ ઇન્સ્પેક્ટરથી ઉતરતા દરજ્જાના નહિ એવા મધ્ય હિન્દ એજન્સી પોલીસના અમલદારો | નીમચ છાવણી |

૬૮

**નં. ટી. સી. (૫) ૧/૪૪: મુંબાઈ : તારીખ ૫ ફેબ્રુઆરી ૧૯૪૪**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧થી મને અપાયલી સત્તાઓ અનુસાર મધ્યસ્થ સરકારની

પરવાનગીથી નીચેના કોઠાના ખાના ૧માં જણાવેલા દરેક અમલદારને ખાનાં ૨ માં જણાવેલા વિસ્તારમાં કલમ ૧૪ના અમલમાંથી ઋતુ પ્રમાણેના કાપડને સામાન્ય હુકમથી બાકાત રાખવા હું મારા વતી કલમ ૧૫ નીચેની સત્તા આપું છું.

## અ ગવર્નરના પ્રાંતો

| | ૧ | ૨ |
|---|---|---|
| ૧ | ડીરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ : આસામ | આસામ. |
| ૨ | પ્રાંતિય ટેક્સ્ટાઇલ કંટ્રોલર : બંગાળ | બંગાળ. |
| ૩ | કાપડ કંટ્રોલર : બિહાર | બિહાર. |
| ૪ | સપ્લાય કમીશ્નર : મુંબાઈ | મુંબાઇ. |
| ૫ | ડીરેકટર ઓફ ઇંડસ્ટ્રીઝ : મધ્યપ્રાંત ને વરાડ | મધ્યપ્રાંત ને વરાડ |
| ૬ | પ્રાંતિય ટેક્સ્ટાઈલ કમીશ્નર : મદ્રાસ | મદ્રાસ |
| ૭ | ખોરાક ખાતાના સરકારના મંત્રી : પેશાવર | વાયવ્ય સરહદ પ્રાંત |
| ૮ | જનતાની જરૂરીઆતો ને વ્યવહારના નિમાયક:ઓરીસા | ઓરીસા |
| ૯ | પોલીટીકલ ખાતાના સરકારના ઉપમંત્રી : લાહોર | પંજાબ |
| ૧૦ | ડીરેકટર ઓફ સિવિલ સપ્લાઈઝ : સિંધ | સિંધ |
| ૧૧ | ડેપ્યુટી સેક્રેટરી ટુ ધ ગવર્નમેન્ટ સિવિલ સપ્લાય ડીપાર્ટમેન્ટ : લખનૌ. | સંયુક્ત પ્રાંત |

## ब ચીફ કમીશ્નરના પ્રાંતો

| | | |
|---|---|---|
| ૧ | યાર્ન કમીશ્નર : અજમેર મેરવાડા | અજમેર મેરવાડા |
| ૨ | ડીરેક્ટર ઓફ ફુડ સપ્લાઈઝ : બલુચિસ્તાન | બ્રિટીશ બલુચિસ્તાન |
| ૩ | આસીસ્ટંટ કમીશ્નર : મરકારા | કુર્ગ |
| ૪ | ડીરેકટર ઓફ સિવિલ સપ્લાઇઝ : દિલ્હી | દિલ્હી |
| ૫ | ચીફ કમીશ્નર પંથ પીપલોદા : ઇન્દોર | પંથ પીપલોદા |

## ૬૯

## નં. ટી. સી (૨)/૪૪ મુંબઈ: તારીખ ૧૨ ફેબ્રુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૧૦ અનુસાર તારીખ ૧૧ ડીસેમ્બર ૧૯૪૩ ના ગૅઝેટ ઑફ ઈંડિયાના ૧૩૨૪ મા પાને પ્રગટ થએલી તારીખ ૧૧ ડીસેમ્બર ૧૯૪૩ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેક્સ अ (૧૫) ૨/૪૩ માં હું નીચે મુજબ સુધારા ફરમાવું છું :

(૧) એ જાહેરાતના પેરેગ્રાફ ૧ માં "ઠરાવેલા સામાન્ય ધોરણની પૂરા કાઉન્ટના ગ્રે સુતર માટે બધી કીંમત છે" બદલે "(કાઉન્ટના ઠરાવેલા સામાન્ય ધોરણ મુજબ) પૂરા કાઉન્ટના અને ખાનાં ૩માં આપેલી વધારેમાં વધારે મજબૂતીવાળા ગ્રે સુતર માટે બધી કીંમત છે."

(૨) પેરેગ્રાફ ૮માં વધારેમાં વધારે છૂટક કીંમત ૨૦ ,, ટકા રહેશે" બદલે "વધારેમાં વધારે છૂટક કીંમત ૧૫ ટકા રહેશે" મૂકવું.

(૩) પેરેગ્રાફ ૯ માં નીચેની વિગત ઉમેરવી:

"૯ આ જાહેરાતમાં દર્શાવ્યા સિવાયનું કોઈ પણ પ્રકારનું સુતર કોઈ પણ મેન્યુફેક્ચરર વેચી શકશે નહિ."

નોંધઃ જો કોઈ પણ મેન્યુફેક્ચરર બીજા કાઉન્ટનું સુતર વેચવા ઇરાદો રાખતો હોય તો તેણે તે સુતરના વર્ણન ને નમૂના સાથે ટેક્સ્ટાઇલ કમીશ્નરને અરજી કરી તેની કીંમત નક્કી કરવા વિનંતિ કરવી.

## ૭૦

## નં. ટી. સી. (૨) ૪૪: મુંબાઈ: તારીખ ૧૨ ફેબ્રુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ ને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૧૦ મુજબ તારીખ ૧૧ ડીસેમ્બર ૧૯૪૩ ના ગૅઝેટ ઑફ ઇન્ડિયા એકસ્ટ્રા ઑર્ડીનરીના પાના ૮૫૧ પર પ્રગટ થયેલી તારીખ ૧૧ ડીસેંબર ૧૯૪૩ની જાહેરાત નં. ૩૪ ટેક્સ ઞ (૧૫) ૨/૪૩ માં હું નીચે મુજબ સુધારા ફરમાવું છું:

૧ એ જાહેરાતના પેરેગ્રાફ ૨માં "એવી રીતે મીલના ઝાંપે ઠરાવેલી કીંમત અને તેમાં વીસ ટકા ઉમેરી ગણવામાં આવેલી વધારેમાં વધારે છૂટક કીંમત" બદલે "એવી રીતે મીલના ઝાંપે ઠરાવેલી કીંમતમાં કાપડ માટે વીસ ટકા ઉમેરી અને સુતર માટે પંદર ટકા ઉમેરી ગણવામાં આવેલી વધારેમાં વધારે છૂટક કીંમત" મૂકવું.

૨ પેરેગ્રાફ ૪ (૧) ના પેટા પેરેગ્રાફ ક પછી નીચેના પેરેગ્રાફ મૂકવા:

"(ङ) નુકસાની કાપડ અને લંબાઇમાં ત્રણ વારથી મોટા નહિ એવા કકડા અને નુકસાની કાપડ ઉપર, એ જાતની વધારેમાં વધારે કીંમત અને કબાલાની કીંમતઃ એ બેમાંથી જે કીંમત ઓછી હોય તે પરિશિષ્ટ ઞમાં જાહેર કરેલી મીલના ઝાંપે ઠરાવેલી કીંમતના શિક્કા મારવામાં આવશે અને તેવી જ રીતે દરેક કકડાની કીંમત યા દર વારે કીંમત યા દર રતલે કીંમતઃ એ રીતે છૂટક કીંમત પણ છાપવામાં આવશે.

(ड) કાપડની ઉપરની ગડી ઉપર अ થી ढમાં વર્ણવેલા શિક્કા મારવામાં આવશે.

૩ પેરેગ્રાફ ૪ (૨)ના પેટા પેરેગ્રાફ ब બદલે નીચેનો પેરેગ્રાફ મૂકવો:

(ब) તારીખ ૧૧ ડીસેમ્બર ૧૯૪૩ની મારી જાહેરાત નં. ૩૪ ટેક્સ अ (૧૫) ૨/૪૩ થી ઠરાવેલી વધારેમાં વધારે છૂટક કીંમત કરતાં ઓછી હોય તે કીંમત.

૪ પેરેગ્રાફ ૫ ના પેટા પેરેગ્રાફ (૫) થી (૭) બદલે નીચેના પેરેગ્રાફ મુકવા:

(૫) નુકસાની કાપડ અને લંબાઈમાં ત્રણ વારથી વધારે ન હોય તેવા બીજા કાપડના કકડા.

(૬) હાથે છાપેલું કાપડ

(૭) તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪ ના રોજ જેની પાસે યા જેના અધિકાર નીચે ૨૫ પાવરલુમો કરતાં વધારે નહોય તેવા, સુતર તૈયાર ન કરતા, કોઈ પણ મેન્યુફેક્ચરરે વણેલું કાપડ આ કલમથી બાકાત રાખવા ઇચ્છતા મેન્યુફેક્ચરરે તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪ ના રોજ પોતાના કબજામાં યા પોતાના કાબુમાં જેટલી પાવરલુમ હોય તેની વિગતો આપી તારીખ ૨૨ ફેબ્રુઆરી ૧૯૪૪ પહેલાં મને અરજી કરવી.

૫ પેટાગ્રાફ ૫ ના પેટા પેરેગ્રાફ (૭) પછી નીચેના શબ્દો ઉમેરવા;

(૮) જુનાદિ સાડીઓ અને

(૯) વિજળીક શક્તિનો ઉપયોગ ન કરનાર અને દશ મજુરોથી વધારે મજુરો પાસે કામ ન લેનાર હાથે રંગનારે રંગેલું સુતર

૬. પેરેગ્રાફ ૫ પછી નીચેનો પેરેગ્રાફ ઉમેરો:

(૬) તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪ના રોજ પચીસ પાવર લુમથી વધારે હોય ને કોઇ પણ જાતનું સુતર ન વણતા હોય એવા મેન્યુફેક્ચરરે બનાવેલા કાપડ માટે હું જાહેર કરૂં તે તારીખથી આ જાહેરાત અમલમાં આવશે.

## ૭૧

## નંબર ટી. સી.(૩) ૬/૪૪: મુંબાઈ: તારીખ ૧૬ ફેબ્રુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તા અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી તારીખ ૮ જાન્યુઆરી ૧૯૪૪ના ગૅઝેટ ઑફ ઈંડિયાના પાના ૩૪ પર પ્રગટ થયેલી તારીખ ૩૦ ડીસેમ્બર ૧૯૪૩ના રોજની ટેક્સટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેક્સ અ (૧૫) ૩/૪૩ માં હું નીચેના સુધારા ફરમાવું છું:

એ જાહેરાતમાં

(૧) કલમ (૩) માં "આસીસ્ટંટ ડીરેક્ટર ઑફ સિવિલ સપ્લાઇઝ (લાયસેન્સીઝ)" પહેલાં "ડેપ્યુટી ડીરેક્ટર ઑફ સિવિલ સપ્લાઇઝ, ચીફ સુપરવાઇઝર્સ અને ડેપ્યુટી ડીરેક્ટર ઑફ સિવિલ સપ્લાઇઝના હાથ નીચે કામ કરતા સુપરવાઇઝરો" ઉમેરવું.

(૨) કલમ (૧૦) માં 'સબ ડીવીઝનલ ઑફીસરો' બદલે 'સબ ડીવીઝનલ ઑફીસરો, ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેઇટ અને સબ ડીવીઝનલ મેજીસ્ટ્રેઇટ" મૂકવું.

## ૭૨

## નં. ટેક્સ (૧) ૧૫/૪૪: ન્યુ દિલ્હી: તારીખ ૧૯ ફેબ્રુઆરી ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારાની કલમ ૮૧ પેટા કલમ (૨) મુજબ અપાયલી સત્તા અનુસાર મધ્યસ્થ સરકાર સુતરાઉ કાપડ અને સુતર

નિયમન ધારા ૧૯૪૩ માં નીચેના સુધારા ફરમાવે છેઃ

એ ધારાની કલમ ૩ પેટા કલમ અ માં "હોઝિયરી" પછી નીચેના શબ્દો ઉમેરવાઃ

(૩) હિંદી ગરમ કાપડ નિયમન ધારા ૧૯૪૪માં જણાવેલા હિંદી ગરમ કાપડની કોઈ પણ વસ્તુઓ.

## ૭૩

## નં. ટી. સી. (૬) ૧/૪૪: મુંબાઈ: તારીખ ૧૯ ફેબ્રુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ પેટા કલમ ક થી મને અપાયલી સત્તાઓ અનુસાર તારીખ ૭ જુલાઈ ૧૯૪૩ ની મારી જાહેરાત નં. ૩૪ ટેક્સ (૧૫) ૪૩ રદ કરી હું નીચેના શિક્કાઓ ને શીક્કા મારવાની રીત નક્કી કરૂં છું. તારીખ ૩૧ જુલાઈ ૧૯૪૩ પછી ગાંસડી બાંધેલા તમામ સુતરાઉ કાપડ અને સુતરના જથાના દરેક મેન્યુફેક્ચરરે તે પ્રમાણે વર્તવું પડશે.

૧ ટેક્સ્ટાઇલ કમીશ્નર, હરારવાલા બિલ્ડીંગ, બેલાર્ડ એસ્ટેઇટ, મુંબાઈને અરજી કરી ઉપયોગ માટે નક્કી કરેલા ઓળખ આપતા નંબર દરેક મેન્યુફેક્ચરરે મેળવી લેવા. 'મેન્યુફેક્ચરર' માં સુતરાઉ કાપડ અને સુતરના રંગનાર, ધોનાર, છાપનાર, ભરનાર, તથા ફીનીશરનો સમાવેશ થશે પરંતુ દશ માણસથી ઓછા માણસ રાખી હાથથી રંગકામ કરનાર ને વિજળીક શક્તિનો ઉપયોગ ન કરનારનો તેમાં સમાવેશ થશે નહિ.

### સુતરાઉ કાપડ પરના શિકકા

૨ અ દરેક કકડા યા વગર કપાયલા એકમના છેડાથી એક વારથી વધારે દૂર નહિ અને ઉપરની ગડી પર દેખાય તેવો શિક્કો આવે તેવી રીતે દરેક મેન્યુફેક્ચરર નીચે પ્રમાણે શિક્કાની છાપ મારશેઃ




ब એ શિક્કાના વર્તુલનો વ્યાસ ૧½ ઇંચ કરતાં ઓછો રહેશે નહિ.

क શિક્કાના આંકડા ¼ ઇંચ કરતાં ઓછા કદના રહેશે નહિ ને અક્ષરો ⅛ ઇંચ કરતાં ઓછા કદના રહેશે નહિ

ड શિક્કાની અંદર અને ઉપરની છાપમાં x x x જણાવેલું છે ત્યાં મેન્યુફેક્ચરરને ઓળખ માટે આપેલો નંબર છાપવો.

इ ગાંસડી બાંધ્યાનો મહિનો ને વર્ષ પણ શિક્કાની નીચે ¼ ઇંચથી ઓછા કદના નહિ એવા અક્ષરો ને આકડામાં છાપવામાં આવશે. ફક્ત ટુવાલમાં અક્ષરો ને આંકડાનું કદ ⅛ ઇંચથી ઓછું, પણ વંચાય તેવું, રાખી શકાશે.

फ ટર્કીશ ટુવાલો પર મથાળે અગર તો તેની સાથે જોડેલા કાપડના એક ટુકડા પર શિક્કો મારવો.

ग કબજામાં કે કાણુમાં પચીસ પાવર લુમથી વધારે ન હોય તેવા સુતર ન બનાવનાર મેન્યુફેક્ચરર તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪ ના રોજ પેટા કલમ अ થી इ સુધી જણાવેલી રીતે મારા આપેલા નંબર વાળા ટેકસમાર્ક અગાઉ L અક્ષર મૂકી શિક્કા છાપશે.

### ૩ સુતર પર શિક્કા

अ કલમ ૨ માં દર્શાવેલા પણ ૪ ઇંચથી ઓછા વ્યાસવાળા

નહિ એવા શિક્કાવાળું કાગળનું લેબલ પોતે મેન્યુફેક્ચરરે પેક કરેલા બંડલની મધ્યમાં મૂકવું.

ब લેબલ પરના અક્ષરો ને આંકડા કદમાં ૧/૨ ઇંચથી ઓછા રહેશે નહિ.

क શિક્કાની અંદર કલમ ૨ માં જણાવેલી આકૃતિમાં ××× છાપેલા છે તે જગાએ મેન્યુફેક્ચરરનો ઓળખ આપતો નંબર મૂકવો.

ड કલમ ૨ માં જણાવેલા શિક્કાની લગોલગ નીચે ૧/૨ ઇંચથી કદમાં ઓછા નહિ એવા અક્ષરો ને આંકડામાં લેબલ ઉપર પેક કર્યાનો મહિનો તથા વર્ષ છાપવાં.

**૪ ગાંસડી પર શિકકા**

૮ ઇંચથી ઓછા વ્યાસવાળા નહિ એવા કલમ ૨ अ માં વર્ણવેલા શિક્કા, પેકીંગનો મહિનો ને વર્ષ અને મેન્યુફેક્ચરરની ઓળખ આપતો નંબર દરેક સુતરાઉ કાપડ યા સુતરની ગાંસડી યા બીજી કોઈ પ્રકારના બંડલ પર બહારની બાજુએ છાપવામાં આવશે અને તેમાંના અક્ષરો ને આંકડાનું કદ ૧ ૧/૨ ઇંચથી ઓછું રહેશે નહિ.

**૫** આ ધારા નીચે કાપડ સુતરની ગાંસડી યા બીજી કોઇ જાતના બંડલ પર શિક્કા મારવા પેકીંગનો મહિનો નીચે મુજબ ટુંકાક્ષરે છાપવો.

| | ટુંકાક્ષર |
|---|---|
| જાન્યુઆરી | Jany |
| ફેબ્રુઆરી | Feby |
| ઑગસ્ટ | Augt |
| સપ્ટેમ્બર | Sept |
| ઓકટોબર | Octr |
| નવેમ્બર | Novr |
| ડીસેમ્બર | Decr |

૬ કોઇ પણ મહિનાની તારીખ ૨૦ પછી મેન્યુફેક્ચરર તે મહિના પછીના મહિનામાં ડીલીવરી આપવાના માલ પર પછીના મહિનાના ટેકસ માર્ક વગેરે શિક્કા મારી શકશે પરંતુ જે ગાંસડીમાં તે માલ પેક કર્યો હોય તેના પર પછીના મહીનાની તારીખ ૧ પહેલાં ટેક્સ માર્ક વિગેરેના શિક્કા મારી શકાશે નહિ તેમજ તે માલ મેન્યુફેક્ચરરના કારખાના બહાર કાઢી શકાશે નહિ.

૭ હાથ વણાટના કાપડને આ જાહેરાતની કોઈ પણ કલમ લાગુ પડશે નહિ.

૭૪

## નંબર ટી સી.(૨)૯/૪૪: મુંબાઈ: તારીખ ૨૫ ફેબ્રુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ અનુસાર તારીખ ૧૧ ડીસેમ્બર ૧૯૪૩ ના ઉદ્યોગો ને જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતામાં હિંદ સરકારની જાહેરાત નંબર ૩૪ ટેક્સ અ (૧૫) ૨/૪૩ માં હું નીચેના સુધારા કરમાવું છું:

એ જાહેરાતમાં

૧. પેરેગ્રાફ ૧માં "તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ પછી પરિશિષ્ઠ બમાં વર્ણવેલા કાપડના પ્રકારો જે કિંમતે વેચી શકાશે તે સદરહુ પરિશિષ્ઠમાં દર્શાવવામાં આવશે" બદલે "તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ પછી પરિશિષ્ટ બ માં વર્ણવેલા કાપડના પ્રકારો અને તારીખ ૧૧ ડીસેમ્બર ૧૯૪૩ પછી પરિશિષ્ઠ ક માં વર્ણવેલા સુતરના પ્રકારો જે કીંમતે વેચી શકાશે તે સદરહુ પરિશિષ્ઠોમાં દર્શાવવામાં આવશે.

૨. પેરેગ્રાફ ૧ ના અપવાદ ૨ ને બદલે નીચેના અપવાદો મૂકવા:

(૨) કોઈ પણ પ્રકારના કાપડ યા સુતરની મીલને ઝાંપે ઠરાવેલી કબાલા કીંમત આ જાહેરાતથી મીલના ઝાંપે ઠરાવેલી

વધારેમાં વધારે કીંમત કરતાં ઓછી હોય તે મીલના ઝાંપે ઠરાવેલી કબાલા કીંમત કરતાં કાપડ માટે ૨૦ ટકા વધારે ને સુતર માટે મીલને ઝાંપે ઠરાવેલી કબાલા કીંમત કરતાં ૧૫ ટકા વધારે ગણી વધારેમાં વધારે છૂટક કીંમતે એવું કાપડ યા સુતર વેચી શકશે.

(૩) માર્ચ ૧૯૪૪ અગર તો તે પછી ડીલીવરી આપવાના અગર તો માર્ચ ૧૯૪૪માં અગર તે પછી પેક કરાયેલાં કબાલાવાળા કાપડની મીલને ઝાંપે ઠરાવેલી અને છૂટક વધારેમાં વધારે કીંમત ઉપર કલમ ૨ ને બાધ ન આવે તેવી રીતે પરિશિષ્ઠ ब માં જણાવેલી કીંમત કરતાં ૯$\frac{3}{8}$ ટકા ઓછી રહેશે.

૩. પેરેગ્રાફ ૪માં "તારીખ ૨૩ નવેમ્બર ૧૯૪૩ની મારી જાહેરાત નંબર ૩૪ ટેક્સ अ (૧૫) ૨/૪૩માં જણાવેલા શિક્કાઓ ઉપરાંત, તમામ કાપડ" બદલે "તારીખ ૧૨ ફેબ્રુઆરી ૧૯૪૩ની મારી જાહેરાત નંબર ટી. સી. (૬) ૧/૪૪માં જણાવેલા શિક્કાઓ ઉપરાંત, તમામ કાપડ અને સુતર" મૂકવું.

૪. પેરેગ્રાફ ૪ ના પેટા પેરેગ્રાફ (૨) માં "તારીખ ૨૩ નવેમ્બર ૧૯૪૩ની મારી જાહેરાત નંબર ૩૪ ટેક્સ अ (૧૫) ૨/૪૩" બદલે "તારીખ ૨૨ ફેબ્રુઆરી ૧૯૪૪ ની મારી જાહેરાત નંબર ટી. સી. (૬) ૧/૪૪" મૂકવું.

૫. પેરાગ્રાફ ૪ના પેટા પેરેગ્રાફ (૨) ની કલમ अ અને बમાં" તારીખ ૧૧ ડીસેમ્બર ૧૯૪૩ની મારી જાહેરાત નં. ટેક્સ अ (૧૫) ૨/૪૩" બદલે જ્યાં જ્યાં એ શબ્દો વપરાયા હોય ત્યાં ત્યાં "નીચેની પરિશિષ્ઠ ૬ થી" મૂકવું.

૬. પરિશિષ્ઠ ब પછી નીચેની પરિશિષ્ઠ વધારવીઃ

## પરિશિષ્ઠ ૬

૧$\frac{1}{2}$s વેઇસ્ટ દર દસ રતલે સાડા ચાર રૂપિયા ગણવા.
૨s વેઇસ્ટ દર દસ રતલે ચાર રૂપિયા ચૌદ આના ગણવા.
૧$\frac{1}{2}$s વેઇસ્ટ રંગીન મિશ્રણ દર દસ રતલે ચાર રૂપિયા દશ આના ગણવા.

| કાઉન્ટ | સુતર | સ્ટ્રેન્થ રતલ | દર દસ રતલે કીંમત સિંગલ | દર દસ રતલે કીંમત ડબલ |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | | રૂ. આ. પા. | રૂા. આ. પા. |
| ૪ | દેશી | ૨૨૫ | ૧૦—૪—૦ | ૧૧—૨—૦ |
| ૬ | ,, | ૧૫૦ | ૧૦—૮—૦ | ૧૧—૬—૦ |
| ૮ | ,, | ૧૧૨ | ૧૦–૧૨–૦ | ૧૧–૧૦–૦ |
| ૧૦ | ,, | ૧૨૫ | ૧૨—૮—૦ | ૧૩–૧૨–૦ |
| ૧૨ | ,, | ૧૦૪ | ૧૨–૧૨–૦ | ૧૪—૦—૬ |
| ૧૪ | ,, | ૮૯ | ૧૩—૦—૦ | ૧૪—૪—૬ |
| ૧૬ | ,, | ૮૭ | ૧૫—૪—૦ | ૧૭—૨—૬ |
| ૧૮ | ,, | ૭૮ | ૧૫—૮—૦ | ૧૭—૯—૦ |
| ૨૦ | ,, | ૭૦ | ૧૫–૧૨–૦ | ૧૭–૧૫–૬ |
| ૨૨ | ,, | ૬૪ | ૧૬—૨—૦ | ૧૮—૯—૦ |
| ૨૪ | ,, | ૫૮ | ૧૬—૮—૦ | ૧૯—૨—૬ |
| ૨૬ | ,, | ૫૨ | ૧૮—૮—૦ | ૨૧—૨—૬ |
| ૨૮ | ,, | ૪૮ | ૧૯—૦—૦ | ૨૧–૧૦–૬ |
| ૩૦ | ,, | ૪૫ | ૧૯—૪—૦ | ૨૧–૧૫–૦ |
| ૩૨ | ,, | ૪૨ | ૧૯—૮—૦ | ૨૨—૫—૬ |
| ૪૦ | ,, | ૩૨ | ૨૨–૧૨–૦ | ૨૬—૨—૦ |
| ૪૨ | ,, | ૩૦ | ૨૩—૨—૦ | ૨૬–૧૦–૬ |
| ૪૪ | ,, | ૨૯ | ૨૩—૮—૦ | ૨૭—૩—૦ |
| ૪૦ | વિદેશી (પૂર્વ આફ્રિકા) | ૪૦ | ૩૦—૦—૦ | ૩૩—૬—૦ |
| ૪૨ | ,, | ૩૮ | ૩૦—૬—૦ | ૩૩–૧૪–૬ |
| ૪૪ | ,, | ૩૬ | ૩૦–૧૨–૦ | ૩૪—૦—૦ |
| ૬૦ | વિદેશી (ઇજિપ્શિયન) | ૩૦ | ૪૨—૦—૦ | ૪૭—૮—૦ |
| | | | | કાર્ડેડ |

| | | | | |
|---|---|---|---|---|
| ૬૦ | ,, | ૩૧ | ૪૫—૦—૦ | ૫૦—૮—૦ ક્રોમ્બ્ડ |
| ૭૦ | ,, | ૨૫ | ૫૦—૦—૦ | ૫૭—૪—૦ કાર્ડેડ |
| ૭૦ | ,, | ૨૮ | ૫૩—૦—૦ | ૬૦—૪—૦ ક્રોમ્બ્ડ |
| ૮૦ | ,, | ૨૨ | ૫૮—૦—૦ | ૬૬—૧૨—૦ કાર્ડેડ |
| ૮૦ | ,, | ૨૫ | ૬૧—૦—૦ | ૬૯—૧૨—૦ ક્રોમ્બ્ડ |
| ૯૦ | ,, | ૨૨ | ૭૩—૦—૦ | ૮૩—૮—૦ ક્રોમ્બ્ડ |
| ૧૦૦ | ,, | ૨૦ | ૮૫—૦—૦ | ૯૭—૪—૦ ક્રોમ્બ્ડ |
| ૧૧૦ | ,, | ૧૬ | ૯૫—૦—૦ | ૧૧૦—૪—૦ ક્રોમ્બ્ડ |
| ૧૨૦ | ,, | ૧૪ | ૧૧૨—૦—૦ | ૧૩૦—૪—૦ ક્રોમ્બ્ડ |
| ૧૩૦ | ,, | ૧૧ | ૧૨૬—૦—૦ | ૧૪૮—૦—૦ ક્રોમ્બ્ડ |
| ૧૪૦ | ,, | ૧૦ | ૧૪૨—૦—૦ | ૧૬૯—૪—૦ ક્રોમ્બ્ડ |
| ૧૫૦ | ,, | ૯ | ૧૫૬—૦—૦ | ૧૮૭—૪—૦ ક્રોમ્બ્ડ |

૧ કાઉન્ટમાં નક્કી કરેલા ધોરણની છૂટછાટ મૂકી પૂરેપૂરા કાઉન્ટના ત્રીજા ખાનામાં આપેલા વધારેમાં વધારે સ્ટ્રેન્થ સુધી ગમે તે સ્ટ્રેન્થનું પૂરા રીલીંગવાળું, બંડલ યા ગાંસડીઓમાં બાંધેલા દસ રતલ ગ્રે સુતરની તમામ કીંમતો ઉપર આપેલી છે.

૨ ગડીવાળા સુતર માટે દરેક એવડી ગડીએ બે ગડીની કીંમત ઉપર દર્શાવેલી કીંમતમાં ગડી દીઠ એક આનો ઉમેરવો.

૩ ૪૬થી ૨૨૬ સુધી અણધાર્યા કાઉન્ટ કે અર્ધા કાઉન્ટ માટે દર દસ રતલે દર બે કાઉન્ટે ઉપર નીચે ૪ આનાનો ચાલુ તફાવત ઉમેરવો.

૪ આ પરિશિષ્ટમાં દર્શાવેલા સુતર સિવાય બીજી કોઇ પણ પ્રકારનું સુતર કોઇ પણ મેન્યુફેક્ચરર વેચી શકશે નહિ.

વિવરણ: કોઇ પણ બીજી જાતનું સુતર વેચવા કોઈ પણ મેન્યુફેક્ચરરનો ઇરાદો થાય તો તે સુતરના નમૂના તે વર્ણન સાથે એની કીંમત ઠરાવી જાહેર કરવા વિનતિ કરી અરજ કરવી.

## ૭૫

### નં. ટી. સી. (૪) ૩/૪૪: મુંબાઇ: તારીખ ૨૬ ફેબ્રુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૧૪ (૨) અને ૧૫ થી મને અપાયલી સત્તાઓ અનુસાર (૧) નવેમ્બર ૧૯૪૩માં પેક કરેલું કાપડ યા સુતર તારીખ ૩૧ માર્ચ ૧૯૪૪ સુધી અણઉઘાડેલી પેટીઓ કે ગાંસડીઓમાં રાખવાની બધા માણસોને અને (૨) તારીખ ૩૦ જુન ૧૯૪૪ સુધી ઓગસ્ટ અગર સપ્ટેમ્બર ૧૯૪૩ માં પેક થયેલું કાપડ યા સુતર રાખવાની બધા વ્યાપારીઓ અને તેમના થકી માલ રાખનાર માણસોને હું સત્તા આપું છું.

## ૭૬

### નં. ટેકસ (૧) ૧૬/૪૪: ન્યુ દિલ્હી: તારીખ ૧૪ માર્ચ ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ના પેટા નિયમ ૨થી અપાયલી સત્તાઓ અનુસાર સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માં મધ્યસ્થ સરકાર નીચે મુજબ સુધારા ફરમાવે છે :

એ ધારામાં

૧ કલમ ૧૨ પેટા કલમ (૨) (૩) અને (૪)માં "કાપડ" પછી જ્યાં જ્યાં એ શબ્દ વપરાયો હોય ત્યાં "અથવા સુતર" ઉમેરવું.

૨ કલમ ૧૨ પેટા કલમ (૩)માં "ચાર ટકા" પહેલાં "કાપડ માટે" અને પછી "સુતર માટે ત્રણ ટકા" મૂકવું.

૩ કલમ ૧૨ પેટા કલમ (૪)માં "દશ ટકા" પહેલાં "કાપડ માટે" અને પછી "સુતર માટે સાડા સાત ટકા" મૂકવું.

૪ કલમ ૧૨ પેટા કલમ (૪) પછી નીચેનું 'વિવરણ' ઉમેરવું:

"વિવરણ: પેટા કલમ (૩) અને (૪) માં વપરાયલા "મેન્યુફેક્ચરરનું સ્થળ" એટલે "મેન્યુફેક્ચરરની ઓફીસ નહિ પણ કારખાનાનો ભાગ" સમજવું.

૭૭

## નંબર ટેક્સ (૧) ૧૭/૪૪: ન્યુ દિલ્હી: તારીખ ૧૮ માર્ચ ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારાના નિયમ ૮૧ પેટા નિયમ ૨ અનુસાર અપાયલી સત્તા અનુસાર હિંદ સરકાર સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ માં નીચેના સુધારા ફરમાવે છે:

એ ધારામાં

૧ કલમ ૧૦ પેટા કલમ (क) બદલે નીચેની પેટા કલમ મૂકવી:

क "પોતે બનાવેલા ને પોતાની મારફતે વેચાતા કોઈ પણ પ્રકારના કાપડ યા સુતર ઉપર છાપવાના શિક્કા અને એ શિક્કા બનાવવાની રીત અને સમય."

૨ કલમ ૧૩ ની પેટા કલમ (૧) अ માં "દરેક મેન્યુ-ફેક્ચરર" પછી "અને દરેક વ્યાપારી" મૂકવું.

૩ કલમ ૧૩ પેટા કલમ (૧૩) ब માં "મેન્યુફેક્ચરર" પછી "અથવા વ્યાપારી" મૂકવું.

૭૮

## નં. ટી. સી. (૬) ૪૪ : મુંબાઈ: તારીખ ૧૮ માર્ચ ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ પેટા કલમ क અનુસાર તૈયાર સુતરાઉ ચાદરો વેચનાર દરેક વ્યાપારીને હું નીચેની વિગતો દર્શાવતું લેબલ તેના ઉપર મારવા ફરમાવું છું:

(૧) માલની કીંમત

(૨) કિનાર બાંધવાનું ખર્ચ

(૩) લેવાની કીંમત.

૭૯

## નં. ટી. સી. (૨) ૯/૪૪: મુંબાઈ: તારીખ ૨૦ માર્ચ ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ અનુસાર તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ના રોજ ઉદ્યોગો ને જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતામાં હિંદ સરકારે બહાર પાડેલી જાહેરાત નંબર ૩૪ ટેક્સ अ (૧૫) ૨/૪૩માં હું નીચે મુજબ વધારે સુધારા ફરમાવું છું:

એ જાહેરાતની પરિશિષ્ઠ 'ज'માં ખાના ૫ માં ૩૦ કાઉન્ટ "રૂ. ૧૯–૮–૦" બદલે "રૂ. ૧૯–૮–૬" મૂકવું.

૮૦

## નં. ટી. સી. (૧) ૬/૪૪: મુંબાઈ: તારીખ ૨૫ માર્ચ ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧થી મને અપાયલી સત્તાઓ અનુસાર ડાંગને લાગુ પાડેલી કલમો વડોદરા અને ગુજરાત રાજ્યોના રેસીડન્ટની પરવાનગીથી નીચે

જણાવેલા ડાંગના અધિકારીઓ એ ધારાની કલમ ૧૯ અને વ્યાપારીઓ અને વ્યાપારીઓએ માલ સાનમાં મૂકયો હોય તેવી વ્યક્તિઓને લાગુ પડતી હોય એવી કલમ ૧૭ નીચે ટેકસ્ટાઇલ કમીશ્નરનું કામ-કાજ એમની હકુમતના વિસ્તારનાં કરવા હું સત્તા આપું છું.

સિવિલ એડમીનીસ્ટ્રેટર, ડાંગ.

## ૮૧

### નં. ટી. સી. (૨) ૯/૪૪: મુંબાઈ: તારીખ ૧ એપ્રિલ ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ અનુસાર તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ના ઉદ્યોગો ને જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતામાં હિંદ સરકારે બહાર પાડેલી જાહેરાતમાં નીચેના સુધારા ફરમાવું છું:

એ જાહેરાતના પેરેગ્રાફ ૩માં

"અને સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ અમલમાં આવતાં પહેલાં અપાયલું એવું કોઇ પણ એલાઉંસ બંધ કરવામાં આવશે નહિ." ઉમેરવું.

## ૮૨

### નં. ટેકસ (૧) ૧૮/૪૪: ન્યુ દિલ્હી: તારીખ ૮ એપ્રિલ ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારાના નિયમ ૮૧ના પેટા નિયમ ૨ થી અપાયલી સત્તાઓ અનુસાર સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માં મધ્યસ્થ સરકાર નીચેના વધારે સુધારા ફરમાવે છે:

એ ધારાની કલમ ૧૯માં પેટા કલમ (क) પછી નીચેની પેટા કલમ ઉમેરવી:

(ह) કલમ ૧૦ પેટા કલમ ब નીચે નક્કી કરેલી કીંમતે તે જણાવે તે કાપડ યા સુતરની જાત તે સૂચવે તે વ્યક્તિને વેચવા કોઇ પણ મેન્યુફેક્ચરર યા વ્યાપારીને ફરમાવશે અને એવો મેન્યુફેક્ચરર યા વ્યાપારી એવા ફરમાનનો અમલ કરશે."

## ૮૩

### નં. ટી. સી. (૩) ૭/૪૪: મુંબાઈ: તારીખ ૧૮ એપ્રિલ ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારના પરવાનગીથી તારીખ ૮ જાન્યુઆરી ૧૯૪૪ના ગૅઝેટ ઑફ ઈંડિયાના પાના ૩૪ પર પ્રગટ થયેલી તારીખ ૩૦ ડીસેમ્બર ૧૯૪૩ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ ટેક૦ अ (૧૫) ૩/૪૩માં હું નીચેના વધારે સુધારા ફરમાવું છું:

એ જાહેરાતમાં વિગત ૧૧માં "એકસાઇઝ ખાતાના સબ ઇન્સ્પેક્ટર અને સબ રજીસ્ટ્રાર" બદલે "એકસાઇઝ ખાતાના સબ ઇન્સ્પેક્ટર, સબ રજીસ્ટ્રાર, સપ્લાય સુપરવાઈઝર, સપ્લાય ઇન્સ્પેક્ટર અને ટેક્સ્ટાઇલ ઇન્સ્પેક્ટર" મૂકવું.

## ૮૪

### નં. ટી. સી. (૮) ૪/૪૪: મુંબાઈ: તા. ૨૨ એપ્રિલ ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૭થી મને અપાયેલી સત્તાઓ અનુસાર દરેક મેન્યુફેક્ચરર દરેક વર્ષના ફેબ્રુઆરી, મે, ઓગસ્ટ અને નવેમ્બરનાં ૧૫ તારીખે અગર તે પહેલાં તે વર્ષની તારીખ ૩૧ જાન્યુઆરીએ, ૩૦ એપ્રિલે, ૩૧

જુલાઇએ અને ૩૧ ઓકટોબરે તેની પાસે રહેલા કાપડ અને સુતરના જથાનાં પત્રકો અવારનવાર થતા સુધારા સાથેના તારીખ ૫ ફેબ્રુઆરી ૧૯૪૪ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ટી. સી. (૮) ૩/૪૪માં ઠરાવેલા નમૂના પ્રમાણે ટેકસ્ટાઇલ કમીશ્નર, હરાર વાળા બીલ્ડીંગ, વીટેટ રોડ, બેલાર્ડ એસ્ટેઇટ, મુંબાઈને મોકલી આપશે.

## ૮૫

## નં. ટી. સી. (૨) ૧૮/૪૪: મુંબાઇ: તારીખ ૨૨ એપ્રિલ ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ અનુસાર તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ના ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ ટેક્સ अ (૧૫) ૨/૪૩માં હું નીચેના વધારે સુધારા ફરમાવું છું:

એ જાહેરાતમાં પરિશિષ્ટ ड માં પેરેગ્રાફ ૬ તરીકે નીચેની વિગત મૂકવી:

૬. સુતરની ડીલીવરી કયા પ્રકારે આપવામાં આવે છે. તે ગણત્રીમાં લીધા વિના એક મેન્યુફેકચરર બીજા મેન્યુફેકચરરને મીલને ઝાંપે ઠરાવેલી કીંમત કરતાં વધારે વેચી શકશે નહિ સિવાય કે: બીમ ઉપરનું સુતર

अ ૨૦ s સુધી જાહેર કર્યા પ્રમાણે દર બંડલે મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીંમત ઉપરાંત દર રતલે એક આને.

ब ૨૦ s ઉપરાંત ને ૪૦ s સુધી જાહેર કર્યા પ્રમાણે દર બંડલે મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીંમત ઉપર દર રતલે દોઢ આને.

૮૬

**નં. ૩૪ ટેકસ (૧) ૧૯/૪૪: ન્યુ દિલ્હી: તારીખ ૨૨ એપ્રિલ ૧૯૪૪**

હિન્દ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તાઓ અનુસાર, મધ્યસ્થ સરકાર સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩માં નીચેના વધારે સુધારા ફરમાવે છેઃ

એ ધારાની કલમ ૧૯ પેટા કલમ ड પછી નીચેની પેટા કલમ ઉમેરવીઃ

"(ई) ઠરાવેલી વ્યક્તિ સિવાય બીજા કોઇને કોઈ પણ જાતનું કાપડ યા સુતર વેચવા કે ડીલીવરી આપવા મેન્યુફેકચરર યા વ્યાપારીને મનાઇ કરશે અને મેન્યુફેકચરર યા વ્યાપારી તે સૂચનાનો અમલ કરશે.

૮૭

**નં. ટેકસ (૧) ૨૨/૪૪: ન્યુ દિલ્હી: તારીખ ૨૮ એપ્રિલ ૧૯૪૩**

હિન્દ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તાઓ અનુસાર, મધ્યસ્થ સરકાર સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માં નીચેના વધારે સુધારા કરે છેઃ

એ ધારામાં કલમ ૧૮ પછી નીચેની કલમ ઉમેરવીઃ

૧૮ अ (૧) ટેકસ્ટાઇલ કમીશ્નરની સામાન્ય યા ખાસ પરવાનગીથી કલમ ૧૯ પેટા કલમ ड અગવા क નીચે અપાયલી સૂચના અનુસાર કોઇ પણ મેન્યુફેકચરર

अ ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧ અને ૧૯૪૨ દરમીઆન, કોઇ પણ વખતે કોઈ પણ વ્યક્તિએ વ્યાપારી તરીકે તેની પાસેથી કાપડ યા સુતર ખરીદ ન કર્યું હોય તેવી વ્યક્તિને કોઇ પણ પ્રકારનું કાપડ યા સુતર વેચી શકશે નહિ યા વેચવાનું કબૂલ કરી શકશે નહિ.

બ અગાઉના કબાલાથી કે બીજી રીતે કોઇ પણ વ્યાપારીને કોઇ પણ ત્રિમાસિક ગાળામાં કલમ ૨ નીચે નક્કી કરેલા તેના કવોટા કરતાં વધારે કાપડ યા સુતર આપી શકશે નહિ.

(૨) પેટા કલમ (૧) બ માટે ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧ અને ૧૯૪૨માં મેન્યુફેકચરરે જે વ્યાપારીઓને કાપડની જેટલી ડીલીવરી આપી હશે તેની કુલ કીંમતના પ્રમાણમાં મેન્યુફેચરર વ્યાપારીને કવોટા આપી શકશેઃ વ્યાપારીનો સુતરનો કવોટા પણ એજ પ્રમાણે નકકી કરવામાં આવશે.

(૩) દરેક વ્યાપારી કબાલા અને ડીલીવરીનું પત્રક રાખશે અને ટેકસ્ટાઇલ કમીશ્નર ફરમાવે તે સમયે અને તે રીતે એવાં પત્રકો મોકલી આપશે.

## ૮૮

## નં. ટેકસ (૧) ૨૧/૪૪: ન્યુ દિલ્હીઃ તારીખ ૨૯ એપ્રિલ ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તાઓ અનુસાર મધ્યસ્થ સરકાર સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩માં નીચેના વધારે સુધારા ફરમાવે છેઃ

એ ધારાની કલમ ૧૫ અ પછી નીચેની કલમ ઉમેરવીઃ

૧૧ બ કલમ ૧૦ને બાધ ન આવે તેવી રીતે પ્રાંતિય સરકાર અથવા આ કામ માટે ;તેમણે જાહેર કરેલા કોઈ પણ અમલદાર જો કોઇ પણ પ્રકારના કપડા માટે ટેકસ્ટાઇલ કમીશ્નરે કીંમત નક્કી કરી ન હોય તો તે માટે અને હાથે છાપેલા કાપડ માટે કલમ ૧૫ અ નીચે ખાસ શિક્કા માટે મીલના ઝાંપે વેચવાની વધારેમાં વધારે કીંમત નક્કી કરશે.

## ૮૯

### નં. ટી. સી. (૪) ૫/૪૪ : મુંબાઈ: તારીખ ૨૯ એપ્રિલ ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૪ (૨) અને ૧૫થી મને અપાયલી સત્તાઓ અનુસાર હું તમામ વ્યાપારીઓ, અને વ્યાપારીઓ વતી માલ રાખનાર વ્યક્તિઓને ઓક્ટોબર યા નવેમ્બર ૧૯૪૩માં બાંધેલું કાપડ યા સુતર તારીખ ૩૦ જુન ૧૯૪૪ સુધી બાંધેલું રાખવા પરવાનગી આપું છું.

## ૯૦

### નં. ટેક્સ (૧) ૨૦/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૨૯ એપ્રિલ ૧૯૪૪

હિન્દ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨થી અપાયલી સત્તાઓ અનુસાર, મધ્યસ્થ સરકાર સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માં નીચેના વધારે સુધારા ફરમાવે છેઃ

કલમ ૧૨ની પેટા કલમ ૨માં " પરંતુ કમીશન એજન્ટનું કમીશન ખરીદનારે આપવું પડશે " ઉમેરવું.

## ૯૧

### નં. ટી. સી. (૮) ૨/૪૪ : મુંબાઈઃ તારીખ ૨૯ એપ્રિલ ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩ની કલમ ૧૦ અને ૧૫ અ થી મને અપાયલી સત્તાઓ અનુસાર તારીખ ૨૭ જાન્યુઆરી ૧૯૪૪ના ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ટી. સી. (૬) ૨/૪૪માં હું નીચેના સુધારા ફરમાવું છું :

એ જાહેરાતમાં કલમ (૫) અને (૬) ને બદલે નીચેની કલમો મૂકવીઃ

(૫) ઉપર કલમ (૪) નીચે છાપવાની છૂટક કીંમત, તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ની મારી જાહેરાત નં. ૩૪ ટેક્સ અ (૧૫)

૨/૪૩ નીચે અથવા આ ધારાની કલમ ૧૫ બ નીચે મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીંમત કરતાં દસ ટકા વધારે રહેશે.

(૬) ઉપરની શરતોમાં જણાવેલા શિક્કા મારવા માટે પ્રાંતિય સરકાર જે વ્યાપારીના કાપડ યા સુતર ઉપર શિક્કા મારવાના હોય તેની પાસેથી તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ની મારી જાહેરાત નંબર ૩૪ ટેકસ અ (૧૫) ૨/૪૩ અથવા ધારાની કલમ ૧૫ બ નીચે એ કાપડ યા સુતરની નક્કી કરેલી મીલના ઝાંપાની વધારેમાં વધારે કીંમતના દશ ટકા જેટલું લવાજમ લેશે.

## ૯૨

### નં. ટી. સી. (૨) ૧૯/૪૪ : મુંબાઇ : તારીખ ૩ મે ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ અનુસાર તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ના ગેઝેટ ઑફ ઇંડિયા એકસ્ટ્રા ઓર્ડીનરીના પાના ૮૫૧ પર પ્રગટ થયેલી તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ ટેકસ અ (૧૫) ૨/૪૩માં હું નીચેના વધારે સુધારા ફરમાવું છું:

એ જાહેરાતમાં પેરેગ્રાફ ૪ ના પેટા પેરેગ્રાફ ૨ બદલે નીચેનો પેરેગ્રાફ મૂકવો:

(૨) **સુતર**

સુતરની ગાંસડી યા બીજા પેકેજ ઉપર અને તારીખ ૧૯ ફેબ્રુઆરી ૧૯૪૪ની મારી જાહેરાત નં. ટી. સી. (૬) ૧/૪૪ મુજબ દરેક બંડલમાં મૂકવામાં આવેલા લેબલ પર પણ નીચેની વિગતનો શિક્કો મારવામાં આવશે.

(અ) નીચેની પરિશિષ્ઠ ક યા પરિશિષ્ઠ ઙ થી મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીંમત અને કબાલાની કીંમત : એ બેમાંથી જે ઓછી હોય તે.

(ब) નીચે પરિશિષ્ઠ क યા પરિશિષ્ઠ ड થી ઠરાવેલી વધારેમાં વધારે છૂટક કીંમત અને કબાલાની કીંમતઃ એ બેમાંથી જે ઓછી હોય તે.

પરંતુ એ બંડલ યા પેકેજ પર એવી રીતે કીંમતનો જે શિક્કો મારવામાં આવે તેના અક્ષરો અને આંકડાનું કદ ૨ ઇંચથી ઓછું રહેશે નહિ.

## ૯૩

## નં. ટી. સી. (૬) ૨/૪૪ : મુંબાઈ: તારીખ ૧૫ મે ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩ની કલમ ૧૦ પેટા કલમ (क) થી મને અપાયલી સત્તાઓ અનુસાર તારીખ ૧૯ ફેબ્રુઆરી ૧૯૪૪ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ટી. સી. (૬) ૧/૪૪માં હું નીચેના વધારે સુધારા ફરમાવું છું:

એ જાહેરાતમાં

(૧) કલમ ૨ની પેટા કલમ ग ને પેટા કલમ ह ગણવી અને પેટા કલમ ग તરીકે નીચેની નવી પેટા કલમ ઉમેરવીઃ

ग વૈદ્યકીય સારવારમાં વપરાશ માટે તૈયાર કરેલા સુતરાઉ લીંટ, ગોજ અને પાટા ઉપર આ કલમની પેટા કલમ अ પ્રમાણે શિક્કા મારવાની જરૂર રહેશે નહિ પરંતુ આ કલમમાં સૂચવેલા શિક્કા તથા પેક કર્યાનો મહિનો અને વર્ષ જે કાગળથી પેક કરવામાં આવ્યા હોય તેના ઉપર ⅛ ઇંચથી ઓછા નહિ એવા આંકડા અને અક્ષરોમાં છાપવામાં આવશે.

(૨) પેટા કલમ ग જે હવે પેટા કલમ ह ગણવાની છે તેને બદલે નીચેની પેટા કલમ મૂકવીઃ

ह સુતર તૈયાર કરતા ન હોય અને તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪ અથવા તે પછી જેના કબજા કે કાબુમાં પચીસ કે વધારે સાંચાશાળ

હોય તે મેન્યુફેક્ચરરે તૈયાર કરેલા કાપડ ઉપર જણાવેલી પેટા કલમ अ થી ई મુજબ આગળ L અક્ષર મૂકી મેં આપેલા નંબર છાપેલા ટેક્સ માર્કનો ઉપર જણાવેલો શિક્કો મારવો પડશે.

(૩) કલમ ૪ ને બદલે નિચેની કલમ મૂકવી:

સુતરાઉ કાપડ અને અથવા સુતરની દરેક ગાંસડી યા બીજા પેકેજની બહાર ૮ ઇંચથી ઓછો નહિ એવા વ્યાસ વાળો ૧ ઇંચથી ઓછા નહિ એવા ૪ અક્ષરોવાળો અને ૬/૧૦ ઇંચથી ઓછા નહિ એવા આંકડાવાળો અને મહિના ને વર્ષના ૧ ૧/૨ ઇંચથી ઓછા નહિ એવા અક્ષરો ને આંકડાવાળો કલમ ૨ अ માં વર્ણવેલો શિક્કો મારવામાં આવશે.

(૪) કલમ ૮ નીચે પ્રમાણે ઉમેરવી:

૮. ઉપરની કલમ ૨ અને ૩ સ્ટેન્ડર્ડ કાપડ નહિ એવું બીજું કાપડ અગર હિંદ સરકારે સીધા કબાલાથી ખરીદ્યું હોય એવા સુતર સિવાય બીજા સુતરને લાગુ પડશે નહિ પરંતુ ઉપરની કલમ ૪ થી ૬ માં વર્ણવેલી રીતે પેક કર્યાના મહિના નીચે ग શબ્દ મૂકી એવા કાપડ અથવા સુતરની દરેક ગાંસડીની બહાર શિક્કો મારવામાં આવશે.

## ૯૪

## નં. ટી. સી. (૧) ૬ अ ૪૪ : મુંબાઇ : તારીખ ૧૯ મે ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ કલમ ૨૧ થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી તારીખ ૨૫ માર્ચ ૧૯૪૪ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ટી. સી. (૧) ૬/૪૪માં હું નીચેના વધારે સુધારા ફરમાવું છું:

એ જાહેરાતમાં "કલમ ૧૯" બદલે "કલમ ૧૯ની પેટા કલમ अ ब અને क" મૂકવું.

## ૯૫

**નં. ટી. સી. (૧) ૭/૪૪: મુંબાઇ : તારીખ ૧૯ મે ૧૯૪૪**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી તારીખ ૨૭ ડીસેમ્બર ૧૯૪૩ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ ટેકસ अ (૧૫) ૧/૪૩માં હું નીચેના વધારે સુધારા ફરમાવું છું:

(૧) એ જાહેરાતમાં "કલમ ૧૯" બદલે "કલમ ૧૯ ની પેટા કલમ अ ब અને क" મૂકવું.

(૨) એ જાહેરાત નીચેના કોઠાના ખાના ૧ માં "ગવર્નરના પ્રાંતો" નીચે વિગત ૪ નીચે પ્રમાણે મૂકવી:

૪ સપ્લાય કમીશ્નર, ડીરેકટર ઓફ ઇંડસ્ટ્રીઝ અને પ્રાંતિય ટેકસ્ટાઇલ કન્ટ્રોલર મુંબાઈ"

## ૯૬

**નં. ટી. સી. (૩) ૮/૪૪: મુંબાઇ: તારીખ ૧૯ મે ૧૯૪૪**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા: ૧૯૪૩ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તાઓ અનુસાર તારીખ ૩૦ ડીસેમ્બર ૧૯૪૩ ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ ટેકસ अ (૧૫) ૩/૪૩ માં હું નીચેના વધારે સુધારા ફરમાવું છું:

એ જાહેરાતમાં

(૧) "કલમ ૧૯" બદલે "કલમ ૧૯ ની પેટા કલમ अ ब અને क" મૂકવું.

(૨) વિગત ૩ માં "ડેપ્યુટી ડીરેકટર ઓફ સિવિલ સપ્લાઇઝ, મુખ્ય સુપરવાઇઝર અને ડેપ્યુટી ડીરેકટર ઓફ સિવિલ

સપ્લાઇઝ નીચે કામ કરતા સુપરવાઇઝરો, આસીસ્ટંટ ડીરેકટર ઑફ સિવિલ સપ્લાઇઝ (પરવાના)" બદલે "આસીસ્ટંટ ટેકસ્ટાઇલ કન્ટ્રોલરો, ટેકસ્ટાઇલ ઑફીસરો, પ્રાંતિય ટેકસ્ટાઇલ કન્ટ્રોલર નીચે કામ કરતા સિનિયર સુપરવાઇઝર અને સુપરવાઇઝરો, આસીસ્ટંટ ડીરેકટર ઑફ સિવિલ સપ્લાઇઝ (પરવાના) સિનિયર ઇન્સ્પેક્ટર (ટેકસ્ટાઇલ)" મૂકવું.

## ૯૭

### નં. ટી. સી. (૧) ૫ અ/૪૪ : મુબાઇ: તારીખ ૧૯ મે ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તાઓ અનુસાર તારીખ ૫ ફેબ્રુઆરી ૧૯૪૪ ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ટી. સી. (૧) ૫/૪૪માં હું નીચેના વધારે સુધારા ફરમાવું છું:

એ જાહેરાતમાં "કલમ ૧૯" બદલે "કલમ ૧૯ની પેટા કલમ अ ब અને क" મૂકવું.

## ૯૮

### નં. ટી. સી, (૩) ૪અ/૪૪ : મુંબાઈ : તારીખ ૧૯ મે ૧૯૪૪

સુતરાઉ કાપડા અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી તારીખ ૫ ફેબ્રુઆરી ૧૯૪૪ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ટી. સી. (૩) ૪/૪૪માં હું નીચેના વધારે સુધારા ફરમાવું છું:

એ જાહેરાતમાં "કલમ ૧૯" બદલે "કલમ ૧૯ની પેટા કલમ अ ब અને क" મૂકવું.

૯૯

**નં. ટી, સી. (૪) ૭/૪૪ : મુંબઈ; તારીખ ૨૨ મે ૧૯૪૪**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩ની કલમ ૧૪ (૨) અને ૧૫થી મને અપાયલી સત્તાઓ અનુસાર હું બધા વ્યાપારીઓ અને એવા વ્યાપારીઓ વતી માલ રાખનાર વ્યક્તિઓને

(૧) ઓગસ્ટ ૧૯૪૩ અને એપ્રિલ ૧૯૪૪માં બાંધેલું કાપડ યા સુતર.

(૨) ઓગસ્ટ ૧૯૪૪ પહેલાં તૈયાર કરેલું પણ જાન્યુઆરી ૧૯૪૪થી એપ્રિલ ૧૯૪૪ના ગાળામાં તારીખ ૨૭ જાન્યુઆરી ૧૯૪૪ની ટેક્સટાઇલ કમીશ્નરનો જાહેરાત નં. ટી. સી. (૬) ૨/૪૪ માં વર્ણવેલી રીતે શિક્કા મારેલું કાપડ

તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૪ સુધી રાખવા અધિકાર આપું છું.

૧૦૦

**નં. ટી. સી. (૧) ૨૩/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૨૨ મે ૧૯૪૪**

હિંદ સંરક્ષણ ધારાના નિયમ ૮૧ પેટા નિયમ ૨ અનુસાર આપેલી સત્તાઓ અનુસાર, મધ્યસ્થ સરકાર સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩માં નીચેના વધારે સુધારા ફરમાવે છે :

એ ધારાની કલમ ૧૮ અ ની પેટા કલમ ૧ અ બદલે નીચેની પેટા કલમ મૂકવી :

અ (૧) પ્રાંતિય સરકારે કરેલા નિયમો નીચે લાયસન્સ ધરાવનાર વહેપારી ન હોય.

(૨) ઇસ્વી સન ૧૯૪૦, ૧૯૪૧ અને ૧૯૪૨માં કોઇ પણ વખતે વ્યાપારી તરીકે કાંઈ પણ કાપડ યા સુતર ખરીદ્યું ન હોય.

તેવી કોઇ પણ વ્યક્તિને કાપડ યા સુતર વેચી શકશે નહિ યા વેચવાની કબુલત આપી શકશે નહિ.

## ૧૦૧

### નં. ટી. સી. (૪) ૬/૪૪: મુંબાઈ: તારીખ ૨૨ મે ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩ કલમ ૧૩ (૨) અને ૧૫ થી મને અપાયલી સત્તાઓ અનુસાર તારીખ ૨૨ જાન્યુઆરી ૧૯૪૪ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ટી. સી. (૪) ૧/૪૪માં હું નીચે મુજબ સુધારા ફરમાવું છું:

એ જાહેરાતમાં દર્શાવેલા કોઠાના ખાના ૧ માં વિગત ૫ બદલે નીચેની વિગત મૂકવી:

૫. ઓળખ આપતા P અક્ષર વાળો ટેકસમાર્ક છાપેલો હોય તેવું નીચેના પ્રકારનું કાપડ

હાથે રંગેલું સુતરાઉ કાપડ.

## ૧૦૨

### નં. ટી. સી. (૭) ૩/૪૪: મુંબાઈ: તારીખ ૨૪ મે ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તાઓ અનુસાર હું એમ. કે. વેલડી આઇ. સી. એસ. ટેકસ્ટાઇલ કમીશ્નર, પ્રાંતિય ટેકસ્ટાઈલ કન્ટ્રોલર, મુંબાઇને મુંબાઈ ઇલાકામાં મારા વતી આ ધારાની કલમ ૧૯ ની પેટા કલમ ड અને इ નીચે કોઈ પણ વ્યાપારીને સૂચના આપવાનો અધિકાર આપું છું.

## ૧૦૩

### નં. ટી. સી (૭) ૨/૪૪ મુંબાઈ: તારીખ ૨૪ મે ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩ની કલમ ૨૧ નીચે મને અપાયલી સત્તાઓ અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી હું એમ. કે. વેલડી આઈ. સી. એસ. ટેકસ્ટાઇલ

કમીશ્નર, પ્રાંતિય ટેક્ષટાઇલ કન્ટ્રોલર મુંબાઇને આ ધારાની કલમ ૧૯ પેટા કલમ અ નીચે ટેકસ્ટાઇલ કમીશ્નરે આપેલી યા હવે પછી આપવામાં આવે તેવી મુંબાઇ ઇલાકાના કોઈ પણ વ્યાપારી યા મેન્યુફેક્ચરરે કયા માણસ યા માણસોને કાપડ યા સુતર વેચવું યા ડીલીવરી આપવી તે નક્કી કરવાનો અધિકાર આપું છું.

## ૧૦૪

## નં. ટી. સી. (૨) ૨૦/૪૪: મુંબાઈ : તારીખ ૨૭ મે ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ની કલમ ૧૦ અનુસાર તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ની ઉદ્યોગો ને જનતાની જરૂરીઆતો પુરી પાડનાર ખાતામાં હિંદ સરકારની જાહેરાત નં. ૩૪ ટેકસ અ (૧૫) ૨/૪૩ માં હું નીચેના વધારે સુધારા ફરમાવું છું :

એ જાહેરાતના પેરેગ્રાફ ૧માં અપવાદ (૫) તરીકે નીચેની વિગત મૂકવી :

(૫) પરંતુ જુન ૧૯૪૪ કે તે પછી ડીલીવરી આપવાના કબાલા વાળા કાપડ યા સુતરની મીલને ઝાંપે ઠરાવેલી છૂટક કીંમત ઉપર અપવાદ (૨) નીચે, કાપડ માટે અપવાદ (૩)માં અને સુતર માટે પરિશિષ્ઠ ઙમાં જણાવેલી કીંમતના એક રૂપીયે દોઢ આનો ઓછી રહેશે.

### પરિશિષ્ઠ ઙ

૧½ s વેઇસ્ટ દર દસ રતલના ત્રણ રૂપીઆ સાત આના.
૨ s વેઇસ્ટ દર દસ રતલના ત્રણ રૂપીઆ તેર આના.
૧½ s વેઇસ્ટ રંગીન મિશ્રણ દર દસ રતલના ત્રણ રૂપીઆ.

| કાઉન્ટ | રૂ | સ્ટ્રેન્થ રતલ | દર રતલે કીંમત | |
|---|---|---|---|---|
| | | | સિંગલ | ડબલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | | રૂા. આ. પા. | રૂા. આ. પા. |
| ૪ | દેશી | ૨૨૫ | ૭-૧૨—૬ | ૮-૧૦—૬ |
| ૬ | ,, | ૧૬૦ | ૮—૦—૬ | ૮-૧૪—૬ |
| ૮ | ,, | ૧૧૨ | ૮—૪—૬ | ૯—૨—૬ |
| ૧૦ | ,, | ૧૨૫ | ૯—૯—૦ | ૧૦-૧૩—૬ |
| ૧૨ | ,, | ૧૦૪ | ૯-૧૩—૦ | ૧૧—૧—૬ |
| ૧૪ | ,, | ૮૯ | ૧૦—૧—૦ | ૧૧—૫—૬ |
| ૧૫ | ,, | ૮૩ | ૧૦—૩—૦ | ૧૧—૭—૬ |
| ૧૬ | ,, | ૮૭ | ૧૧—૯—૬ | ૧૩—૭—૬ |
| ૧૮ | ,, | ૭૮ | ૧૧-૧૩—૦ | ૧૩-૧૪—૦ |
| ૨૦ | ,, | ૭૦ | ૧૨—૧—૦ | ૧૪—૪—૬ |
| ૨૨ | ,, | ૬૪ | ૧૨—૭—૦ | ૧૪-૧૪—૦ |
| ૨૪ | ,, | ૫૮ | ૧૨-૧૩—૦ | ૧૫—૭—૬ |
| ૨૫ | ,, | ૫૬ | ૧૩—૦—૦ | ૧૫-૧૦—૬ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૬ | ,, | ૫૨ | ૧૪—૦—૦ | ૧૬-૧૦—૬ |
| ૨૮ | ,, | ૪૮ | ૧૪—૮—૦ | ૧૭—૨—૬ |
| ૩૦ | ,, | ૪૫ | ૧૪-૧૨—૦ | ૧૭—૭—૦ |
| ૩૨ | ,, | ૪૨ | ૧૫—૦—૦ | ૧૭-૧૩—૬ |
| ૪૦ | ,, | ૩૨ | ૧૭—૬—૬ | ૨૦-૧૨—૬ |
| ૪૨ | ,, | ૩૦ | ૧૭-૧૨—૬ | ૨૧—૫—૦ |
| ૪૪ | ,, | ૨૯ | ૧૮—૨—૦ | ૨૧-૧૩—૬ |
| ૪૦ | વિદેશી પૂર્વ | ૪૩ | ૨૨-૧૫—૬ | ૨૬—૬—૬ |
| ૪૨ | આફ્રિકા | ૩૮ | ૨૩—૫—૬ | ૨૬-૧૪—૦ |
| ૪૪ | ,, | ૩૬ | ૨૩-૧૧—૬ | ૨૭—૬—૬ |
| ૬૦ | વિદેશી ઇજિપ્શિયન | ૩૦ | ૩૨—૨—૬ કાર્ડેડ | ૩૭-૧૦—૬ |
| ૬૦ | ,, | ૩૭ | ૩૫—૨—૬ કોમ્બ્ડ | ૪૦-૧૦—૬ |
| ૭૦ | ,, | ૨૫ | ૩૮—૪—૬ કાર્ડેડ | ૪૫—૮—૦ |
| ૭૦ | ,, | ૨૮ | ૪૧—૪—૬ કોમ્બ્ડ | ૪૮—૮—૬ |

| | | | | |
|---|---|---|---|---|
| ૮૦ | ,, | ૨૨ | ૪૪—૪—૬ ફાઈર્ડ | ૫૩—૨—૬ |
| ૮૦ | ,, | ૨૫ | ૪૭—૬—૬ ફોરવર્ડ | ૫૬—૨—૬ |
| ૯૦ | ,, | ૨૨ | ૫૫-૧૪—૦ ફોરવર્ડ | ૬૬—૬—૦ |
| ૧૦૦ | ,, | ૨૦ | ૬૫—૧—૦ ફોરવડ | ૭૭—૫—૦ |
| ૧૧૦ | ,, | ૧૬ | ૭૨-૧૨—૦ ફોરવડ | ૮૮—૦—૦ |
| ૧૨૦ | ,, | ૧૪ | ૮૫-૧૨—૦ ફોરવડ | ૧૦૪—૦—૦— |
| ૧૩૦ | ,, | ૧૧ | ૯૬—૭—૬ ફોરવડ | ૧૧૮—૭—૬ |
| ૧૪૦ | ,, | ૧૦ | ૧૦૮-૧૧—૬ ફોરવડ | ૧૩૫-૧૫—૬ |
| ૧૫૦ | ,, | ૯ | ૧૧૯—૭—૦ ફોરવડ | ૧૫૦-૧૧—૦ |

| કાઉન્ટ | જાત | ગાંઠ | રૂ.આ.પા. | રૂ.આ.પા. |
|---|---|---|---|---|
| ૧૦ s થી ૨૦ s | સુતરનું મિશ્રણ | ૨૦ | ૭–૧૦–૬ | ૯–૧૪–૦ |
| ૨૪ s થી ૩૨ s | ,, | ૩૨ | ૯—૯–૦ | ૧૨—૬–૬ |
| ૩૦ s થી ૪૦ s | ,, | ૪૦ | ૧૦–૧૧–૬ | ૧૪—૧–૬ |
| ૫૦ s થી ૬૦ s | ,, | ૬૦ | ૧૯—૨–૦ | ૨૪–૧૦–૦ |
| ૭૦ s થી ૮૦ s | ,, | ૮૦ | ૨૨–૧૫–૬ | ૩૧–૧૧–૬ |
| ૮૦ s થી વધારે | ,, | | ૩૪—૭–૦ | ૪૫—૧–૦ |

૧ દસ રતલના બંડલમાં અને ગાંસડી બાંધેલા પૂરા રીલીંગના ખાના ૩માં આપેલા વધારેમાં વધારે સ્ટ્રેન્થ સુધી કોઈ પણ સ્ટ્રેન્થ વાળા કાઉન્ટના સામાન્ય ધોરણ મુજબ પૂરા કાઉન્ટના ગ્રે સુતરની આ કીંમત છે.

૨ ડબલ સુતર માટે લખેલી કીંમત ઉપર દર પ્લાયે એક આનો વધારે ગણવો.

૩ ચાલુ ન હોય તેવા કાઉન્ટ અને અર્ધા કાઉન્ટ માટે.

| | | | | |
|---|---|---|---|---|
| ૪ s થી ૨૦ s | સુધી દર દસ રતલે બે કાઉન્ટે તફાવતના ચાર આના | | | |
| ૨૦ s થી ૨૫ s | ,, | ,, | ,, | ૭ આના |
| ૩૦ s થી ૪૦ s | ,, | ,, | ,, | ,, |
| ૬૦ s થી ૭૦ s | ,, | ,, | ,, | ,, |
| ૮૦ s થી ૯૦ s | ,, | ,, | ,, | ,, |

૪ બીમ ઉપર વેચેલા સુતરની વેચનાર મેન્યુફેક્ચરર વધારેમાં વધારે નીચેની કીંમત લઇ શકશે.

| | | |
|---|---|---|
| अ | ૨૦ s સુધી | જણાવ્યા પ્રમાણે દર બંડલે મીલને ઝાંપે ઠરાવેલી કીંમત ઉપર દર રતલે એક આનો. |
| ब | ૨૦ s થી ૪૦ s સુધી | જણાવ્યા પ્રમાણે દર રતલે મીલને ઝાંપે ઠરાવેલી કીંમત ઉપર દર રતલે દોઢ આનો. |

क બોબીન ઉપર કે બીજી રીતે મેન્યુફેક્ચરરે ડીલીવરી આપી હોય તે સુતરની કીંમત, સીલીંગ કીંમત અને મીલને ઝાંપે ઠરાવેલી કીંમત : એ બેમાંથી જે ઓછી હોય તે લેવામાં આવશે.

## ૧૦૫

## નં. ટી: સી. (૨) ૨૧/૪૪ : મુંબાઈ : તારીખ ૩૦ મે ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા: ૧૯૪૩ની કલમ ૧૦ થી મને અપાયલી સત્તાઓ અનુસાર હું એમ. કે. વેલડી આઇ. સી. એસ. ટેક્સ્ટાઇલ કમીશ્નર તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ની જાહેરાત નં. ૩૪ ટેક્સ अ (૧૫) ૨/૪૩માં નીચેના વધારે સુધારા ફરમાવું છું :

એ જાહેરાતમાં નીચેની વિગત પેરેગ્રાફ ૩ ના અપવાદ તરીકે મૂકવી :

જ્યાં કાપડ અને સુતર છેવટે ઘરાકને વેચવામાં આવતું હોય તે સ્થળે વેચાણ કર, ઓક્ટ્રોય કે બીજા સ્થાનિક કર ભરવા પડતા હોય ત્યાં વેચાણ આપનાર ઠરાવેલી વધારેમાં વધારે કીંમત ઉપર એના કાપડ યા સુતર માટે આપેલા કરની રકમ ઉમેરી શકશે. વેચાણ આપનારના કેશ બીલમાં આવો વધારો સ્પષ્ટ રીતે દર્શાવવો જોઇએ.

---

## ૧૦૬

## નં. ટી. સી. (પ) ૨/૪૪ : મુંબાઈ : તારીખ ૩ જૂન ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા: ૧૯૪૩, સિવિલ અને મીલીટરી સ્ટેશન, બેંગલોરને લાગુ પાડી, કલમ ૨૧ થી મને અપાયલી સત્તા અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી, હું, બેંગલોરના સિવિલ અને મીલીટરી સ્ટેશનના મ્યુનિસિપલ કમીશનના પ્રમુખને, બેંગલોરના સિવિલ અને મીલીટરી સ્ટેશનમાં, ઋતુને માફક ગણાય એવા કાપડને, આ ધારાની કલમ ૧૪ નાં બધાં કે ગમે તે બંધનોમાંથી કલમ ૧૫ પ્રમાણે બાકાત રાખવાની ટેકસ્ટાઇલ કમીશ્નરની સત્તા, એમની હકુમતમાં મારા વતી વાપરવા, અધિકાર આપું છું.

## ૧૦૭

## નં. ટી. સી. (૩) ૯/૪૪ : મુંબાઈ: તારીખ ૩ જૂન ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા: ૧૯૪૩ ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તા અનુસાર અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી, ટેકસ્ટાઇલ કમીશ્નરની તારીખ ૩૦ ડીસેમ્બર ૧૯૪૩ ની જાહેરાત નંબર ૩૪ ટેક્સ अ (૧૫) ૩/૪૩ માં હું નીચેના વધારે સુધારા ફરમાવું છું:

વિગત ૧૧ પછી નીચેની વિગત ઉમેરવી :

(૧૨) સંયુક્ત પ્રાંતો: ડીસ્ટ્રીકટ સપ્લાય ઓફીસર્સ, વધારાના ડીસ્ટ્રીકટ સપ્લાય ઓફીસર્સ અને પીસ ગુડઝ ઇન્સ્પેકટર્સ.

## ૧૦૮

### નં. ટી. બી. (૧) ૨૪/૪૪: ન્યુ દિલ્હી: તારીખ ૧૭ જૂન ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મધ્યસ્થ સરકાર, સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા : ૧૯૪૩ માં નીચેના વધારે સુધારા ફરમાવે છેઃ

એ ધારામાં :

૧ કલમ ૩ પેટા કલમ क બદલે નીચેની કલમ મૂકવી :

क મેન્યુફેક્ચરર : કાપડ યા સુતર યા બન્ને બનાવનાર, રંગનાર, ધોનાર, ભરત ભરનાર, છાપનાર અને ફીનીશર.

૨ કલમ ૧૮ પેટા કલમ (૧) અને (૨) બદલે નીચેની પેટા કલમો મૂકવી:

(૧) ટેક્સ્ટાઈલ કમીશ્નરની પરવાનગીથી કોઈ પણ મેન્યુફેક્ચરર કોઇ પણ વખતે :

अ અગાઉના ત્રણ મહિનાના ગાળામાં પોતે તૈયાર કરેલા કાપડના જથા કરતાં વધારે કાપડનો જથો

ब (૧) એકલું સુતર તૈયાર કરનાર, અગાઉના બે મહિનાના ગાળામાં પોતે તૈયાર કરેલા સુતરના જથા કરતાં વધારે સુતરનો જથો

(૨) એકલું કાપડ તૈયાર કરનાર, પછીના ત્રણ મહિનાના ગાળામાં તૈયાર કરવાના કાપડમાં પોતાને વ્યાજબી રીતે જરૂર પડતા સુતરના જથા કરતાં વધારે સુતરનો જથો

(૩) કાપડ અને સુતર બન્ને તૈયાર કરનાર, પછીના ત્રણ મહિનાના ગાળામાં તૈયાર કરવાના કાપડ માટે પોતાને વ્યાજબી રીતે જરૂર હોય તેટલું સુતર અને અગાઉના ત્રણ મહિના પોતાની જરૂરીઆત માટે ઉપયોગમાં લેવા તૈયાર કરેલા સુતરમાંથી વધેલું સુતરઃ એ બન્નેના કુલ જથા જેટલા સુતર કરતાં વધારે સુતરનો જથો

રાખી શકશે નહિ.

આ પેટા કલમ માટે, શાળ ઉપરનું કાપડ અને કાપડ તૈયાર કરવાની ક્રિયામાં રોકાયલું સુતર, મેન્યુફેકચરરના જથાની ગણત્રીમાં લેવાશે નહિ.

૨ કોઈ પણ વ્યાપારી યા મેન્યુફેકચરર ન હોય તેવી બીજી કોઈ પણ વ્યકિત, ટેકસ્ટાઈલ કમીશ્નરની પરવાનગી સિવાય કોઈ પણ વખતે પોતાની રોજીંદી જરૂરીઆત કરતાં વધારે જથો રાખી શકશે નહિ.

વિવરણ: કાપડ યા સુતરમાંથી દોરડાં, પાટી, પાટા યા કેનવાસ બનાવનાર કોઇ પણ વ્યકિતની આ 'પેટા કલમ' માટે સામાન્ય જરૂરીઆત હોય એવો માલ બનાવવા અગાઉના ત્રણ મહિનાના ગાળામાં કાપડ યા સુતરનો જેટલો જથો વપરાયો હોય તેટલો ગણાશે.

## ૧૦૯

### નં. ટી. સી. (૧) ૮/૪૪ : મુંબાઈ: તારીખ ૧૭ જૂન ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા: ૧૯૪૩, વાયવ્ય સરહદ પ્રાંતની ઉત્તર પશ્ચિમ સરહદ પેલી પારના જંગલી વિસ્તારોને લાગુ પાડી, કલમ ૨૧ થી મને અપાયલી સત્તા અનુસાર, મધ્યસ્થ સરકારની પરવાનગીથી, હું વાયવ્ય સરહદ પ્રાંતના પ્રાંતીય ટેકસ્ટાઈલ કમીશ્નરને મારા વતી સદરહુ જંગલી વિસ્તારોમાં, આ ધારાની કલમ ૧૯ ની પેટા કલમ अ, ब અને क નીચે ટેકસ્ટાઇલ કમીશ્નરનું કામકાજ કરવા સત્તા આપું છું.

## ૧૧૦

### નં. ટી. સી. (૨) ૨૧/૪૩ : મુંબાઇ : તારીખ ૧૭ જૂન ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા: ૧૯૪૩ કલમ ૧૦ અનુસાર, હું તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ ની જનતાની જરૂરીઆતો

પૂરી પાડનાર ખાતામાં હિંદ સરકારની જાહેરાત નં. ૩૪ ટેક્સ અ (૧૫) ૨/૪૩માં નીચેના વધારે સુધારા ફરમાવું છું:

૧ પરિશીષ્ટ ઇ માં ખાના ૪ માં ૧૬ કાઉન્ટ માટે "૧૧-૯-૬" બદલે "૧૧-૯-૦" મૂકવું.

૨ પરિશીષ્ઠ ઇ માં પેરેગ્રાફ ૨ માં "અને" બદલે "ઉમેરવું" મૂકવું.

## ૧૧૧

## નં. ટી. સી. (૭) ૪/૪૪ : મુંબાઇ : તારીખ ૨૧ જૂન ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા : ૧૯૪૩ ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તા અનુસાર અને ટેક્સ્ટાઇલ કમીશ્નરની તારીખ ૨૪ મે ૧૯૪૪ની જાહેરાત નંબર ટી. સી. (૭) ૩/૪૪ રદ કરી, મધ્યસ્થ સરકારની પરવાનગીથી નીચે આપેલા કોઠામાં ખાના ૧ માં જણાવેલા દરેક અમલદારને, મારા વતી, કોઠાના ખાના ૨ માં જણાવેલા વિસ્તારમાં આ ધારાની કલમ ૧૯ પેટા કલમ ઇ નીચે કોઈ પણ વ્યાપારીને સૂચના આપવાનું કામ, આથી સુપ્રત કરૂં છું:

| | ૧ | ૨ |
|---|---|---|
| ૧ | પ્રાંતિય ટેક્સ્ટાઇલ કન્ટ્રોલર : મુંબાઇ | મુંબાઈ |
| ૨ | પ્રાંતીય ટેક્સ્ટાઇલ કમીશ્નર : મદ્રાસ | મદ્રાસ |
| ૩ | રાજકીય ખાતાનો સરકારી ઉપમંત્રી : લાહોર | પંજાબ |
| ૪ | ડીરેક્ટર ઓફ સિવિલ સપ્લાઇઝ : સિંધ | સિંધ |
| ૫ | જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતામાં સરકારી ઉપમંત્રી : લખનૌ | સંયુક્ત પ્રાંત |
| ૬ | ક્લોથ કન્ટ્રોલ : બિહાર | બિહાર |

## ૧૧૨

### નં. ટી. બી. (૧) ૨૫/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૨૪ જૂન ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મધ્યસ્થ સરકાર, સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા : ૧૯૪૩ માં નીચેના વધારે સુધારા ફરમાવે છેઃ

આ ધારાની કલમ ૩ પેટા કલમ અ માં પેટા પેરેગ્રાફ ૩ પછી નીચેનો પેટા પેરાગ્રાફ ઉમેરવો :

(૪) સામાન્ય રીતે પુસ્તકો બાંધવામાં વપરાતું લેધર ક્લોથ અને હલકું યા ઇમીટેશન લેધર ક્લૉથ.

## ૧૧૩

### નં. ટી. સી. (૨) ૨૨/૪૪ : મુંબાઇઃ તારીખ ૧ જુલાઇ ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા : ૧૯૪૩ ની કલમ અનુસાર, હું તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નંબર ૩૪ ટેકસ અ (૧૫) ૨/૪૩માં નીચેના વધારે સુધારા ફરમાવું છુંઃ

એ જાહેરાતના પેરેગ્રાફ ૧ માં અપવાદ (૩), (૨) અને (૫) ને અપવાદ (૪), (૫) ને (૬) એમ નવા ક્રમાંક આપી એ રીતેના નવા ક્રમાંક (૪) પહેલાં નીચેનો અપવાદ ઉમેરોઃ

(૩) નીચે પરિશિષ્ટ ફ અને ગ માં જણાવેલા વર્ગ ને વર્ણન વાળાં કાપડ એ પરિશિષ્ટોમાં જણાવેલી મીલને ઝાંપે ઠરાવેલી અને છૂટક વધારેમાં વધારે કીંમતે વેચવામાં આવશે પરંતુ માર્ચ ૧૯૪૪ કે તે પછી પેક કરેલા કાપડની કીંમત ૯½ ટકા ઓછી મૂકવી પડશે અને તારીખ ૧ જૂન ૧૯૪૪ પછી પેક કરેલા કાપડની કીંમત એથી પણ ૯½ ટકા ઓછી છાપવી પડશે.

## પરિશિષ્ટ फ

૧૨૪ જાતનાં કાપડની કીંમત આપેલી છે.

## પરિશિષ્ટ ग

૧૧૦ જાતનાં કાપડની કીમત આપેલી છે.

## ૧૧૪

### નં. ટી. સી (૧) ૯/૪૪: મુંબાઈ: તારીખ ૧ જાલાઈ ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તા અનુસાર, બલુચિસ્તાનના જંગલી વિસ્તારમાં સમાવેશ થતો ન હોય તેવા પંજાબના દેરા ગાઝીખાનની પશ્ચિમ સરહદ પેલી પાર આવેલા બલુચ જંગલી વિસ્તારોને લાગુ પાડી, મધ્યસ્થ સરકારની પરવાનગીથી, હું દેરા ગાઝીખાનના ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટને સદરહુ જંગલી વિસ્તારોમાં, મારા વતી, વ્યાપારીઓ ને વ્યાપારીઓએ જે વ્યક્તિને ત્યાં કાપડ યા સુતર સાનમાં મૂકયાં હોય તેમના પૂરતી કલમ ૧૭ નીચેનું અને અને આ ધારાની કલમ ૧૯ ની પેટા કલમ अ ब અને क નીચેનું ટેકસ્ટાઈલ કમીશ્નરનું કામકાજ કરવા અધિકાર આપું છું.

## ૧૧૫

### નં, ટી. બી. (૧) ૨૬/૪૪ : ન્યુ દિલ્હી : ૩ જૂલાઇ ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મધ્યસ્થ સરકાર, સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા : ૧૯૪૩ માં નીચેના વધારે સુધારા ફરમાવે છેઃ

એ ધારાની કલમ ૧૪ (૨) માં

(૧) પેટા કલમ अ માં "ત્રણ" બદલે "છ" મૂકવું.

(૨) પેટા કલમ ब માં "છ" બદલે "બાર" મૂકવું.

## ૧૧૬

**નં. ૧૦૬ ટી એ/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૪ જુલાઈ ૧૯૪૪**

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૨૦ થી અપાયલી સત્તા અનુસાર, મધ્યસ્થ સરકાર, ફરમાવે છે :

તૈયાર કપડાં સિવાય ધોતિયાં યા સાડીઓ કે સુતરાઉ કાપડ યા સુતરનું પોસ્ટ પારસલ, બ્રિટીશ હિંદમાં કોઇ પણ સ્થળથી, બ્રિટીશ હિંદમાં કે બહાર કોઈ પણ સ્થળે, ટપાલ મારફતે મોકલી શકાશે નહિ.

## ૧૧૭

**નં. ટી. સી. (૩) ૬/૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૮ જુલાઈ ૧૯૪૪**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩ ની કલમ ૧૫ થી મને અપાયલી સત્તા અનુસાર, તારીખ ૨૫ મે ૧૯૪૪ ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં ટી. સી. (૪) ૪/૪૪ માં નીચેના વધારે સુધારા ફરમાવું છું :

એ જાહેરાતની પરિશિષ્ઠમાં :

(૧) વિગત ૧૯ પછી ખાના ૧થી ૮ માં બાર વિગતો ઉમેરવી.

(૨) વિગત ૫૩ પછી ખાના ૧ થી ૮ માં બે વિગતો ઉમેરવી.

## ૧૧૮

**નં. ટી. સી. (૨) ૨૩/૪૪ : મુંબાઈ : તારીખ ૨૦ જુલાઈ ૧૯૪૪**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩ ની કલમ ૧૦ અનુસાર, હું તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ ટેક્સ ક (૧૫) ૨/૪૩ માં નીચેના વધારે સુધારા ફરમાવું છું:

એ જાહેરાતની પરિશિષ્ઠ ગ માં

(૧) ખાના ૬ ને ૭ માં વિગત ૨૮ સામે "૧૭–૧૨–૦'

અને '૨૧–૫–૦' બદલે '૧૮–૧૦–૦' અને "૨૨–૬–૦' મૂકવું.

(૨] ખાના ૭ માં વિગત ૧૧૦ સામે '૧૦–૧૪–૦" બદલે '૧૯–૧૨–૦' મૂકવું.

## ૧૧૯

### નં. ટી. સી. (૨) ૨૪/૪૪ : મુંબાઈ: તારીખ ૨૮ જુલાઈ ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા: ૧૯૪૩ ની કલમ ૧૦ અનુસાર, હું તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ ની ટેક્સટાઇલ કમીશ્નર નં. ૩૪ ટેક્સ અ (૧૫) ૨/૪૩ માં નીચેના વધારે સુધારા ફરમાવું છું :

એ જાહેરાતમાં પેરેગ્રાફ ૬ માં "તારીખ ૧ જૂલાઈ ૧૯૪૪' બદલે "તારીખ ૧ ઓગસ્ટ ૧૯૪૪" મૂકવું.

# મુંબઈ સરકારનાં ફરમાનો

## ૧

### નં. ૬૫૧/૭: મુંબાઈ: તારીખ ૬ ડીસેમ્બર ૧૯૪૩

૧ હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ થી અપાયલી સત્તા અનુસાર, મુંબાઇ સરકાર ફરમાવે છેઃ

તારીખ ૧૦ ડીસેમ્બર ૧૯૪૩ ના રોજ પોતાના થકી કે બીજાના થકી યા બીજાના પંત્યાળામાં, તારીખ ૭ જૂલાઇ ૧૯૪૩ ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ ટેકસ (૧૫) /૪૩ ની કલમ ૨ અને ૩ નીચે ઠરાવેલા શિક્કા મારેલા કાપડ અને સુતર સિવાય કાપડ અને સુતરના જથાના નમૂના પ્રમાણે સંપૂર્ણ ને સાચાં પત્રકની બે નકલો તારીખ ૨૦ ડીસેમ્બર ૧૯૪૩ ના રોજ કે તે પહેલાં કાપડ અને સુતરના દરેક વ્યાપારી, ડીરેકટર ઓફ ઈંડસ્ટ્રીઝ, ઓલ્ડ કસ્ટમ હાઉસ યાર્ડ, ફોર્ટ, મુંબાઇને મોકલી આપવી.

૨ આ ધારા માટે કાપડ અને સુતર એટલે સમગ્ર યા થોડા રૂમાંથી તૈયાર કરેલું કાપડ અને સુતર પરંતુ તેમાં ઉન, રેશમ, આર્ટીફીશિયલ સિલ્ક યા શણમાંથી તૈયાર કરેલા કાપડ અને સુતરનો સમાવેશ થશે નહિ.

૩ જો કોઇ પણ વ્યાપારી આ હુકમનો ભંગ કરે તો તે ગુન્હાની સુનાવણી કરતી કોઇ પણ કોર્ટ, ગુન્હો થયો છે એવી તેને ખાત્રી થતાં, તેનાં પેકેજીઝ અને કવર સુદ્ધાંત, કોઇ પણ પ્રકારના કાપડઅને સુતરના જથા, જપ્ત કરશે.

# નમૂનો

૧ વ્યાપારીનું પૂરૂં નામ અને સરનામું:

૨ જથામાં આવ્યા હોય તેવા સ્થળ યા સ્થળો યા ગોદાઉન યા ગોદાઉનોનું ચોક્કસ ઠેકાણું:

૩ જથાની જાત વાર વિગત:

अ પોતાના:

ब બીજાના:

क બીજી કોઈ પણ વ્યક્તિના પંત્યાળામાં:

| | માલ | જથા | જથા | કુલ |
|---|---|---|---|---|
| | | ગાંસડી: વાર | તાકા: કકડા | |
| ૧ | વારે માપી વેચાતું તમામ કાપડ | ગાંસડી: વાર | વાર | વાર |
| ૨ | ધોતિયાં અને સાડીઓ | ગાંસડી: નંગ | નંગ | નંગ |
| ૩ | નંગ પ્રમાણે વેચાતી બીજી બધી વસ્તુઓ: ચાદરો, ટુવાલ વગેરે | ગાંસડી: નંગ | નંગ | નંગ |
| ૪ | ઉપર સમાવેશ ન થતો હોય તે: નુકશાની કાપડ વગેરે | ગાંસડી: રતલ | રતલ | રતલ |
| ૫ | દરેક પ્રકારનું સુતર | ગાંસડી: રતલ | રતલ | રતલ |

**નોંધ :**

૧ જે વ્યક્તિના હિસાબે જથા રાખ્યા હોય તેનાં પૂરેપૂરાં નામ ને સરનામાં તેમજ એવી દરેક વ્યકિતના જથા જણાવવા.

૨ જેની સાથે પંત્યાળામાં જથા રાખવામાં આવ્યા હોય, તેનાં પૂરેપૂરાં નામ અને સરનામાં તથા દરેક એવી વ્યકિત સાથે પંત્યાળામાં રાખેલા જથા જણાવવા.

૨

## નં. ૫૧૮ : મુંબાઈ: તારીખ ૨૭ માર્ચ ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા: ૧૯૪૩ ની કલમ ૧૬ અને તારીખ ૫ ફેબ્રુઆરી ૧૯૪૪ ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ટી. સી. (૫) ૧/૪૪ વાંચતાં, તે અનુસાર અપાયલી સત્તા અનુસાર, તારીખ ૩૧ ઓકટોબર ૧૯૪૪ સુધી મુંબાઈ પ્રાંતમાં, આ ધારાની કલમ ૧૪ પેટા કલમ ૧ બ અને ૨ બ ના અમલથી, હું નીચેનું કાપડ બાકાત રાખું છું:

વૉટર પ્રુફ ડક્સ.

વૉટર પ્રુફ કેનવાસ.

૩

## નં. ૪૨૨/૭ : મુંબાઈ : તારીખ ૨ જૂન ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મુંબાઈ સરકાર ફરમાવે છે:

૧ તારીખ ૩ જૂન ૧૯૪૪ પછી કોઇ પણ વ્યક્તિ જમીન માર્ગે કે દરિયા માર્ગે, સુતરાઉ કકડા, રેશમી કકડા, આર્ટીફીશિયલ સિલ્કના કકડા, કે કોઇ પણ પ્રકારનું સુતર, અમદાવાદ જીલ્લાના કોઇ પણ સ્થળથી, હિંદના કોઇ પણ સ્થળે, અમદાવાદના ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટના પરવાના સિવાય, મોકલી શકશે નહિ.

પરંતુ એવા માલની નીચેની હેરફેર માટે એવા પરવાનાની જરૂર પડશે નહિ.

અ સાચો પ્રવાસી વ્યક્તિગત સામાન તરીકે દશ શેર સુધી.

બ અમદાવાદ બારેજા ખેડા માર્ગે, પ્રાંતિજ સાદરા માર્ગે, અમદાવાદ દહેગામ માર્ગે અને મોડાસા ડુંગરપુર માર્ગે.

# ૪

## નં. ૫૧૦/૭: મુંબાઈ : તારીખ ૧૨ જૂન ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩ ની કલમ ૧૫ બ થી અપાયલી સત્તા અનુસાર, મુંબાઈ સરકાર, મુંબાઇ પ્રાંતીય કન્ટ્રોલરને એ કલમ નીચે કીમત નક્કી કરવા અધિકાર આપે છે.

૨ જો કોઇ પણ વ્યક્તિ આ હુકમનો ભંગ કરશે તો તે ધારાભંગની સુનાવણી કરતી કોઇ પણ કોર્ટ, પોતાને એવો ગુન્હો થયો છે તેની ખાત્રી થતાં, તેના પેકીંગ સાથે એવા માલના ગમે તે જથા જપ્ત કરશે.

# સુતરાઉ કાપડ અને સુતર ટપાલ વ્યવહાર પ્રતિબંધક ધારો

## ૧૯૪૪

**નં. ૧૦૬ ટી. એ. /૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૧૯ જુલાઇ ૧૯૪૪**

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૨૦ થી અપાયલી સત્તા અનુસાર અને આ ખાતાની તારીખ ૪ જુલાઇ ૧૯૪૪ ની જાહેરાત નં. ૧૦૬ ટી. એ. /૪૪ રદ કરી. મધ્યસ્થ સરકાર નીચેનો હુકમ ફરમાવે છે:

૧ ૧ આ 'સુતરાઉ કાપડ અને સુતર ટપાલ વ્યવહાર પ્રતિબંધક ધારા : ૧૯૪૪' કહેવાશે.

૨ તે સમગ્ર બ્રિટીશ હિંદને લાગુ પડશે.

૩ તે તાબડતોબ અમલમાં આવશે.

૨ આ ધારામાં

'કાપડ': થોડા યા સમગ્ર રૂમાંથી તૈયાર કરેલું કોઇ પણ પ્રકારનું કાપડ પરંતુ એમાં તૈયાર કપડાંનો સમાવેશ થશે નહિ.

'સુતર': થોડા યા સમગ્ર રૂમાંથી તૈયાર કરેલું કોઈ પણ પ્રકારનું સુતર 'ઇન્લેન્ડ પોસ્ટલ આર્ટીકલ' : ઇંડીયન પોસ્ટ ઑફીસ એક્ટ ૧૮૯૮ પ્રમાણે.

૩ ઉપરના કવરીંગ સિવાય, કોઇ પણ પ્રકારના કાપડ યા સુતર વાળો કોઇ પણ 'ઇન્લેન્ડ પોસ્ટલ આર્ટીકલ' બ્રિટીશ હિંદની કોઈ પણ પોસ્ટ ઓફીસમાં સ્વીકારવામાં આવશે નહિ યા ત્યાંથી રવાના કરવામાં આવશે નહિ. બ્રિટીશ હિંદમાં કે બ્રિટીશ હિંદ બહાર કોઈ પણ સ્થળે, કોઇ પણ એવો 'પોસ્ટલ આર્ટીકલ'

ટપાલ વ્યવહાર માટે, કોઈ પણ વ્યકિત રજૂ કરશે નહિ યા રજુ કરાવશે નહિ.

૪ પોસ્ટ ઑફીસનો કોઇ પણ અધિકારી, ઉપરના કવરીંગ સિવાય કોઇ પણ પ્રકારનું કાપડ યા સુતર હોવાનો વ્યાજબી શક જાય તો, ટપાલ વ્યવહારમાં કોઇ પણ 'ઇન્લેન્ડ પોસ્ટલ આર્ટીકલ રોકી, ઉઘાડી અને તપાસી શકશે.

૫ કલમ ૪ નીચે રોકેલા ને તપાસેલા કોઇ પણ 'પોસ્ટલ આર્ટીકલ' માં, જો ઉપરના કવરીંગ સિવાય કોઇ પણ પ્રકારનું કાપડ યા સુતર હોય અને તારીખ ૪ જુલાઇ ૧૯૪૪ પહેલાં તે પોસ્ટ ઑફીસમાં સુપ્રત કરવામાં આવ્યો હોય તો તે તપાસનાર અધિકારી પોતાની ઇચ્છામાં આવે તો તે જ્યાં મોકલવાનો હોય ત્યાં તેને પહોંચાડશે યા મોકલનારને પરત કરશે પરંતુ તે તારીખે યા ત્યાર પછી જો તે સુપ્રત કરવામાં આવ્યો હોય તો તે તપાસનાર અધિકારી, રવાના કરનાર પોસ્ટ ઑફીસ મારફતે એવી પોસ્ટ ઑફીસ જે જીલ્લામાં આવી હોય ત્યાંના ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટને યા જો એવી પોસ્ટ ઑફીસ ઇલાકેદાર શહેરમાં હોય તો ત્યાંના પોલીસ કમીશ્નરને, એ 'પોસ્ટલ આર્ટીકલ' બાબત મળી આવતી તમામ હકીકત સાથે મોકલી આપશે.

૬ આ ધારાની કલમ ૩ ના ભંગ બદલ મુકરદમો ચલાવનાર કોર્ટ, પોતે બીજી કોઇ પણ પ્રકારની સજા ફરમાવે તે ઉપરાંત, કલમ ૩ નો ભંગ થયો છે એવી તેને ખાત્રી થાય તો એવો કોઇ પણ 'પોસ્ટલ આર્ટીકલ' જપ્ત કરશે.

૭ સામાન્ય યા ખાસ હુકમથી ટેક્સ્ટાઇલ કમીશ્નર કોઈ પણ 'ઇન્લેન્ડ પોસ્ટલ આર્ટીકલ' યા 'ઇન્લેન્ડ પોસ્ટલ આર્ટીકલ' ના વર્ગને કલમ ૩ ના બંધનમાંથી બાકાત રાખશે.

---

# છીપા લાયસન્સ ધારો : ૧૯૪૪

## નં. ૧૯૫ : મુંબાઇ : તારીખ ૨૪ ઓગસ્ટ ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મુંબાઇ સરકાર નીચેનો હુકમ ફરમાવે છે :

**૧** ૧ આ ધારો "બોમ્બે છીપા લાયસન્સીંગ ધારો: ૧૯૪૪" કહેવાશે.

૨ તે આખા મુંબાઇ ઇલાકાને લાગુ પડશે.

૩ સરકારી ગેઝેટમાં જાહેરાત કરી, પ્રાંતીય સરકાર ઠરાવે તે તારીખથી કોઇ પણ સ્થાનિક વિસ્તારમાં, અમલમાં મૂકવામાં આવશે.

**૨** વિષય કે પૂર્વાપર સંબંધને બાધક ન હોય તે સિવાય, આ ધારામાં

૧ "કાપડ" : એકલા રૂમાંથી યા થોડા રૂમાંથી તૈયાર કરેલું કાપડ : પરંતુ ઉન, રેશમ, આર્ટીફીશિયલ સિલ્ક યા શણમાંથી તૈયાર કરેલા કાપડનો તેમાં સમાવેશ થશે નહિ.

૨ "વ્યાપારી" : બીજા ધંધા સાથે કે સ્વતંત્ર રીતે, છૂટક કે જથાબંધ, કાપડ વેચનાર યા વેચવા માટે સંગ્રહનારનો ધંધો કરતી વ્યક્તિ.

૩ "નમૂનો" : આ ધારા સાથે જોડેલો નમૂનો.

૪ "છીપા" : હાથે યા કોઈ પણ યાંત્રિક સાધનથી કાપડ છાપવાનો ધંધો કરનાર વ્યક્તિ.

૫ "છાપકામ": પ્રાંતીય સરકાર યા પ્રાંતીય સરકારે આ માટે સત્તા આપેલો કોઇ પણ અધિકારી સૂચવે એવું કોઈ પણ છાપકામ:

તેમાં સ્પ્રે કામ, રોલર પ્રિન્ટીંગ, બ્લોક પ્રિન્ટીંગ, ડ્રાય પ્રિન્ટીંગ વગેરેનો સમાવેશ થશે.

૬ "લાયસન્સ આપનાર અધિકારી" : મુંબાઈ શહેર અને મુંબાઇ પરા વિસ્તારમાં, ટેક્સટાઇલ કંટ્રોલર : મુંબાઈ અને બીજાં સ્થળે, ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ.

૩ હવે પછી ઠરાવેલું હોય તે સિવાય, કોઈ પણ સ્થાનિક વિસ્તારમાં આ ધારો અમલમાં આવે તે તારીખથી એક મહિનાના ગાળા પછી, કલમ ૧ પેટા કલમ ૩ નીચે :
લાયસન્સ આપનાર અધિકારીએ આપેલા લાયસન્સ સિવાય

અ કોઇ પણ છીપો કાપડ છાપશે નહિ : અને

બ કોઈ પણ વ્યાપારી છીપા મારફતે કાપડ છપાવશે નહિ.

પરંતુ પ્રાંતીય સરકાર કોઈ પણ સ્થાનિક વિસ્તાર માટે ઉપર જણાવેલો ગાળો લંબાવી શકશે.

૪ આ ધારા નીચે લાયસન્સ માટે અરજીઓ નમૂના ૧ મુજબ લાયસન્સ આપનાર અધિકારીને કરવી.

૫ આ ધારા નીચે આપવામાં આવતું દરેક લાયસન્સ, છીપા માટે નમૂના ૨ પ્રમાણે અને વ્યાપારીઓ માટે નમૂના ૩ પ્રમાણે હશે.

૬ આ ધારા નીચે લાયસન્સ આપવાનું લવાજમ નીચે પ્રમાણે રહેશે :

૧. રૂપિયા પચાસ:

મુંબાઇ શહેર, મુંબાઈ પરા વિસ્તાર, અમદાવાદ મ્યુનિસિપલ વિસ્તાર, અમદાવાદ કેન્ટોન્મેન્ટ

અમદાવાદ સીટી મહાલમાં નીચેનાં ગામોનો મહેસુલી વિસ્તારઃ

(૧) હાંસોલ (૨) સહીજપુર બોઘા (૩) રાનીપ (૪) વાડજ (૫) પાલડી (૬) વાસણા મકતમપુરા (૭) દાણી લીમડા (૮) અમરાઇવાડી (૯) રખીઆલ (૧૦) ખોખરા મહેમદાવાદ (૧૧) અચેર (૧૨) શેખપુર ખાનપુર (૧૩) કોચરબ (૧૪) માદલપુર (૧૫) ચંગીઝપુર (૧૬) ઉસમાનપુર (૧૭) મેમનગર (૧૮) બહેરામપુર (૧૯) ગોમતીપુર (૨૦) રાજપુર હીરપુર (૨૧) સરસપુર (૨૨) અસારવા (૨૩) નરોડા (૨૪) દરિયાપુર કાઝીપુર

૨ ઉપર જણાવેલા વિસ્તારો સિવાય બીજા વિસ્તારો માટે સરકાર અવારનવાર ઠરાવે તે લવાજમ.

૭ આ ધારા નીચે અપાયલું લાયસન્સ બગડી જાય, ખોવાઇ જાય કે નાશ પામે તો લાયસન્સ અધિકારી પોતાને જરૂરી જણાય તેવી તપાસ કરી, એક રૂપિયો લવાજમ લઈ, નવું લાયસન્સ આપશે

૮ આ ધારા નીચે અપાયલું દરેક લાયસન્સ તેમાં દર્શાવેલા સમય સુધી જ ચાલુ રહેશે પરંતુ પચીસ રૂપિયા કે પ્રાંતીય સરકાર યા ઠરાવેલા વિસ્તારો માટે લાયસન્સ આપનાર અધિકારી જાહેર કરે તે લવાજમ લઈ, અવારનવાર એક વર્ષ સુધીની મુદત માટે તે લાયસન્સ લંબાવી શકાશે.

૯ આ ધારા નીચે અપાયલું લાયસન્સ ધરાવનારે કલમ ૪ નીચેની અરજીમાં ખોટી હકીકતો રજુ કરી હશે યા લાયસન્સમાં દર્શાવેલી કોઇ પણ શરતનો તે ભંગ કરશે તો લાયસન્સ આપનાર

અધિકારી, એવા લાયસન્સ ધરાવનાર વિરૂદ્ધ બીજાં કોઈ પણ પગલાં લેવામાં આવે તે ઉપરાંત, તેનું લાયસન્સ મોકુફ રાખશે યા રદ કરશે.

**૧૦** ૧ કલમ ૯ ઉપરાંત પ્રાંતીય સરકાર યા લાયસન્સ આપનાર અધિકારી, અગાઉ કોઇ પણ નોટીસ આપ્યા સિવાય તેમ જ કોઇ પણ કારણ દર્શાવ્યા સિવાય, આ ધારા નીચે અપાયલું લાયસન્સ મોકુફ રાખશે યા રદ કરશે.

૨ લાયસન્સ આપનાર અધિકારીએ લાયસન્સ મોકુફ રાખવાનો યા રદ કરવાનો હુકમ ફરમાવ્યો હોય તે વિરૂદ્ધ પ્રાંતીય સરકારને અપીલ કરી શકાશે.

**૧૧** લાયસન્સ આપનાર અધિકારીએ આ માટે સત્તા આપી હોય તેવો કોઇ પણ અધિકારી, આ ધારા વિરૂદ્ધ કાપડનું છાપકામ થાય છે એવું માનવાને તેને કારણ મળે તો, તેવા સ્થળમાં પ્રવેશ કરશે અને તપાસ કરશે. એવી રીતે સત્તા પામેલો કોઇ પણ અધિકારી હિસાબના ચોપડા અને બીજા દસ્તાવેજો તેમજ આ ધારા વિરૂદ્ધ કાપડનું છાપકામ કર્યું છે એવું માનવા તેને કારણ હોય તેવી વ્યક્તિના યા તેના કાબુના કાપડના જથા તપાસી શકશે અને જરૂરી જણાય તેવી બીજી તપાસ કરશે.

**૧૨.** પ્રાંતીય સરકાર યા લાયસન્સ આપનાર અધિકારી

અ સરકારી ગેઝેટમાં જાહેરાત કરી, આ ધારા નીચે અપાયલાં લાયસન્સ ધરાવનારને આ ધારા માટે, સૂચવે તેવાં પત્રકો, ચોપડા યા દસ્તાવેજો રાખવા ફરમાવશે.

ख એવા કોઇ પણ લાયસન્સ ધરાવનારને સૂચવે તેવાં પત્રકો મોકલી આપવા ફરમાવશે.

क એવા કોઇ પણ લાયસન્સ ધરાવનારને, કઇ જાતનું કાપડ છાપવું યા કઇ જાતનું કાપડ તેનાથી છાપી શકાય વગેરે કાપડના છાપકામ ને હિસાબને લગતી સૂચનાઓ આપશે.

૧૩. ૧ કલમ ૧ પેટા કલમ ૩ નીચે કોઇ પણ સ્થાનિક વિસ્તારમાં આ ધારો અમલમાં આવ્યા પછી, એક મહિનાના ગાળા પછી

આ ધારા નીચે અપાયલા લાયસન્સ ધરાવનાર સિવાય, કોઇ પણ વ્યક્તિ ચાર આનાનું લવાજમ આપી, લાયસન્સ આપનાર અધિકારી પાસેથી પરમીટ મેળવ્યા સિવાય, લાયસન્સ ધરાવનાર છીપા પાસે કાપડનું છાપકામ કરાવી શકશે નહિ.

પરંતુ કોઇ પણ સ્થાનિક વિસ્તાર માટે પ્રાંતીય સરકાર ઉપર જણાવેલો ગાળો લંબાવશે.

લાયસન્સ આપનાર અધિકારીએ તેમાં જણાવી હોય તેવી શરતો મુજબ આ કલમ નીચે પરમીટ આપવામાં આવશે અને તેમાં જણાવેલી મુદત સુધી તે ચાલુ રહેશે.

૧૪. આ ધારાભંગનું કામ ચલાવતી કોઇ પણ કોર્ટ, એવો ધારાભંગ થયો છે તેવી તેને ખાત્રી થતાં, એવા ધારાભંગ વાળું કોઇ પણ છાપેલું કાપડ, જપ્ત કરશે.

**૧૫.** સો સાંચાશાળ કે વધારે સાંચાશાળ ધરાવનાર કારખાનામાં છપાતા કાપડને આ ધારો લાગુ પડશે નહિ.

**૧૬.** પ્રાંતીય સરકાર યા લાયસન્સ આપનાર અધિકારી કોઇ પણ વ્યક્તિ યા કોઇ પણ વર્ગને આ ધારાના અમુક કે તમામ બંધનોમાંથી બાકાત રાખશે અને કોઇ પણ વખતે તેવી બાકાતી મોકુફ રાખશે યા રદ કરશે.

# નમૂનો ૧

## લાયસન્સ માટે અરજી

૧ અરજદારનું પૂરેપૂરૂં નામ :

૨ અરજદારનું પૂરેપૂરૂં સરનામું :

૩ અરજદારનો ધંધો:

૪ અ અરજદાર યા તેની પેઢી મુખ્યત્વે છાપેલું કાપડ વેચવાનો ધંધો કરે છે ?

બ જો તેમ હોય તો, ધંધો ચાલુ હોય તે સ્થળનું ચોક્કસ સરનામું અને અરજદાર યા તેની પેઢી જ્યારથી એ ધંધો કરતી હોય તે વર્ષ:

૫ જે સ્થળે ધંધો કરવાનો હોય તેનું ચોક્કસ વર્ણન:

*૬ અરજદાર પાસે વ્યક્તિગત ટેકસમાર્ક છે ? ટેકસમાર્ક ધરાવતા કોઈ એસોસીએશનનો તે સભ્ય છે ? આપેલા ટેકસમાર્કનો નંબર :

×૭ મુંબઈ સુતરાઉ કાપડના વ્યાપારીઓના લાયસન્સીંગ ધારા: ૧૯૪૩ નીચે અપાયલા લાયસન્સનો નંબર ને સ્થળ:

૮ લાયસન્સની મુદત :

૯ મુંબઈ છીપા લાયસન્સીંગ ધારા : ૧૯૪૪ ના નમૂના ૨ અને નમૂના ૩ સાથે જોડેલી શરતો મેં/અમે વાંચી છે અને હું/અમે તે મુજબ વર્તવા કબુલ છું/છીએ.

+૧૦ મેં/અમે આવા લાયસન્સ માટે અગાઉ અરજી કરી નથી.

---

મેં/અમે આવા લાયસન્સ માટે તારીખ ના રોજ અરજી કરી હતી પરંતુ તારીખ ના રોજ તે રદ કરવામાં આવી હતી.

અરજદારની સહી.

---

* છીપા માટે

× છાપેલું કાપડ વેચનાર વ્યાપારી માટે

+ લાગુ ન પડતા હોય તે શબ્દો છેકી નાખો

# નમૂનો ૨

## છાપેલા કાપડ માટે લાયસન્સ

૧ રજીસ્ટર નંબરઃ

૨ ૧ લાયસન્સ ધરાવનારનું પૂરેપૂરૂં નામ :

૨ પેઢીનું પૂરેપૂરૂં નામ :

૩ લાયસન્સ ધરાવનારનો ધંધો :

૪ લાયસન્સ ધરાવનારનું પૂરેપૂરૂં સરનામું :

૩ ધંધો કરવાનો હોય તે સ્થળનું ચોક્કસ વર્ણનઃ

૪ લાયસન્સની મુદતઃ

૫ આ લાયસન્સ બોમ્બે છીપા લાયસન્સીંગ ધારા : ૧૯૪૪ નીચે આપવામાં આવ્યું છે અને તેની શરતો નીચે આપેલી છે.

તારીખ લાયસન્સ આપનાર અધિકારી

## લાયસન્સની શરતો

૧ પોતાના ધંધાના સ્થળે, તુરત નજરે પડે એવી જગાએ, લાયસન્સ ધરાવનાર લાયસન્સ રાખશે.

૨ લાયસન્સ આપનાર અધિકારીએ સત્તા આપેલી કોઇ પણ વ્યકિતને પોતાના ધંધાનું સ્થળ યા ગોદાઉન તપાસવા દરેક વ્યાજબી સમયે દરેક વ્યાજબી સગવડ આપશે.

૩ પ્રાંતીય સરકાર યા લાયસન્સ આપનાર અધિકારી કોઇ પણ પ્રકારની અગાઉ નોટીસ આપ્યા સિવાય યા કોઇ પણ કારણ દર્શાવ્યા સિવાય, લાયસન્સ મોકુફ રાખશે યા રદ કરશે.

## નમૂનો ૩

### કાપડ છાપવા આપવાનું લાયસન્સ

૧ રજીસ્ટર નંબર :

૨ ૧ લાયસન્સ ધરાવનારનું પૂરેપૂરૂં નામઃ

૨ પેઢીનું પૂરેપૂરૂં નામ :

૩ લાયસન્સ ધરાવનારનો ધંધો :

૪ લાયસન્સ ધરાવનારનું પૂરેપૂરૂં સરનામું :

૩ છાપેલું કાપડ વેચવામાં યા સંગ્રહવામાં આવે તે સ્થળનું ચોક્કસ વર્ણનઃ

૪ લાયસન્સની મુદ્દતઃ

૫ બોમ્બે છીપા લાયસન્સીંગ ધારો : ૧૯૪૪ નીચે આ લાયસન્સ આપવામાં આવ્યું છે અને તેની શરતો નીચે આપી છે.

તારીખ લાયસન્સ આપનાર અધિકારી

### લાયસન્સની શરતો

૧ લાયસન્સ ધરાવનાર પોતાનું લાયસન્સ, પોતાના ધંધાના સ્થળે, તુરત નજરે પડે તેવી જગાએ રાખશે.

૨ લાયસન્સ આપનાર અધિકારીએ સત્તા આપી હોય તેવી કોઇ પણ વ્યક્તિને દરેક વ્યાજબી સમયે પોતાના ધંધાનું સ્થળ યા ગોદાઉન તપાસવા દરેક વ્યાજબી સગવડ આપશે.

૩ પ્રાંતીય સરકાર યા લાયસન્સ આપનાર અધિકારી કાપડના છાપકામ યા હિસાબ માટે અવારનવાર સૂચનાઓ આપે તેનો લાયસન્સ ધરાવનાર અમલ કરશે.

૪ પ્રાંતીય સરકાર યા લાયસન્સ આપનાર અધિકારી, કોઇ પણ પ્રકારેની અગાઉ નોટીસ આપ્યા સિવાય યા કોઇ પણ કારણ દર્શાવ્યા સિવાય, લાયસન્સ મોકુફ રાખશે યા રદ કરશે.

# જાહેરાત

## ૧

**નં. ૧૯૫ જ : મુંબાઇ : તારીખ ૨૪ ઑગસ્ટ ૧૯૪૪**

ઓઅએ છીપા લાયસન્સ ધારા : ૧૯૪૪ ના નિયમ ૧ પેટા નિયમ ૮ થી અપાયલી સત્તા અનુસાર, સદરહુ ધારો મુંબાઇ શહેર, મુંબાઇ પરાં વિસ્તાર, અમદાવાદ મ્યુનિસિપલ વિસ્તાર, અમદાવાદ કેન્ટોન્મેન્ટ અને અમદાવાદ સીટી મહાલનાં નીચેનાં ગામોના મહેસુલી વિસ્તારોમાં તારીખ ૨૪ ઑગસ્ટ ૧૯૪૪ થી મુંબાઇ સરકાર આ ધારો લાગુ પાડે છે:

(૧) હાંસોલ (૨) સહીજપુર બોઘા (૩) રાનીપ (૪) વાડજ (૫) પાલડી (૬) વાસણા મકતમપુરા (૭) દાણી લીમડા (૮) અમરાઇ વાડી (૯) રખીઆલ (૧૦) ખોખરા મહેમદાવાદ (૧૧) અચેર (૧૨) શેખપુર ખાનપુર (૧૩) કોચરબ (૧૪) માદલપુર (૧૫) ચંગીઝપુર (૧૬) ઉસમાનપુર (૧૭) મેમનગર (૧૮) બહેરામપુર (૧૯) ગોમતીપુર (૨૦) રાજપુર હીરપુર (૨૧) સરસપુર (૨૨) અસારવા (૨૩) નરોડા (૨૪) દરિયાપુર કાઝીપુર.

## સુતરાઉ કાપડ અને સુતરના વાયદાના

# સોદા પ્રતિબંધક ધારો

## ૧૯૪૩

**નંબર ૩૪ ટેક્સ (૧૪)૪૩: ન્યુ દિલ્હીઃ તારીખ ૨૫ જુન ૧૯૪૩**

હિન્દ-સંરક્ષણ ધારા નિયમ ૮૧ કલમ ૨ થી અપાયલી સત્તાઓ અનુસાર, મધ્યસ્થ સરકાર ફરમાવે છેઃ

૧ (૧) આ ધારો "સુતરાઉ કાપડ અને સુતરના વાયદાના સોદા પ્રતિબંધક ધારોઃ ૧૯૪૩" કહેવાશે.

(૨) તે આખા બ્રિટીશ હિંદને લાગુ પડશે.

(૩) તે તાબડતોબ અમલમાં આવશે.

૨ આ ધારા પ્રમાણે

(૧) 'કબાલો': સુતરાઉ કાપડ યા સુતરની ખરીદી યા વેચાણ બ્રિટીશ હિંદમાં અધુરૂં યા પૂરૂં કરવાનો કરાર.

(૨) 'વાયદાનો સોદો': ભવિષ્યની કોઈ પણ મુદતે સુતરાઉ કાપડ યા સુતરની ડીલીવરી આપવાનો કબાલો

૩ નીચે જણાવ્યા સિવાય, કોઈ પણ વ્યક્તિ તારીખ ૨૪ જૂન ૧૯૪૩ પછી સુતરાઉ કાપડ યા સુતરનો કોઈ પણ પ્રકારનો વાયદાનો સોદો કરી શકશે નહિ.

૪ કલમ ૩ નો ભંગ કરી, કરેલો પ્રત્યેક વાયદાનો સોદો હિંદી કબાલા ધારાઃ ૧૮૭૨ (૧૮૭૨: ધારો ૯: ઈંડિયન કોન્ટ્રેક્ટ એક્ટ) નીચે ગેરકાયદેસર લેખાશે.

૫ ચોક્કસ જાતોના, ચોક્કસ કિંમતે કરેલા, ચોક્કસ ડીલીવરી આપવાના સુતરાઉ કાપડ યા સુતરના જે વાયદાના સોદાને લગતા ડીલીવરી ઓર્ડર, રેલ્વે રસીદ, 'બીલ્સ ઓફ લેડીંગ' કે હક્કના બીજા દસ્તાવેજો *(બે વખતથી વધારે) ત્રાહિતને નામે ચઢાવી શકાય તેમ ન હોય તેને આ ધારો લાગુ પડશે નહિ.

૬ આ ધારો અમલમાં આવે તે પહેલાં સુતરાઉ કાપડ અને સુતરના કરેલા કોઈ પણ વાયદાના સોદાને કે એવા વાયદાના સોદા નીચે ઉત્પન્ન થતા હક્કો કે જવાબદારીઓને આ ધારો બાધક નથી.

## સુધારો

૧

**નં. ટેકસ (૧૪) ૨/૪૪: ન્યુ દિલ્હી: તારીખ ૧૨ ફેબ્રુઆરી ૧૯૪૪**

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તાઓ અનુસાર, મધ્યસ્થ સરકાર સુતરાઉ કાપડ અને સુતરના વાયદાના સોદા પ્રતિબંધક ધારાઃ ૧૯૪૩માં નીચેનો સુધારો ફરમાવે છેઃ

એ ધારાની કલમ ૫ માં " ત્રાહિતના નામે ચઢાવી શકાય તેમ ન હોય" પહેલાં " બે વખતથી વધારે " ઉમેરવું.

---

*તારીખ ૧૨ ફેબ્રુઆરી ૧૯૪૪ના સુધારાથી.

# સુતરાઉ કાપડ હેરફેર નિયમન ધારો

## ૧૯૪૩

૧ આ ધારો "સુતરાઉ કાપડ હેરફેર નિયમન ધારોઃ ૧૯૪૩" કહેવાશે.

૨ આ ધારામાં

'સુતરાઉ કાપડ': એકલા કે થોડા રૂમાંથી તૈયાર થયેલું કોઈ પણ પ્રકારનું કાપડઃ એમાં તૈયાર વસ્ત્રોનો સમાવેશ થતો નથી.

'ટેક્સ્ટાઈલ કમીશ્નર': ટેક્સ્ટાઈલ કમીશ્નર, મુંબાઈ અગર તો આ ધારા નીચે ટેક્સ્ટાઈલ કમીશ્નરની ફરજો બજાવવા નીમવામાં આવેલા બીજા કોઈ પણ અધિકારી.

૩ (અ) આ માટે મધ્યસ્થ સરકારે જાહેર કરેલી સામાન્ય પરવાનગી અથવા

(બ) આ ધારા સાથે જોડાયલા પત્રક મુજબ ટેક્સ્ટાઈલ કમીશ્નરે આપેલી ને રીજીઓનલ કન્ટ્રોલર ઓફ રેલ્વે પ્રાયોરીટીઝઃ મુંબાઈએ સહી કરેલી ખાસ પરવાનગી

સિવાય, કોઈ પણ વ્યક્તિ સુતરાઉ કાપડ રેલ્વે મારફતે મોકલવા આપી શકશે નહિ અથવા રેલ્વે મારફતે મોકલાવી શકશે નહિ.

પરંતુ કોઈ પણ રેલ્વે મુસાફર પોતાના સરસામાન તરીકે લઈ જવા માગે તો સુતરાઉ કાપડનું દોઢ મણ વજન રેલ્વે મારફત જતું અટકાવી શકાશે નહિ.

૪ કલમ ૩ મુજબ, આપેલા નમૂના પ્રમાણે ખાસ પરવાનગીની અરજીની ચાર નકલો ટેક્સ્ટાઇલ કમીશ્નરને મોકલી આપવી.

## અરજદારોને સુચના:

૧ અરજીની ચાર નકલો મોકલવી.

૨ સામાન્ય પરવાનગી વાળા સુતરાઉ કાપડના વ્યવહાર માટે કોઈ પણ જાતની અરજી કરવી નહિ. સામાન્ય પરવાનગી અને નિયમન ધારા નીચે હેરફેર ન કરી શકાય તેવા કાપડની હેરફેર માટે ખાસ પરવાનગીની જરૂર પડે છે. ખાસ પરવાનગીથી ખાસ પસંદગી આપવામાં આવતી નથી. તાબડતોબ અમલ કરાવવા માટે યુદ્ધ વ્યવહાર ખાતાએ ઠરાવેલા જ નમૂના મુજબ અરજી કરવી જોઇએ.

૩ માલ મોકલનારે જ ખાસ પરવાનગી માટે અરજી કરવી. ટેક્સ્ટાઇલ કમીશ્નરે સહી કરવાની સત્તા આપી હશે તેવો અધિકારી જ ખાસ પરવાનગી પર સહી કરશે. એક નકલ પર "સ્ટેશન માસ્તરની નકલ" એવું નિશાન કરી રેલ્વે પ્રાયોરીટીઝના પ્રાંતિય નિયામકઃ મુંબાઈની સહી લઈ માલ મોકલનારને પહોંચાડવામાં આવશે. જે સ્ટેશનેથી માલ રવાના કરવાનો હોય તેના સ્ટેશન માસ્તરને વેગન માટે વિનંતિ કરતાં માલ મોકલનારે તે નકલ સુપ્રત કરવી પડશે.

૪ ખોટી હકીકત લખનાર હિંદ સંરક્ષણ ધારા નીચે ગુન્હેગાર લેખાશે.

૫ અરજદારે નીચે જણાવેલો ફક્ત વિભાગ ૧ ભરવો.

સુતરાઉ કાપડ હેરફેર નિયમન ધારોઃ ૧૯૪૩ અનુસાર ખાસ પરવાનગીની અરજી

### નમુનો
### ૧

ધ ટેક્સ્ટાઇલ કમીશ્નર,

સુતરાઉ કાપડ હેરફેર વિભાગ,

સુદામા હાઉસ, વીટેટ રોડ, બેલાર્ડ એસ્ટેઈટ, મુંબાઈ.

મહેરબાન સાહેબ,

સુતરાઉ કાપડ હેરફેર નિયમન ધારાઃ ૧૯૪૩ અનુસાર, નીચે જણાવેલું કાપડ રેલ્વે મારફતે મોકલવા ખાસ પરવાનગી આપવા મહેરબાની કરશોજી

૧. મોકલનારનું પૂરૂં નામ ને સરનામું.

૨. માલ મોકલનારનું તારનું સરનામું.

૩. જેટલી ગાંસડીઓ અરજદારે મોકલવી હોય તેની સંખ્યા.

अ આ વખતે

ब દર મહિને

નોંધ: ચોક્કસ જથો એકજ વખતે મોકલી આપવા માટે અરજી હોય તો अ માં સંખ્યા લખવી. અરજદાર નિયમિત વ્યાપાર માટે પરવાનગી માગતો હોય તો માસિક સંખ્યા ब માં લખવી.

૪ વજનઃ ટન

૫ માલ જયાંથી મોકલવાનો હોય તે સ્ટેશન ને રેલ્વેનું પૂરૂં નામ.

૬ જે સ્ટેશને માલ મોકલવાનો હોય તે સ્ટેશન ને રેલ્વેનું પૂરૂં નામ.

૭ કાપડનું વ્યાપારી ભાષામાં વર્ણનઃ કાઉન્ટ ને પીક સાથે

૮ ખાસ પરવાનગીની જરૂરનાં કારણો.

૯ સુતરાઉ કાપડ નિકાશ માટે હોય તો દર્શાવોઃ

अ દેશ

ब નિકાશ પરવાના નંબર

क નિકાશ પરવાના અમલદાર

ड આયાત કરનાર દેશની સરકારે જો આયાત ભલામણ મોકલી આપી હોય તેની વિગત.

ઉપર લખેલી હકીકત મારા જાણવા તથા માનવા પ્રમાણે ખરી છે.

સ્થળ

તારીખ સહી

૨

(અરજદારે ભરવું નહિ.)

સુતરાઉ કાપડ હેરફેર નિયમન ધારાઃ ૧૯૪૩ અનુસાર આથી ખાસ પરવાનગી આપવામાં આવે છે કે આની પાછલી બાજુએ કરેલી અરજીમાં દર્શાવેલા નામ વાળા માલ મોકલનારે રેલ્વે મારફતે સદરહુ અરજીમાં જણાવેલી......ગાંસડીઓ.........થી......સ્ટેશને મોકલવી.

(સહી)

રેલ્વે પ્રાયોરિટીઝના પ્રાંતીય નિયામકઃ ટેક્સ્ટાઈલ કમીસ્નર

મુંબાઈ

## સમજૂતી

### સુતરાઉ કાપડ હેરફેર નિયમન ધારોઃ ૧૯૪૩

૧ હિંદ સરકારે હિંદ સંરક્ષણ ધારા નીચે તારીખ ૨૩ ઓક્ટોબર ૧૯૪૩ના રોજ સામાન્ય યા ખાસ પરવાનગી વિના રેલ્વે મારફતે તૈયાર વસ્ત્રો સિવાય સુતરાઉ કાપડના હેરફેર નિયમન કરવા એક ધારો બહાર પાડયો છે.

**સામાન્ય પરવાનગી**

૨ પાછળ આપેલા નકશામાં દર્શાવેલા વિસ્તારોમાં યા-વિસ્તારોમાંથી રેલ્વે મારફતે સુતરાઉ કાપડની હેરફેર સામાન્ય પરવાનગી નં. ૧ આપવામાં આવે છેઃ તેમાં નીચેના પ્રદેશોનો સમાવેશ થાય છેઃ

(अ) ખોટવાળા વિસ્તારોમાં

(ब) કરાંચીથી પંજાબ ને રજપુતાનાના ખોટવાળા વિસ્તારોમાં

(क) દક્ષિણના ખોટવાળા વિસ્તારોમાંથી બિહાર, બંગાળ ને ઓરીસાના ખોટવાળા વિસ્તારોના કોઈ પણ સ્થળે.

(ड) મધ્ય પ્રાંતોના ખોટવાળા વિસ્તારોમાં બંગાળ, બિહાર ને ઓરીસાના ખોટવાળા વિસ્તારોનાં તમામ સ્થળે તેમજ ઝાંસી, કાનપુર, લખનૌ ને ગોરખપૂરની રેલ્વે લાઈનની પૂર્વે આવેલા સંયુક્ત પ્રાંતના ખોટવાળા વિસ્તારમાં ને તે રેલ્વે પરનાં તમામ સ્થળે

(इ) *સંયુક્ત પ્રાંતોના ખોટવાળા વિસ્તારમાંથી બંગાળ બિહારના ખોટવાળા વિસ્તારમાં

(फ) બિહાર ને ઓરીસાના ખોટવાળા વિસ્તારમાંથી બંગાળના ખોટવાળા વિસ્તારમાં

(ग) રજપુતાના ખોટવાળા વિસ્તારમાંથી સિંધ પંજાબ ને સંયુક્ત પ્રાંતના ખોટવાળા વિસ્તાર અને દિલ્હીના વધારાના વિસ્તારમાં.

(ह) દિલ્હી વધારાના વિસ્તારમાં અને દિલ્હી વધારાના વિસ્તારમાંથી પંજાબ, સંયુક્ત પ્રાંતો, બિહાર અને બંગાળના ખોટવાળા વિસ્તારમાં *બી. બી. એન્ડ સી. આઇ. રેલવે મીટર ગેઈજ, નોર્થ વેસ્ટર્ન રલવે, બીકાનેર, જોધપુર એન્ડ જયપુર સ્ટેટ રલવે પર આવેલાં રજપુતાનાના ખોટવાળા વિભાગનાં તમામ સ્ટેશનો ).

(ई) મુંબાઈ વધારાના વિસ્તારમાં અને મુંબાઈ વધારાના વિસ્તારમાંથી દિલ્હી વધારાના વિસ્તારમાં અને તમામ ખોટવાળા વિસ્તારોમાં.

પરંતુ

(૧) મુંબાઈ તરફ જી. આઈ. પી. રેલ્વે પર નીચેના સ્થળે કોઈ પણ કાપડ મોકલવામાં આવશે નહિ:

(अ) ભૂસાવળ ને મુંબાઈ વચ્ચે.

(ब) ધોંડ ને મુંબાઈ વચ્ચે.

---

* તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪ના સુધારાથી.

(क) રેલ્વે લાઈનનાં આ વિભાગોનાં જંકશનોથી બી. બી. એન્ડ સી. આઈ રેલ્વે ને પેલી તરફ.

(૨) મુંબાઈથી બી. બી. એન્ડ સી. આઇ રેલ્વેના મહેસાણા સિવાય, ત્યાંથી વઢવાણ ને કાઠિયાવાડનાં તમામ મીટર ગેઈજનાં સ્ટેશનો સુધી કોઈ પણ માલ ચઢાવવામાં આવશે નહિ.*

(૩) ગમે તે રેલ્વે માર્ગે મુંબાઈથી કરાંચી માલ ચઢાવાશે નહિ.

*(૪) મુંબાઈના વધારાના વિસ્તારના કોઈ પણ સ્ટેશનેથી પશ્ચિમ હિંદ સ્ટેટ્સના ×( તથા ખંભાત, જાવરા અને વડોદરા રાજ્યના નવસારી પ્રાંતના ) કોઈ પણ સ્ટેશન સુધી.

પરંતુ પશ્ચિમ હિંદ સ્ટેટસનાં રાજ્યો વચ્ચે અંદર અંદર રેલ્વે મારફતે હેરફેર થઈ શકશે.

૩ સામાન્ય પરવાનગી નં. ૧ ધરાવનાર વ્યક્તિઓએ પોતાના કાપડની હેરફેર કરવા જ્યાંથી માલ રવાના કરવાનો હોય તે સ્થળના સ્ટેશન માસ્તરને અરજ કરવી: ત્યાંથી જ્યારે ને જેમ વેગન ફાજલ પડશે તેમ બંદોબસ્ત કરવામાં આવશે.

## ખાસ પરવાનગી

૪ ટેક્સ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડની ટ્રાન્સ્પૉર્ટ કમીટીની સામાન્ય યા ખાસ સૂચનાઓ અનુગાર ટેક્સ્ટાઇલ કમીશ્નર ખાસ સંજોગોમાં ખાસ પરવાનગી આપશે ને તે પ્રમાણે સુતરાઉ કાપડની રેલ્વે મારફતે હેરફેર થઈ શકશે.

( अ ) નિકાશ માટે

( ब ) નિયમન ધારા અને ખાસ પરવાનગી નં. ૧ પ્રમાણે ખાસ કાપડ અગાઉ વાપરનાર પ્રજાજનોને પહોંચાડવા વ્યવસ્થા ન

---

*તારીખ ૧૯ ફેબ્રુઆરી ૧૯૪૪ના સુધારાથી.

× તારીખ ૧૫ એપ્રિલ ૧૯૪૪ના સુધારાથી.

હોય તેવા કિસ્સાઓમાં જે વિસ્તારોમાં રેલ્વે મારફતે હેરફેર કરવાની પરવાનગી ન હોય તેવા વિસ્તારોમાં ઉત્પન્ન થયેલા ખાસ માલ માટે.

(क) ઉત્પાદકો ને વેપારીઓનાં જૂનાં બજારો ઝૂંટવાઈ ન જાય ને ખાસ અયોગ્ય મુશ્કેલી વેઠવી ન પડે તેવો જે કિસ્સાઓ માટે સમિતિનો અભિપ્રાય થાય તે માટે.

હેરફેર નિયમન ધારો કે સામાન્ય પરવાનગી નં. ૧ પ્રમાણે કાપડની હેરફેર કરવાનું શક્ય ન હોય તેવા કાપડની હેરફેર માટે ખાસ પરવાનગી આપવામાં આવે છે. પરંતુ એવી ખાસ પરવાનગીથી રેલ્વે વ્યવહારમાં પ્રથમ સગવડ મળી શકતી નથી. પ્રથમ હક્ક મેળવવા યુદ્ધ વ્યવહાર ખાતાએ નક્કી કરેલા નમૂના अ મુજબ અરજી કરવી.

જે વ્યક્તિઓએ માલ રવાના કરવાનો હોય તેણે જ ખાસ પરવાનગી માટે અરજી કરવાની છે. નક્કી કરેલા ધોરણ મુજબ ચાર નકલો ટેકસ્ટાઇલ કમીશ્નર પાસેથી મંગાવી અરજી મોકલવાની છે. ટેકસ્ટાઇલ કમીશ્નર નક્કી કરશે તે અમલદાર એવી ખાસ પરવાનગી પર સહી કરશે. એક નકલ પર "સ્ટેશન માસ્તરની નકલ" લખી તેના પર મુંબાઇના રેલ્વે પ્રાયોરીટીઝના પ્રાંતિય નિમાયકની સહી લેવામાં આવશે. (એ નકલ દ્વારા જ સ્ટેશન માસ્તર પગલું ભરી શકશે,) પછી તે અરજી માલ રવાના કરનારને આપવામાં આવશે. તે જે સ્થળેથી માલ રવાના કરવાનો હશે ત્યાંના સ્ટેશન માસ્તરને વેગનની માગણી કરતાં સુપ્રત કરવામાં આવશે. એક નકલ જેને માલ પહોંચાડવાનો હશે તેને મોકલવામાં આવશે. પછી જ માલ રવાના કરનારને હેરફેર માટે કાપડ સુપ્રત કરવાનો ને માલ લેનારને તે છોડાવવાનો હક્ક રહેશે. એવી અરજી રદ કરવામાં આવશે તો માલ રવાના કરનારને ખબર આપવામાં આવશે.

ખાસ પરવાનગી માટેની અરજીમાં ખોટી હકીકત પૂરી પાડવી તે હિંદ સંરક્ષણ ધારા મુજબ ગુન્હો લેખાશે.

૫ આ ધારો નીચેની વિગતોને લાગુ પડતો નથીઃ

( અ ) રેલ્વે સિવાય પગ રસ્તે, દરિયા માર્ગે કે બીજી કોઈ પણ રીતે કરવામાં આવનાર હેરફેરને.

( બ ) રેલ્વેથી મુસાફરી કરનાર પ્રવાસીના અંગત સામાનના દોઢ મણના વજનના સુતરાઉ કાપડને.

## ૬ દરિયા માર્ગે હેરફેર

આ ધારાની સામાન્ય પરવાનગી રેલ્વે દ્વારા થતી હેરફેરને લાગુ પડે છે. પરંતુ જ્યાં જ્યાં ને જ્યારે જ્યારે શકય હોય ત્યારે ત્યારે બીજા માલ સામાન સાથે સુતરાઉ કાપડની પણ દરિયા માર્ગે હેરફેર કરવી આવશ્યક છે એવું રેલ્વે પરિસ્થિતિના માહિતગાર દરેકે સમજવું જોઇએ.

આ દષ્ટિબિંદુ ધ્યાનમાં રાખી, અમુક સ્થળથી અમુક સ્થળ સુધી માલ ચઢાવવાનું બંધ રાખવું ને અમુક સ્થળથી અમુક સ્થળ સુધી દરિયા માર્ગે જ વ્યવહાર કરવો, વિગેરે માટે રેલ્વે પ્રાયોરીટીઝના પ્રાંતિય નિમાયક સૂચનાઓ આપે છે ને આપતા રહેશે. આખા દેશના લાભાર્થે દરિયા માર્ગે વહેવાર કરવો જરૂરી જણાય તો ખોટવાળા વિસ્તારોમાં સુતરાઉ કાપડ જોઈતા પ્રમાણમાં પહોંચે તેની તથા મીલને ઝાંપે ઠરાવેલી કીંમત ને છૂટક વેચાણ કીંમત વચ્ચેના ગાળા કરતાં હેરફેર ખર્ચ વધી ન જાય તેની તકેદારી રાખવા હિંદ સરકારે તારીખ ૨૩ ઓકટોબર ૧૯૪૩થી ત્રણ મહિનાના ગાળા માટે માલના યુદ્ધ જોખમી વીમાના વટ હુકમને તેની નીચે કરેલા નિયમો પ્રમાણે દરિયા માર્ગે હેરફેર થતા તમામ સુતરાઉ કાપડની હેરફેર માટે વિના મુલ્ય વીમો ઉતારવાનું નક્કી કર્યું છેઃ પરંતુ દરિયા માર્ગે મોકલાવતાં પહેલાં એવા માલનો માલ મોકલનાર યા લેનારના ખર્ચે કોઇ પણ રજીસ્ટર્ડ વીમા કંપનીમાં વીમો ઉતરાવેલો હોવો જોઇએ. એવા દરિયાઈ વીમા માટે નોંધાયલી રકમ કરતાં

સરકારની જવાબદારી વધારે રહેશે નહિ. યુદ્ધ જોખમો દ્વારા થતા નુકશાનનો બદલો માલના યુદ્ધ જોખમી વીમાના ધારા અનુસાર સરકાર આપશે. પરંતુ એવો માલ વહાણુ પર ચઢ્યા પહેલાં કોઈ પણુ રજીસ્ટર્ડ વીમા કંપનીએ આપેલા સર્ટીફીકેટ યા દરિયાઈ વીમાની પોલીસીની નકલ ઉદ્યોગો ને જનતાની જરૂરીઆતો ને સગવડોને પહોંચી વળનાર ખાતામાં, મુંબાઈ, બેલાર્ડ એસ્ટેઇટમાં વીટેટ રોડ પર આવેલા હરારવાલા બીલ્ડીંગમાં ટેકસ્ટાઇલ કમીશ્નરને પહોંચાડી હશે તો જ સરકાર યુદ્ધથી થતા નુકશાનનો બદલો આપશે વહાણુ પર માલ ચઢાવતાં પહેલાં એવી નકલ ટેકસ્ટાઇલ કમીસ્નરને પહોંચી ગઇ છે એની માલ ચઢાવનારે તકેદારી રાખવી પડશે.

દરિયાઈ વીમાની પોલીસી કે સર્ટીફીકેટની ખરી નકલ ટેકસ્ટાઇલ કમીસ્નરને પહોંચે તે પહેલાં યુદ્ધ દ્વારા નુકશાન થઈ ચૂકયાનો બનાવ બને તો નુકશાની આપવાનો વિચાર કરતાં પહેલાં માલ ચઢાવનારે માલ ચઢાવતાં પહેલાં સરકારને એવી નકલ મોકલી આપેલી હોવાનું પૂરવાર કરવું પડશે. કોઈ પણુ પ્રકારનો માલ દરિયા માર્ગે રવાના કરતાં પહેલાં રજીસ્ટર્ડ વીમા કંપનીમાં દરીઆઈ વીમો પોતાને ખર્ચે ઉતરાવ્યો ન હોય તેવા માલ ચઢાવનારના માલની નુકશાનીનો દાવો કોઈ પણુ સંયોગોમાં સરકાર ધ્યાનમાં લેશે નહિ.

૭ ટેકસ્ટાઇલ બોર્ડની ટ્રાન્સપોર્ટ કમીટીના સેક્રેટરી ટેલીફોન નંબર ૩૧૬૨૬ અગર તો ડેપ્યુટી સેક્રેટરીની મુશ્કેલીના પ્રસંગે સલાહ લેવી.

# સુધારા

## ૧

### નંબર ૨૬૫ (અ) ટેકસ ૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ હેરફેર નિયમન ધારા: ૧૯૪૩ ની કલમ ૩ પેટા કલમ અ અનુસાર તારીખ ૨૩ ઑકટોબર ૧૯૪૩ના રોજ ઉદ્યોગો ને જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતાની હિંદ સરકારની જાહેરાત નંબર ૨૬૫ (અ) ટેકસ ૪૩ સાથે પ્રગટ થયેલી સામાન્ય પરવાનગી નં. ૧ માં મધ્યસ્થ સરકાર નીચેના સુધારા ફરમાવે છે:

એ સામાન્ય પરવાનગીની કલમ ૨ પેટા કલમ ઢમાં "બંગાળાનો ખોટવાળો વિભાગ" એ શબ્દો પછી નીચેના શબ્દો ઉમેરવા.

" બી. બી. ઍન્ડ સી. આઈ રેલ્વે મીટર ગેઇજ, નોથ વેસ્ટર્ન રેલ્વે, બીકાનેર જોધપુર અને જયપુર સ્ટેઈટ રેલ્વેઝ પર આવેલાં રજપુતાનાનાં ખોટવાળા વિભાગનાં તમામ સ્ટેશનો."

## ૨

### નં. ૨૬૫ (અ) ટેકસ ૪૩ : ન્યુ દિલ્હી: તારીખ ૧૯ ફેબ્રુઆરી ૧૯૪૪

સુતરાઉ કાપડ હેરફેર નિયમન ધારા ૧૯૪૩ ની કલમ ૩ પેટા કલમ અ અનુસાર તારીખ ૨૩ ઑકટોબર ૧૯૪૩ના ઉદ્યોગો ને જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતામાં હિંદ સરકારે પ્રગટ કરેલી જાહેરાત મુજબના સામાન્ય પરવાનગી નં. ૧ માં મધ્યસ્થ સરકાર નીચે મુજબના સુધારા ફરમાવે છે:

સામાન્ય પરવાનગીની કલમ (૨) માં અપવાદની કલમ (૩) પછી નીચેની કલમ ઉમેરવી:

(૪) મુંબઈના વધારાના કોઇ પણ સ્ટેશનથી પશ્ચિમ હિંદ સ્ટેઇટસના કોઈ પણ સ્ટેશન સુધી: પરંતુ પશ્ચિમ હિંદ સ્ટેઇટસનાં સ્ટેશનો વચ્ચે રેલ્વે મારફતે હેરફેર થઇ શકશે.

૩

## નં. ૨૬૫ (અ) ટેક્સ ૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૧૫ એપ્રિલ ૧૯૪૪

સુતરાઉ કાપડ હેરફેર નિયમન ધારા: ૧૯૪૩ ની કલમ ૩ પેટા કલમ अ અનુસાર મધ્યસ્થ સરકાર તરીખ ૨૩ ઓક્ટોબર ૧૯૪૩ના ઉદ્યોગો ને જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતામાં હિંદ સરકારની જાહેરાત નંબર ૨૬૫ (अ) ટેક્સ ૪૩ સાથે પ્રગટ થયેલી સામાન્ય પરવાનગી નં. ૧ માં નીચે મુજબ સુધારા ફરમાવે છે:

એ સામાન્ય પરવાનગીમાં

(૧) કલમ (૧) માં 'બિહાર ખોટ વિસ્તાર' નીચેના પેરેગ્રાફમાં " સાંથલ પરગણા અને માનભૂમ ને સિંઘ ભૂમ જીલ્લાનો પ્રદેશ, પ્રાંતો સિવાય " એ શબ્દો કાઢી નાખવા.

(૨) કલમ (૧) માં "બંગાળ ખોટ વિસ્તાર" નીચેના પેરેગ્રાફમાં "બિહાર ખોટ વિસ્તારમાંથી બાકાત રાખેલો બિહાર પ્રાંતનો ભાગ" એ શબ્દો કાઢી નાખવા.

(૩) કલમ (૨) ના અપવાદની કલમ (૪) માં "પશ્ચિમ હિંદ રાજ્યો" એ શબ્દો પછી જ્યાં જ્યાં એ શબ્દો આવે ત્યાં ત્યાં "ખંભાત, જાવરા અને વડોદરા રાજ્યનો નવસારી પ્રાંત" એ શબ્દો ઉમેરવા.

# કાપડ સુતર મુલ્ય નિયમન ધારો
## ૧૯૪૪

ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા એક્ટ કલમ ૭૨ થી અપાયલી સત્તા અનુસાર ગવર્નર જનરલ ફરમાવે છેઃ

**૧** ટુંકાક્ષરી નામ, વિસ્તાર ને શરૂઆત

(૧) આ ધારો 'કાપડ અને સુતર મુલ્ય નિયમન ધારોઃ ૧૯૪૪' કહેવાશે.

(૨) તે આખા બ્રિટીશ હિંદને લાગુ પડશે.

(૩) તે તાબડતોબ અમલમાં આવશે.

**૨** કબાલાની રૂઇએ થતાં વેચાણોઃ

(૧) એક જથાબંધ વ્યાપારી બીજા જથાબંધ વ્યાપારીને કે એક જથાબંધ વ્યાપારી બીજા છૂટક વ્યાપારીને, કાપડ કે સુતરના વેચાણનો કબાલો કર્યા પછી, સુતરાઉ કાપડ અને સુતર નિમમન ધારાઃ ૧૯૪૩ થી મીલના ઝાંપાની તેમજ છૂટક વધારેમાં વધારે કીંમત ઠરાવવામાં આવે તો

એ કબાલામાં ગમે તે લખાણ હોય છતાં એ ધારાની તારીખે કે તે પછી તે કબાલાની ડીલીવરી લેવામાં આવે ત્યારે તેવા કાપડ યા સુતર માટે વધારેમાં વધારે જે કીંમત લેવામાં આવે તે એ ધારાથી છૂટક માલની જે વધારેમાં વધારે કીંમત નક્કી કરી હોય તે કરતાં વધારે હોઈ શકશે નહિ. મેન્યુફેક્ચરર ડીલીવરી આપે ત્યારપછી, પહેલા યા પછીના વેચાણમાં પણ પહેલા વેચાણ વખતે અપાયલી કીંમતના ટેકસ્ટાઇલ કમીશ્નરે નક્કી કરેલા ટકાના વધારા કરતાં, વધારે રાખી શકાશે નહિ અગર તો એવાં વેચાણ માટે જો સદરહુ

ધારામાં વધારેમાં વધારે ભાવ નક્કી કરવામાં આવ્યા હશે તો તે ભાવ લઈ શકાશે અને એવા કબાલાની રૂઇએ જો ખરીદનારે આ કબાલામાં નક્કી કરેલી કીંમત કરતાં સ્વેચ્છાથી કે કોર્ટના ધારાથી વધારે કીંમત આપી હશે તો તેવી રીતે વધારે આપેલી રકમ વેચાણ આપનાર પાસેથી મજરે લેવાનો તેને હક્ક રહેશે.

(૨) આ ધારા પહેલાં કે પછી કરવામાં આવેલા તમામ કબાલાઓને તથા તારીખ ૧૫ ઓગસ્ટ ૧૯૪૩ કે તે પછી થયેલા કબાલાની રૂઇએ થયેલાં વેચાણને આ કલમ લાગુ પડશે.

# સુતરાઉ કાપડ અને સુતર
# વ્યવહાર નિયમન ધારો
## ૧૯૪૪

**નં. ૩ ટેક્સ (अ) ૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૨૯ એપ્રિલ ૧૯૪૪**

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયેલી સત્તાઓ અનુસાર, મધ્યસ્થ સરકાર ફરમાવે છે:

૧ (૧) આ ધારાને "સુતરાઉ કાપડ અને સુતર વ્યવહાર નિયમન ધારો: ૧૯૪૪" કહેવામાં આવશે.

(૨) તે આખા બ્રિટીશ હિંદને લાગુ પડશે.

(૩) તે તાબડતોબ અમલમાં આવશે.

૨ આ ધારામાં

"કાપડ": સમગ્ર કે થોડા રૂમાંથી તૈયાર કરેલું કોઈ પણ પ્રકારનું કાપડ: એમાં તૈયાર કપડાંનો સમાવેશ થશે નહિ.

"સુતર": સમગ્ર કે થોડા રૂમાંથી તૈયાર કરેલું કોઇ પણ જાતનું સુતર.

"ટેક્સ્ટાઇલ કમીશ્નર": ટેક્સ્ટાઇલ કમીશ્નર: મુંબાઇ તેમજ આ ધારા નીચે ટેક્સ્ટાઇલ કમીશ્નરની બધી કે ગમે તે ફરજો બજાવવા તેણે નીમેલા બીજા કોઈ પણ અમલદાર.

૩ હિંદમાં કોઈ પણ સ્થળે, રેલ્વે, પગ રસ્તે કે દરિયા માર્ગે પહોંચાડવાં હોય તેવા એના કબજાનાં તમામ કાપડ અને અને સુતર માટે ટેક્સ્ટાઇલ કમીશ્નરે માગેલી વિગતો ટેક્સ્ટાઇલ કમીશ્નર જ્યારે માગે ત્યારે દરેક વ્યક્તિએ ભરી મોકલવી પડશે.

૪ હિંદના કોઈ પણ સ્થળે માલ મોકલવા ઇચ્છા રાખનાર વ્યક્તિને ટેક્સ્ટાઈલ કમીશ્નર લેખી હુકમથી આ ધારામાં જણાવેલા રેલ્વે દ્વારા, પગ રસ્તે કે દરિયા માર્ગે કાપડ યા સુતર મોકલી આપવા ફરમાવશેઃ ત્યારબાદ તેવી વ્યક્તિ તે માલ જણાવ્યા સિવાયના બીજા કોઈ પણ માર્ગે રવાના કરી શકશે નહિ.

૫ કોઈ પણ વ્યક્તિએ આ ધારાની કોઈ પણ કલમનો ભંગ કર્યો છે, ભંગ કરે છે કે ભંગ કરવાનો સંભવ છે એવું માનવા કારણ હોય તો ટેક્સ્ટાઇલ કમીશ્નર

अ તેના કે બીજી વ્યક્તિના કોઇ પણ ધંધાની તેની માહિતીની તમામ હકીકત પૂરી પાડવા ફરમાવશે.

ब કોઇ પણ વ્યક્તિના કે તેના કાબુના કોઇ પણ ચોપડા કે દસ્તાવેજો તપાસશે યા તપાસાવશે.

क કોઇ પણ સ્થળમાં પ્રવેશ કરશે અને શોધ ચલાવશે.

૬ કોઈ પણ વ્યક્તિ આ ધારાની કલમોનો ભંગ કરવાના ઇરાદે કલમ ૫ નીચે તેની પાસે કાયદેસર રીતે માગેલી કોઈ પણ હકીકત પૂરી પાડવા ઇન્કાર કરશે નહિ યા તેના ચોપડા યા તેના ધંધાને લગતા બીજા દસ્તાવેજો છૂપાવશે, તેનો નાશ કરશે, તેમાં છેકછાક કરશે યા તેને બગાડી મૂકશે નહિ.

૭ ટેક્સ્ટાઈલ કમીશ્નર માગણી કરે તો ટેક્સ્ટાઇલ કમીશ્નર સૂચવે તે પ્રમાણે પોતાના જથ્થાની વિગતો આપતું પત્રક કોઇ પણ વ્યક્તિએ રજુ કરવું પડશે.

# સુતરાઉ કાપડ લાયસન્સ ધારો

## ૧૯૪૩

**નંબર ૫૬૪ : મુંબાઇ : તારીખ ૩ ઓગસ્ટ ૧૯૪૩**

હિંદ સંરક્ષણ ધારા કલમ ૮૧ પેટા કલમ ૨ થી અપાયલી સત્તાઓ અનુસાર, મુંબઈ સરકાર નીચેનો હુકમ ફરમાવે છે:

૧ (૧) આ ધારો "સુતરાઉ કાપડના વ્યાપારીઓનો લાયસન્સ ધારો: ૧૯૪૩" કહેવાશે.

(૨) તે આખા મુંબાઇ ઇલાકાને લાગુ પડશે ને તાબડતોબ અમલમાં આવશે.

૨ વિષય યા સંબંધને બાધક ન હોય તે સિવાય આ ધારામાં

अ 'કાપડ': એકલા રૂમાંથી કે થોડા રૂમાંથી તૈયાર કરેલું કાપડ: એકલા ઊન, રેશમ, આર્ટીફીશિયલ સિલ્ક કે શણમાંથી તૈયાર કરેલા માલનો એમાં સમાવેશ થશે નહિ.

ब 'વ્યાપારી': બીજા ધંધા સાથે કે એકલા, જથાબંધ કે છૂટક, કાપડ વેચવાનો કે વેચવાના કાપડનો જથો રાખવાનો ધંધો કરનાર માણસ: એમાં ફેરિયાનો પણ સમાવેશ થશે.

क 'ફેરિયો': વેચાણ માટે કાપડ કે કાપડ પછીથી પૂરૂં પાડવાની શરતે કાપડના નમૂના લઈ ઘેર ઘેર ને સ્થળે સ્થળે ફરનાર વ્યક્તિ.

ड 'લાયસન્સ આપનાર અધિકારી': મુંબાઈ શહેર અને મુંબાઇ પરાં વિસ્તાર માટે ડીરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ અને બીજાં સ્થળોએ ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ.

૩ નીચે જણાવ્યા સિવાય તારીખ ૧૫ ઓકટોબર ૧૯૪૩ ને તે પછી કોઇ પણ વ્યક્તિ લાયસન્સ આપનાર અધિકારીએ આપેલા

લાયસન્સની શરતો પ્રમાણે જ કાપડ વેચી શકશે યા વેચવા માટે સંગ્રહી શકશે પરંતુ બીજી રીતે તેમ કરી શકશે નહિ.

૪ લાયસન્સ આપનાર અધિકારીને આ સાથે જોડેલા નમૂના મુજબ, આ ધારા નીચે લાયસન્સ માટે અરજી કરવી પડશે. આ ધારો અમલમાં મૂકાય તે તારીખે ધંધો કરનાર વ્યાપારીએ તે તારીખથી એક મહિનાની અંદર અરજી કરવી પડશે.

૫ આ ધારા નીચે અપાયલું લાયસન્સ આ સાથે જોડેલા નમૂના ૨ પ્રમાણે હશે.

૬ લાયસન્સ માટે ફેરિયાએ એક રુપિઓ અને બીજા વ્યાપારીએ પાંચ રુપિયા લવાજમ આપવું પડશે.

૭ આ ધારા નીચે અપાયલું દરેક લાયસન્સ તેમાં દર્શાવેલા સમય સુધી જ ચાલુ રહેશે પરંતુ એક રૂપીઓ લવાજમ આપી અવારનવાર એક વર્ષ સુધીની મુદ્દત લંબાવી શકાશે.

૮ આ ધારા નીચે અપાયલું લાયસન્સ ધારણ કરનારે કલમ ૪ માં જણાવેલી અરજીમાં જો ખોટી હકીકતો ભરી હશે અગર તો લાયસન્સમાં જણાવેલી શરતોનો તે ભંગ કરશે તો લાયસન્સ આપનાર અમલદાર એવા લાયસન્સ ધરાવનાર વિરુદ્ધ બીજાં પગલાં ભરવા ઉપરાંત તેનું લાયસન્સ મોકુફ રાખશે અગર રદ કરશે.

૯ લાયસન્સ આપનાર અમલદારે આ કાર્ય માટે નીમેલા કોઈ પણ અમલદારને આ ધારાની શરતો વિરુદ્ધ કોઈ પણ સ્થળે કાપડનું વેચાણ યા વેચાણ માટે સંગ્રહ થતો હોય તેવું લાગે તો એ તે સ્થળમાં પ્રવેશ કરી શકશે તેમજ તેની તપાસ કરી શકશે તથા કોઇ પણ ફેરિયા પાસે તેનું લાયસન્સ જોવા માગી શકશે.

૧૦ આ ધારામાં જણાવેલી વિગતો નીચેના શખ્સોને લાગુ પડશે નહિઃ

अ ટેક્સ્ટાઈલ મીલના માલીક અથવા

ब પોતાના કુટુંબના સભ્યોએ યા પોતે તૈયાર કરેલું કાપડ વેચનાર કે વેચાણ માટે સંગ્રહ કરનાર કોઈ પણ વ્યક્તિ.

૧૧ પ્રાંતિય સરકાર આ ધારાની તમામ યા કોઈ પણ કલમના અમલથી કોઈ પણ વ્યકિત યા કોઈ પણ વર્ગને બાકાત રાખી શકશે, તેમ ગમે તે વખતે એવી બાકાતી મોકુફ રાખી શકશે યા રદ કરી શકશે.

## નમૂનો
## ૧

કાપડના વેચાણ કે વેચાણ માટેના સંગ્રહ માટે

## લાયસન્સની અરજી

૧ અરજદારનું પૂરેપૂરૂં નામ

૨ અરજદારનું પૂરેપૂરૂં સરનામું

૩ અરજદારનો ધંધો

૪ अ અરજદાર કે તેની પેઢી કાપડનો ધંધો કરતી આવી છે કે કેમ ?

ब જો તેમ હોય તો જ્યાં ધંધો ચાલુ હોય તેનું ચોક્કસ સરનામું તેમજ તે અગર તો પછી જે વર્ષથી એ ધંધો શરૂ કર્યો હોય તે વર્ષ જણાવવું.

૫ ×જે સ્થળે ધંધો ચલાવવો હોય તેનું ચોક્કસ વર્ણન *જ્યાં ધંધો કરવાનો હોય તે વિસ્તાર (+તાલુકા, પેટા મહાલ, કે બીજો કોઈ વિભાગ)

૬ જે સમય માટે લાયસન્સની જરૂર હોય તે

---

× ફેરિયા સિવાયના કોઈ પણ વ્યાપારી માટે

* ફેરિયા માટે

\+ જે શબ્દો લાગુ પડતા ન હોય તે છેકી નાખવા.

૭ મુંબઈના સુતરાઉ કાપડના વ્યાપારીઓના લાયસન્સ ધારા: ૧૯૪૩ સાથે જોડેલા નમૂના ૨ માં દર્શાવેલા લાયસન્સની શરતો મેં/અમોએ સંભાળપૂર્વક વાંચી છે અને હું/અમે તે પ્રમાણે વર્તવા બંધાઉં છું/બંધાઈએ છીએ.

૮ મેં/અમે આવા લાયસન્સ માટે અગાઉ અરજી કરી નથી. મેં/અમે આવા લાયસન્સ માટે તારીખ ના રોજ અરજી કરી હતી પરંતુ તે અરજી તારીખ ના રોજ રદ કરવામાં આવી છે.

તારીખ અરજદારની સહી.

## નમૂનો

## ૨

કાપડના વેચાણ કે વેચાણ માટેના સંગ્રહ માટે

## લાયસન્સ

કાપડના વેચાણ કે વેચાણ માટેના સંગ્રહ માટે લાયસન્સ.

૧ રજીસ્ટર નંબર

૨ (૧) લાયસન્સદારનું પૂરેપૂરું નામ

(૨) પેઢીનું પૂરેપૂરું નામ

(૩) લાયસન્સદારનો ધંધો

(૪) લાયસન્સદારનું પૂરેપૂરું સરનામું

૩ જ્યાં ધંધો કરવામાં આવતો હોય તે સ્થળનું ચોક્કસ વર્ણન: જ્યાં ધંધો કરવામાં આવતો હોય તે * સ્થળ, તાલુકો, પેટા મહાલ જીલ્લો વિગેરે :

૪ જે તારીખ સુધી લાયસન્સ ચાલુ હોય તે.

* બિન જરૂરી છેકી નાંખો.

૫ આ લાયસન્સ નીચે જણાવેલી શરતોએ આપવામાં આવ્યું છે.

તારીખ. લાયસન્સ આપનાર અધિકારીની સહી.

## લાયસન્સની શરતો

૧ લાયસન્સદાર ફેરિયો હોય તો તે ફેરી કરતી વખતે પોતાનું લાયસન્સ પોતાની પાસે રાખશે ને લાયસન્સ આપનાર અધિકારીએ નીમેલા અમલદારો માગે ત્યારે બતાવશે. લાયસન્સદાર ફેરિયો ન હોય તો તે પોતાનું લાયસન્સ પોતાના ધંધાના સ્થળે તુરત નજર પડે એવી જગાએ રાખશે.

૨ જો લાયસન્સદાર લાયસન્સમાં જણાવેલા સ્થળ સિવાય બીજા સ્થળે કે ગોદાઉનમાં કોઈ પણ વખતે કોઇ પણ જાતના કાપડનો જથ્થો રાખે તો તેવા જથા વાળા સ્થળ કે ગોદાઉનનું પૂરેપૂરું સરનામું લાયસન્સ આપનાર અધિકારીને પૂરું પાડશે.

૩ લાયસન્સદાર લાયસન્સ આપનાર અધિકારીએ નીમેલા કોઇ પણ અમલદારને કાપડના વેચાણ માટે રાખેલા જથાનું સ્થળ, ગોદાઉન કે દુકાન ગમે તે યોગ્ય સમયે તપાસવા તમામ યોગ્ય સગવડ આપશે.

૪ આ લાયસન્સની કોઇ પણ શરતોનો લાયસન્સદાર ભંગ કરશે યા લાયસન્સ માટે પોતાની અરજીમાં તેણે ખોટી હકીકત ભરી છે એવું જણાશે યા આ લાયસન્સની શરતોનો અમલ કરવામાં તે કસુર કરશે તો તેનું લાયસન્સ રદ કરવામાં આવશે.

# સુધારા ને જાહેરાતો

## ૧

### નંબર ૫૬૪ : મુંબાઈ: તારીખ ૧૭ સપ્ટેમ્બર ૧૯૪૩

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તાઓ અનુસાર, મુંબાઈ સરકાર સુતરાઉ કાપડ લાયસન્સ ધારાઃ ૧૯૪૩માં નીચેના સુધારા ફરમાવે છેઃ

એ ધારા સાથે આપેલા નમૂના નં. ૧ માં વિગત નંબર ૫ પછી નીચેની વિગત ઉમેરવી :

૫ અ ધંધાના સ્થળ સિવાય જ્યાં અરજદાર કાપડનો જથો રાખતો હોય તે બીજાં સ્થળ યા ગોદાઉનનું સરનામું.

## ૨

### નંબર ૫૬૪ અ : મુંબાઈ : તારીખ ૧૭ સપ્ટેમ્બર ૧૯૪૩

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તાઓ અનુસાર, મુંબાઈ સરકાર, ફેરીઆના કે બીજા ધંધા સાથે છૂટક કે જથાબંધ કાપડ વેચનાર કે વેચાણ માટે કાપડ રાખનાર અને મુંબાઈ શહેર તથા મુંબાઈ પરા વિભાગમાં વસનાર દરેક વ્યક્તિને ડીરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીઝને અને બીજા જીલ્લાઓમાં વસનાર દરેક વ્યક્તિને ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટને તારીખ ૩૦ સપ્ટેમ્બર ૧૯૪૩ સુધીમાં પોતે રાખેલા સમગ્ર રૂમાંથી યા થોડા રૂમાંથી બનાવેલા કાપડના જથા જ્યાં રાખવામાં આવ્યા હોય તે ગોદાઉન યા બીજા સ્થળનું પૂરેપૂરું ને સાચું સરનામું લખી મોકલવા ફરમાવે છે.

## ૩

### નંબર ૫૬૪ : મુંબાઈ : તારીખ ૪ ઓકટોબર ૧૯૪૩

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી

સત્તા અનુસાર, મુંબાઈ સરકાર સુતરાઉ કાપડ લાયસન્સ ધારાઃ ૧૯૪૩માં નીચેના સુધારા ફરમાવે છેઃ

એ ધારાની કલમ ૫ માં નીચેના શબ્દો ઉમેરવાઃ

ધંધાના જે સ્થળ અગર વિસ્તાર માટે લાયસન્સ અપાયું હોય તે વિસ્તાર લાયસન્સ આપનાર અધિકારીની હકુમતમાં હોય કે ન હોય છતાં તે લાયસન્સ અમલમાં રહેલું ગણાશે.

૪

## નંબર ૫૧૪ : મુંબાઈ : તારીખ ૧૧ ડીસેમ્બર ૧૯૪૩

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મુંબાઈ સરકાર સુતરાઉ કાપડ લાયસન્સ ધારાઃ ૧૯૪૩માં નીચેના સુધારા ફરમાવે છે.

એ ધારામાં

(૧) કલમ ૩ માં "વ્યક્તિ" બદલે "વ્યાપારી" મૂકવું.

(૨) કલમ ૭ પછી નીચેની નવી કલમ ઉમેરવીઃ

૭ અ પ્રાંતિય સરકારે ઠરાવેલા ભાવે, ઠરાવેલી જાતો, કોઈ પણ વ્યક્તિને આપવા વ્યાપારીને ફરમાવશે અને તેવા કાપડના સંગ્રહ, વેચાણ યા વ્યવહાર માટે એવા વ્યાપારીને સામાન્ય કે ખાસ સૂચનાઓ આપશે.

(૩) કલમ ૮ માં "ભંગ કરે" પછી નીચેની વિગત ઉમેરવી.

૮ અ કલમ ૮ ને બાધ આવે નહિ તેવી રીતે પ્રાંતિય સરકાર અગાઉ નોટીસ આપ્યા સિવાય અને કાંઈ પણ કારણ દર્શાવ્યા સિવાય આ ધારા નીચે અપાયલું લાયસન્સ મોકુફ રખાશે યા રદ કરશે. લાયસન્સ ધરાવનારને પોતાનું લાયસન્સ મોકુફ રખાયાના યા રદ થયાના કારણે નુકસાની મેળવવાનો હક્ક રહેશે નહિ તેમજ તે માટે જે લવાજમ આપવામાં આવ્યું હશે તે પણ પરત કરવામાં આવશે નહિ.

(૪) આ ધારા સાથે જોડેલા નમૂના ૨ માં વિગત ૪ માં "ભંગ કરે" પછી "કલમ ૭ अ નીચે અપાયલી કોઈ પણ સૂચના કે ફરમાન" ઉમેરવું.

૫

## નંબર ૫૬૪: મુંબાઈ: તારીખ ૪ ફેબ્રુઆરી ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મુંબાઈ સરકાર સુતરાઉ કાપડ લાયસન્સ ધારા: ૧૯૪૩ માં નીચેના સુધારા ફરમાવે છે:

એ ધારામાં

૧ કલમ ૨ ની પેટા કલમ ब માં પહેલી વાર "ધંધો" વપરાયું છે તે પહેલાં "મુખ્ય વ્યાપારી તરિકે યા કમીશન એજંટ તરિકે" ઉમેરવું.

૨ કલમ ૬ પછી નીચેની નવી કલમ ઉમેરવી:

૬ अ આ ધારા નીચે અપાયલું લાયસન્સ બગડી જાય, ખોવાઈ જાય કે નાશ પામે તો લાયસન્સ આપનાર અધિકારી પોતાને જરૂરી જણાય તેવી તપાસ કરી ફેરિયા પાસેથી આઠ આના અને બીજા કોઈ પણ વ્યાપારી પાસેથી એક રૂપિયો લવાજમ લઈ તેનું લાયસન્સ ફરી આપશે.

૩ કલમ ૭ अ પછી નીચેની નવી કલમો ઉમેરવી:

૭ ब આ ધારા નીચે આપવામાં આવેલા લાયસન્સ ધરાવનાર આ સાથે જોડેલા નમૂના ૩ મુજબ અગાઉના ફેબ્રુઆરી, મે, ઑગસ્ટ અને નવેમ્બરની છેલ્લી તારીખે તેની પાસે કાપડનો જે જથો હોય તેનું સાચું પત્રક દરેક વર્ષે માર્ચ જુન, સપ્ટેમ્બર અને ડીસેમ્બરની ૧૦ તારીખે લાયસન્સ અધિકારીને રજુ કરશે.

૭ क ફેરિયા સિવાય આ ધારા નીચે આવેલું લાયસન્સ ધરાવનાર આ સાથે જોડેલા નમૂના ૩ માં જણાવ્યા પ્રમાણે દરેક પ્રકારના કાપડનો રોજીંદો હિસાબ રાખશે ને તેમાં નીચેની હકીકત સારી રીતે જણાવશે.

(अ) આગલા દિવસની બાકી શિલિક.

(ब) દરરોજ જ્યાંથી કાપડ મળ્યું હોય તે સ્થળના નામ સાથે તેની વિગત.

(क) દરરોજના વેચાણની વિગત.

(ड) બાકી શિલિક.

૭ ख (૧) આ ધારા નીચે આપવામાં આવેલું લાયસન્સ ધરાવનાર છૂટક વ્યાપારી હોય ને પોતાની દુકાનમાં છાપેલી કીંમત વાળું કાપડ હોય તો તે દરેક પ્રકારની વધારેમાં વધારે કીંમત જણાવતી યાદી પોતાની દુકાને તુરત નજરે પડે તેવી જગાએ રાખશે અને કોઈ પણ વ્યક્તિ તેવી વધારેમાં વધારે કીંમત આપી માગણી કરે તેને તેવા કોઈ પણ પ્રકારનું કાપડ વેચવા ઇન્કાર કરી શકશે નહિ.

(૨) આ ધારા નીચે આપવામાં આવેલું લાયસન્સ ધરાવનાર ફેરિયો હોય તો ફેરીએ જતી વખતે તેવી યાદી એ પોતાની સાથે રાખશે.

૭ ग આ ધારા નીચે આપવામાં આવેલું લાયસન્સ ધરાવનાર ફેરિયો ન હોય તો તે પોતાના દરેક ઘરાકને પોતાનું નામ, લાયસન્સ નંબર, સોદાની તારીખ, વેચાયલા કાપડની વિગત, વેચાણ કીંમત અને સમગ્ર વેચાણની ઉપજેલી કીંમતનો કુલ સરવાળો લખી કેશમેમો કે ઉધાર સ્લીપ આપશે, તેની નકલ તે પોતાની પાસે રાખશે અને લાયસન્સ આપનાર અધિકારી કે તેણે નીમેલા બીજા કોઈ

પણ અમલદાર તે જોવા માગે ત્યારે રજુ કરશે.

૪ કલમ ૮ માં "૭ अ" પછી "અથવા ૭ ब ૭क ૭ ड અને ૭ इ માં જણાવેલી શરતો" ઉમેરવું.

૫ આ ધારા સાથે જોડેલા નમૂના ૨ માં કલમ ૪ માં ૭ अ પછી.

"અથવા ૭ ब ૭ क ૭ ड અને ૭ इ માં જણાવેલી શરતો" ઉમેરવું.

૬ આ ધારા સાથે જોડેલા નમૂના ૨ પછી નીચેનો નમૂનો ઉમેરવો.

## નમુનો

## ૩

તારીખ ના રોજ પૂરા થતા ત્રિમાસિક હપ્તાના

**કાપડના જથા, આવક અને ડીલીવરીનું પત્રક**

સરનામું લાયસન્સ નંબર

| માલ | ગાંસડી યા વારમાં જથો | કકડા |
|---|---|---|
| **૧ વારથી માપી સામાન્ય રીતે વેચાતું દરેક પ્રકારનું સુતરાઉ કાપડ** | ગાંસડીઃ વાર | વાર : વાર |
| अ મીલનું કાપડઃ | ,, | ,, |
| ૧ અગાઉની શિલિક | ,, | ,, |
| ૨ ત્રણ મહિનામાં ખરીદેલો માલ | ,, | ,, |

| | | |
|---|---|---|
| ૩ ત્રણ મહિનામાં વેચેલો માલ | ,, | ,, |
| ૪ શિલિક | ,, | ,, |
| બ હાથશાળમાં બનાવેલું કાપડ: | ,, | ,, |
| ૧ અગાઉની શિલિક | ,, | ,, |
| ૨ ત્રણ મહિનામાં ખરીદેલો માલ | ,, | ,, |
| ૩ ત્રણ મહિનામાં વેચેલો માલ | ,, | ,, |
| ૪ શિલિક | ,, | ,, |

## ૨ ધોતિયાં ને સાડીઓ

| | | |
|---|---|---|
| અ મીલમાં બનાવેલાં: | | |
| ૧ અગાઉની શિલિક | ગાંસડીઓ : નંગ | નંગ : નંગ |
| ૨ ત્રણ મહિનામાં ખરીદેલો માલ | ,, | ,, |
| ૩ ત્રણ મહિનામાં વેચેલો માલ | ,, | ,, |
| ૪ શિલિક | ,, | ,, |
| બ હાથશાળથી બનાવેલાં: | | |
| ૧ અગાઉની શિલિક | ગાંસડીઓ: નંગ | નંગ: નંગ |
| ૨ ત્રણ મહિનામાં ખરીદેલો માલ | ,, | ,, |
| ૩ ત્રણ મહિનામાં વેચેલો માલ | ,, | ,, |
| ૪ શિલિક | ,, | ,, |

### ૩ ચાદર, ટુવાલ વિગેરે સંખ્યાથી વેચાતો બીજો બધો માલ

અ મીલમાં બનાવેલો:

| | | |
|---|---|---|
| ૧ અગાઉની શિલિક | ગાંસડીઓ: નંગ | નંગ: નંગ. |
| ૨ ત્રણ મહિનામાં ખરીદેલો માલ | ,, | ,, |
| ૩ ત્રણ મહિનામાં વેચેલો માલ | ,, | ,, |
| ૪ શિલિક | ,, | ,, |

બ હાથશાળથી બનાવેલો:

| | | |
|---|---|---|
| ૧ અગાઉની શિલિક | ગાંસડીઓ: નંગ. | નંગ. નંગ. |
| ૨ ત્રણ મહિનામાં ખરીદેલો માલ | ,, | ,, |
| ૩ ત્રણ મહિનામાં વેચેલો માલ | ,, | ,, |
| ૪ શિલિક | ,, | ,, |

### ૪ ઉપર સમાવેશ ન થતો હોય તેવો માલ : નુકસાની કાપડ વિગેરે

અ મીલમાં બનાવેલો:

| | | |
|---|---|---|
| ૧ અગાઉની શિલિક | ગાંસડીઓ નંગ | નંગ. નગ. |
| ૨ ત્રણ મહિનામાં ખરીદેલો માલ | ,, | ,, |
| ૩ ત્રણ મહિનામાં વેચેલો માલ | ,, | ,, |
| ૪ શિલિક | ,, | ,, |

બ હાથશાળથી બનાવેલો:

| | | |
|---|---|---|
| ૧ અગાઉની શિલિક | ગાંસડીઓ: નંગ | નંગ: નંગ. |
| ૨ ત્રણ મહિનામાં ખરીદેલો માલ | „ | „ |
| ૩ ત્રણ મહિનામાં વેચેલો માલ | „ | „ |
| ૪ શિલિક | „ | „ |

ઉપરના પત્રક સાથે નીચેના નમુના મુજબ સહી કરેલું એક પ્રમાણપત્ર બીડવું.

હું નીચે સહી કરનાર, ઉપરનો માલ રાખનાર ( વ્યાપારી કે વ્યાપારીઓનું નામ અને સરનામું ) વતી આથી ઇકરાર કરૂં છું કે ઉપરના પત્રકમાં તેની/તેમની પાસેના કાપડના જથાની સાચી વિગતો દર્શાવેલી છે અને આ વ્યાપારી/ વ્યાપારીઓ બીજા સ્થળે જે માલ રાખતા હોય તેનાં સાચાં પત્રકો યોગ્ય અધિકારીઓને મોકલવામાં આવે છે.

તારીખ સહી

**નોંધ:**

આ પત્રકો લાયસન્સ ધરાવનાર વ્યાપારીઓએ તેમજ સાનમાં રાખનાર વ્યક્તિએ ભરવાનાં છે.

૬

## નંબર ૫૬૪ : તારીખ ૧૪ માર્ચ ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તાઓ અનુસાર, મુંબાઈ સરકાર મુંબાઈના સુતરાઉ કાપડના

વ્યાપારીઓના લાયસન્સ ધારાઃ ૧૯૪૩માં નીચેના સુધારા ફરમાવે છેઃ

૧ એ ધારાની કલમ ૭ क રદ કરવી.

૨ એ ધારાની કલમ ૮માં અને એ ધારા સાથે જોડેલા નમૂના ૨ની વિગત ૪માં "૭ क" રદ કરવું.

૭

## નંબર ૫૬૪/૭ : તારીખ ૨૭ માર્ચ ૧૯૪૪

હિંદ સંરક્ષણુ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તાઓ અનુસાર, મુંબાઈ સરકાર મુંબાઈના સુતરાઉ કાપડના વ્યાપારીઓને લગતા લાયસન્સ ધારાઃ ૧૯૪૩માં નીચેના સુધારા ફરમાવે છે :

એ ધારાની કલમ ૯ માં નીચે પ્રમાણે ઉમેરવું :

"એવી રીતે સત્તા આપવામાં આવી હોય તેવો કોઇ પણ અધિકારી, આ ધારાની કલમોનો ભંગ કરી કાપડ વેચનાર યા વેચાણુ માટે કાપડ સંગ્રહનાર માલિક, એજન્ટ, આડતિયા યા કમીશન એજન્ટના યા તેના કાબુના ચોપડા અને તેના ધંધાને લગતા બીજા દસ્તાવેજો તેમજ તેવા કાપડના જથા વગેરે તપાસી શકશે. તેમજ આ ધારા ભંગ પકડવા જરૂર હોય તેવી દરેક તપાસ કરશે.

૮

## નંબર ૫૬૪ : તારીખ ૨૯ મે ૧૯૪૪.

હિંદ સંરક્ષણુ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મુંબાઇ સરકાર, મુંબાઇના સુતરાઉ કાપડના

વ્યાપારીઓને લગતા લાયસન્સ ધારાઃ ૧૯૪૩માં નીચેના સુધારા ફરમાવે છે :

એ ધારામાં

કલમ ૮ અ પછી પહેલી જ વાર જ્યાં 'લાયસન્સ' વપરાય છે ત્યાર પછી "યા લાયસન્સનો વર્ગ" મૂકવું.

---

# સુતર લાયસન્સ ધારો

## ૧૯૪૨

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨થી અપાયલી સત્તાઓ અનુસાર, મુંબાઇ સરકાર ફરમાવે છેઃ

૧ તારીખ* ૧ નવેમ્બર ૧૯૪૨ પછી, મુંબાઇ પ્રાંતમાં કોઇ પણ વ્યકિત, મુંબાઇ ઇલાકાના યાર્ન કમીશ્નરે પરિશિષ્ઠ બ માં જણાવેલા નમૂના મુજબ આપેલા લાયસન્સની શરતોનો અમલ કર્યા સિવાય કોઇ પણ પ્રકારનું સુતર વેચી શકશે નહિ યા વેચવા સંગ્રહી શકશે નહિ યા તેનો વ્યાપાર કરી શકશે નહિ.

૨ લાયસન્સ ધરાવવા ઇચ્છનાર વ્યકિતએ મુંબાઇ ઇલાકાના યાર્ન કમીશ્નરને પરિશિષ્ઠ અ માં આપેલા નમુના મુજબ અરજી કરવી.

૩ નીચેની વ્યકિતઓને આ ધારો લાગુ પડશે નહિઃ

અ ટેકસ્ટાઇલ મિલના માલિક.

બ પોતે જાતે યા પોતાના કુટુંબીઓએ કાંતેલું સુતર વેચનાર યા વેચવા સંગ્રહનાર યા તેનો વ્યાપાર કરનાર.

### પરિશિષ્ઠ અ

સુતર વેચવા, વેચવા સંગ્રહ કરવા યા તેનો વ્યાપાર કરવા

### લાયસન્સની અરજી.

યાર્ન કમીશ્નર, મુંબાઈ ઇલાકો, મુંબાઇ.

૧ અરજદારનું પૂરેપૂરું નામ

૨ અરજદારના બાપનું નામ

૩ અરજદારનું પૂરેપૂરું સરનામું

૪ અરજદારનો ધંધો

૫ સુતર વેચવા, વેચવા સંગ્રહ કરવા યા તેનો વ્યાપાર કરવાના અરજદારના સ્થળનું વર્ણન.

---

* નં. ૨૪/૫ : મુંબાઈ : તારીખ ૨૨ સપ્ટેમ્બર ૧૯૪૨.

૬ જથાબંધ કે છૂટક વ્યાપાર માટે લાયસન્સની જરૂર છે?
૭ લાયસન્સની માગણીવાળા સુતરની વિગત
૮ લાયસન્સની મુદત
૯ તારીખ ૧૪ ફેબ્રુઆરી ૧૯૪૨ના રોજ અરજદાર પાસે વિવિધ રંગ ને કાઉન્ટના સુતરના જથા હોય તેની વિગતનું પત્રક.

| રંગ | કાઉન્ટ | | | | | વેઇસ્ટ સુતર | બીજું સુતર |
|---|---|---|---|---|---|---|---|
| | ૧ થી ૧૦ | ૧૦થી ૨૦ | ૨૦ થી૩૦ | ૩૦ થી૪૦ | ૪૦થી ઉપર | | |
| ગ્રે | | | | | | | |
| ધોયેલું | | | | | | | |
| રંગેલું | | | | | | | |
| કુલ | | | | | | | |

૧૦ અરજદારને સુતરની માસિક જરૂરીઆતનું પત્રક.

| રંગ | કાઉન્ટ | | | | | વેઇસ્ટ સુતર | બીજું સુતર |
|---|---|---|---|---|---|---|---|
| | ૧ થી ૧૦ | ૧૦થી૨૦ | ૨૦થી૩૦ | ૩૦થી૪૦ | ૪૦થીવધારે | | |
| ગ્રે | | | | | | | |
| ધોયેલું | | | | | | | |
| રંગેલું | | | | | | | |
| કુલ | | | | | | | |

## લાયસન્સની શરતો

૧. લાયસન્સ ધરાવનાર લાયસન્સવાળા સુતરના દરેક જુદા જુદા કાઉન્ટનો રોજીંદો હિસાબ રાખશે તેમાં નીચેની વિગતો સાચી રીતે દર્શાવશેઃ

अ રોજીંદી પૂરાંત જણસ.
ब દરરોજ મેળવેલા સુતરનો જથોઃ તે જથો ક્યાંથી મેળવ્યો તે.
क રોજ વેચેલો સુતરનો જથો. લાયસન્સ ધરાવનાર વ્યાપાર ખેડતો હોય તે જીલ્લા બહાર જથો નિકાશ કર્યો હોય તો તે સ્થળ.
ड રોજીંદી બાકી શિલિક.

૨ અગાઉના મહિનાની શરૂઆતમાં પોતાની પાસે સુતરનો જથો તે મહિના દરમિયાન ખરીદેલા અને વેચેલા સુતરનો જથો ને તે મહિનાની આખરે બાકી રહેલો સુતરનો જથો બતાવતું પત્રક દરેક મહિનાની પાંચમી તારીખે લાયસન્સ ધરાવનારે મુંબાઇ ઇલાકાના યાર્ન કમીસ્નર સમક્ષ રજુ કરશે. મુંબાઇ ઇલાકાના યાર્ન કમીસ્નર તરફથી અવારનવાર નક્કી કરવામાં આવે તેવી બીજી હકીકતો પણ પૂરી પાડશે.

૩ લાયસન્સ ધરાવનાર તેના દરેક ઘરાકને તારીખ, વેચેલો જથો અને લીધેલી કીમત દર્શાવતો સાચો કેશ મેમો યા ઉધાર સ્લીપ આપશે, તેની નકલ પોતાની પાસે રાખશે અને મુંબાઇ ઇલાકાના યાર્ન કમીસ્નરે નીમેલા કોઇ પણ અધિકારી તપાસવા માગે ત્યારે રજુ કરશે.

*૪ મુંબાઈ ઇલાકાના યાર્ન કમીસ્નર અવારનવાર નક્કી કરે તેટલા જથા કરતાં વધારે સુતર લાયસન્સ ધરાવનાર પ્રજાની કોઈ પણ વ્યકિતને વેચી શકશે નહિ.

* છૂટક લાયસન્સમાં જ આ શરત મૂકવી.

×૫ લાયસન્સ ધરાવનાર બીજા લાયસન્સ ધરાવનાર યા મુંબઇ ઇલાકાના યાર્ન કમીશ્નરે પરવાનગી આપી હોય તેવી વ્યકિત સિવાય બીજા કોઇને પણ સુતર વેચી શકશે નહિ.

૬ લાયસન્સ વાળા સૂતરની કીમતની પ્રાંતીય ભાષામાં લખેલી સાચી યાદી દરેક લાયસન્સ ધરાવનાર પોતાની દુકાને તુરત નજરે પડે તેવા સ્થળે રાખશે.

૭ લાયસન્સવાળું સુતર વેચવા કે સંગ્રહ કરવા વપરાતી તેની દુકાન, ગોદાઉન યા બીજા કોઈ પણ સ્થળની તપાસ કરવા, મુંબાઈ ઇલાકાના યાર્ન કમીશ્નર નીમે તેવી વ્યકિતને, ગમે તે વ્યાજબી સમયે લાયસન્સ ધરાવનાર તમામ વ્યાજબી સગવડો આપશે.

૮ મુંબઇ ઇલાકાના યાર્ન કમીશ્નર યા આ કાર્ય માટે તેમણે નીમેલા બીજા કોઈ પણ અધિકારી અવારનવાર માગે તેવી સાચી હકીકતો લાયસન્સ ધરાવનાર પૂરી પાડશે અને તેવા અધિકારી આપે તેવી સુચનાઓનો અમલ કરશે.

૯ આ લાયસન્સની કોઇ પણ શરતનો લાયસન્સ ધરાવનાર અનાદર કરશે યા લાયસન્સ માટે અરજી કરતાં આ લાયસન્સની શરતોમાં જણાવ્યા પ્રમાણે વિગતો પૂરી પાડતાં તેમાં કોઈ ખોટું વિધાન કર્યાનું જણાશે તો તેનું લાયસન્સ રદ કરવામાં આવશે.

---

× જથાબંધ લાયસન્સમાં જ આ શરત મૂકવી.

# સુતરાઉ કાપડ સુતર નિકાશ નિયમન ધારો

## ૧૯૪૪

**નં. ૬૭ સી. ડબલ્યુ. (૪૧ અ) ૪૩: ન્યુ દિલ્હી: તા. ૮ જુલાઈ ૧૯૪૪**

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર મધ્યસ્થ સરકાર ફરમાવે છે:

**૧** ૧ આ ધારો 'સુતરાઉ કાપડ અને સુતર નિકાશ નિયમન ધારો: ૧૯૪૪' કહેવાશે.

૨ તે તાબડતોબ અમલમાં આવશે.

**૨** વિષય કે પૂર્વાપર સંબંધને બાધક ન હોય તે સિવાય આ ધારામાં:

**अ** 'નિકાશ': બ્રિટીશ હિંદમાંથી જમીન, દરિયાઇ કે હવાઈ માર્ગે હિંદ બહાર કોઇ પણ સ્થળે લઈ જવું.

**ब** 'નિકાશ કરનાર' નિકાશ વ્યાપાર નિયામકે યા તેના હુકમથી આપેલું અને સુતરાઉ કાપડ યા સુતર નિકાશ કરવા અધિકાર આપતું, ચાલુ નિકાશ લાયસન્સ ધરાવનાર વ્યક્તિ.

**क** 'નિકાશ વ્યાપાર નિયામક': મધ્યસ્થ સરકારે નીમેલા નિકાશ વ્યાપાર નિયામક: તેમાં આ ધારા નીચે નિકાશ વ્યાપાર નિયામકનાં બધાં કે ગમે તે કામકાજ કરવા મધ્યસ્થ સરકારે નીમેલા બીજા કોઈ પણ અધિકારીનો સમાવેશ થશે.

**ड** 'સ્ટેન્ડર્ડ પ્રાઇસ': સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા: ૧૯૪૩ ની કલમો નીચે, ટેકસ્ટાઇલ કમીશ્નરે મીલને ઝાંપે સુતરાઉ કાપડ યા સુતરના કોઇ પણ વર્ગ યા જાત માટે ઠરાવેલી વધારેમાં વધારે વેચાણ કીમત.

ઙ 'કાપડ,' 'સુતર,' 'વ્યાપારી,' 'મેન્યુફેક્ચરર,' અને 'ટેક્સ્ટાઇલ કમીશ્નર': સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩માં આપેલી વ્યાખ્યા પ્રમાણે.

૩ ૧ નિકાશ થવાનું યા નિકાશ માટેનું તમામ પ્રકારનું સુતરાઉ કાપડ યા સુતર અને તેનું પેકીંગ જાહેરાતમાં દર્શાવેલી તારીખથી દર્શાવેલા ધોરણ અને જાતને મળતું અને નિયત સમયે, નિયત કરેલા શિક્કા છાપેલું હશે એવું સરકારી ગેઝેટમાં જાહેરાત કરી મધ્યસ્થ સરકાર ફરમાવશે અને ત્યાર પછી એ સૂચના પ્રમાણે ન હોય તેવું કોઇ પણ પ્રકારનું કાપડ યા સુતર કોઇ પણ વ્યક્તિ નિકાશ માટે વેચી કે બીજી રીતે નિકાલ કરી યા ખરીદી કે બીજી રીતે મેળવી શકશે નહિ.

પરંતુ મધ્યસ્થ સરકાર સામાન્ય યા ખાસ હુકમથી કોઈ પણ પ્રકારનું કાપડ યા સુતર યા તેના કોઈ પણ વર્ગને આ પેટા કલમથી બાકાત રાખી શકશે.

૨ આ પેટા કલમનો અમલ કરવા ટેક્સ્ટાઇલ કમીશ્નર યા તેમણે નીમેલી કોઇ પણ વ્યક્તિ

अ નિકાશ માટેનું સુતરાઉ કાપડ યા સુતર તૈયાર થતું હોય યા રાખવામાં આવતું હોય તે સ્થળમાં પ્રવેશ કરશે અને શોધ ચલાવશે.

ब નિકાશ માટેનું સુતરાઉ કાપડ યા સુતર તપાસશે યા તપાસાવશે.

क પેટા કલમ ૧ નો અનાદર થાય છે એવું માનવાને તેને કારણ હોય તો સુતરાઉ કાપડ યા સુતર હસ્તગત કરશે યા કરાવશે.

૪ ૧ જે સ્થળ યા દેશ મધ્યસ્થ સરકાર સરકારી ગેઝેટમાં જાહેરાતથી નક્કી કરશે તે સ્થળ યા દેશમાં નિકાશ થતા કાપડ યા સુતરને જ આ કલમ લાગુ પડશે.

૨ 'સ્ટેન્ડર્ડ પ્રાઇસ'થી સાત ટકા કરતાં વધારે હોય તેવી મીલને ઝાંપે ઠરાવેલી કીમતે કોઈ પણ મેન્યુફેક્ચરર નિકાશ માટે કોઇ પણ પ્રકારનું સુતરાઉ કાપડ યા સુતર વેચી શકશે નહિ યા વેચવા કબૂલ કરી શકશે નહિ.

૩ 'નિકાશ કરનાર' સિવાય અથવા તેની મારફત સિવાય સુતરાઉ કાપડ યા સુતર નિકાશ કરી શકાશે નહિ.

૪ સુતરાઉ કાપડ યા સુતરનું કોઈ પણ 'કન્સાઇન્મેન્ટ' નિકાશ કર્યાં પછી ત્રીસ દિવસની અંદર દરેક નિકાશ કરનાર 'નિકાશ વ્યાપાર નિયામક' સમક્ષ નિકાશ કરેલા માલનું વર્ણન ને સંખ્યા, માલની એફ. ઓ. બી. કિંમત, હિંદ બહારના સેલીંગ એજંટને નિકાશ કરનારને આપવાનું કમીશન તથા નિકાશ વ્યાપાર નિયામક સામાન્ય યા ખાસ હુકમથી માગે તે બીજી વિગતોવાળા એ કન્સાઇન્મેન્ટના ભરતિયાની બે નકલ રજુ કરશે.

૫ અ નિકાશ થતા સુતરાઉ કાપડ યા સુતરનો જાતે મેન્યુફેક્ચરર હોય તેવો 'નિકાશ કરનાર' 'સ્ટેન્ડર્ડ પ્રાઇસ'થી બાર ટકા કરતા વધારે અને

બ બીજી કોઇ પણ વ્યક્તિ, વીસ ટકા કરતાં વધારે

પેટા કલમ ૪ માં દર્શાવેલા ભરતિયાથી નક્કી થતી એફ. ઓ. બી. કીમતે કોઇ પણ પ્રકારનું સુતરાઉ કાપડ યા સુતર નિકાશ કરી શકશે નહિ,

પરંતુ 'નિકાશ કરનારે' પોતાની નિકાશ માટે હિંદ બહારના 'સેલીંગ એજંટ' ને કમીશન આપ્યું છે યા તેને તેવું કમિશન આપવું પડયું છે એવી નિકાશ વ્યાપાર નિયામકને ખાત્રી કરી આપે તો આ પેટા કલમમાં દર્શાવેલા ટકા એ કમીશન સમાઇ જાય તેટલા વધારી શકાશે પરંતુ તે અનુક્રમે ૧૪½ ટકા અને ૨૨½ ટકા કરતાં વધારે કરી શકાશે નહિ.

૬ જાહેરાતમાં દર્શાવેલાં સ્થળ યા દેશમાં કરવાની નિકાશ માટે પેટા કલમ ૨ અને ૫ માં જણાવેલા ટકા, મધ્યસ્થ સરકાર, સરકારી ગેઝેટમાં જાહેરાત કરી ફેરવી શકશે.

૭ મધ્યસ્થ સરકાર સામાન્ય યા ખાસ હુકમથી કોઈ પણ પ્રકારનું કાપડ યા સુતર અથવા કાપડ યા સુતરનો કોઈ પણ વર્ગ અથવા સુતરાઉ કાપડ યા સુતરનો કોઈ પણ સોદો યા સોદાના વર્ગને પેટા કલમ ૨ થી ૫ સુધી તમામ કલમોથી યા કોઈ પણ કલમથી બાકાત રાખી શકાશે.

૫. આ ધારાનો અમલ કરાવવા, કોઇ પણ 'નિકાશ વ્યાપાર નિયામક'

અ કોઇ પણ વ્યક્તિને પોતાના કે બીજી કોઇ પણ વ્યક્તિના કોઇ પણ પ્રકારના ધંધાના પોતાના યા પોતાના કાબુના કોઈ પણ દસ્તાવેજો રજુ કરવા યા તેને લગતી હકીકત પૂરી પાડવા ફરમાવશે.

બ નિકાશ માટે તેણે વેચેલા સુતરાઉ કાપડ યા સુતરનું પત્રક રજુ કરવા અને તે માટે લેવાયેલી કીમત જણાવવા કોઇ પણ મેન્યુફેક્ચરર યા વ્યાપારીને ફરમાવશે.

ક નિકાશ માટે વેચેલા યા વેચવા ધારેલા કોઇ પણ સુતરાઉ કાપડ યા સુતર તપાસશે યા તપાસાવશે.

ड આ ધારાનો અનાદર થયો છે એવું માનવા તેને કારણ હોય તેવું કોઇ પણ સુતરાઉ કાપડ યા સુતર કબજે કરશે યા કરાવશે.

૬ કલમ ૫ નીચે તેની પાસેથી કાયદેસર રીતે માગેલી કોઇ પણ હકીકત પૂરી પાડવા, કોઇ પણ દસ્તાવેજ રજુ કરવા યા કોઇ પણ પત્રક મોકલી આપવા કોઇ પણ વ્યક્તિ ઇન્કાર કરી શકશે નહિ.

૭ આ ધારા ભંગનું કામ ચલાવતી કોર્ટ, બીજી કોઇ પણ શિક્ષાને બાધ ન આવે તેવી રીતે, જે કાપડ યા સુતર અંગે એવો ધારા ભંગ થયો હોય તે, સરકારમાં જપ્ત કરી શકશે.

## સુધારા

### ૧

**નં. ૬૭ સી.ડબલ્યુ (૪૧ ख)/૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૮ જુલાઇ ૧૯૪૪**

સુતરાઉ કાપડ અને સુતર નિકાશ નિયમન ધારાઃ ૧૯૪૪ કલમ ૪ પેટા કલમ ૭ અનુસાર, કોઇ પણ નિકાશ કરનાર પોતાનું કાપડ યા સુતર પોતે તારીખ ૮ જુલાઈ ૧૯૪૪ પહેલાં ચાલુ નિકાશ લાયસન્સ યા યોગ્ય કવોટાથી ખરીદ્યું છે એવી તારીખ ૮ ઑગસ્ટ ૧૯૪૪ પહેલાં નિકાશ વ્યાપાર નિમાયકને ખાત્રી કરી આપે તો મધ્યસ્થ સરકાર તેના તેવા કાપડ યા સુતરને કલમ ૪ પેટા કલમ ૫ થી બાકાત રાખશે.

### ૨

**નં. ૬૭ સી. ડબલ્યુ (૪૧ क)/૪૩ : ન્યુ દિલ્હી: તારીખ ૮ જુલાઈ ૧૯૪૪**

સુતરાઉ કાપડ અને સુતર નિકાશ નિયમન ધારાઃ ૧૯૪૪ કલમ ૪ પેટા કલમ ૧ અનુસાર મધ્યસ્થ સરકાર નીચેના પ્રદેશોમાં થતી સુતરાઉ કાપડ યા સુતરની નિકાશને કલમ ૪ લાગુ પડશે, એવું ફરમાવે છેઃ

એડન : યમન ને હાદ્રામૌત સુદ્ધાંત, સાઉદી અરબસ્તાન, ઇથોપિયા, ઇરીટ્રિયા, ફ્રેંચ સોમાલી લેન્ડ, અફઘાનીસ્તાન, ઇરાની અખાતનાં અરબ્બી રાજ્યો, ઑસ્ટ્રેલિયા, બેલ્જીયન કોંગો, બ્રિટીશ પૂર્વ આફ્રિકા, ન્યાઝા, ઇટાલીઅન સોમાલીલેન્ડ, બ્રિટીશ પશ્ચિમ આફ્રિકા : નાઇજીરિયા સુદ્ધાંત, ચીન, લંકા, નેધરલેન્ડઝ, ઇસ્ટ ઇંડિઝ, ઇજીપ્ત, વિષુવવૃત્ત ઉપર આવેલું ફ્રેંચ આફ્રિકા : ચાદ તથા ગેબન સુદ્ધાંત, ફ્રેંચ કેમેરોન, ઇરાક, મોરીશિયસ, ન્યુ ઝીલેન્ડ, ઉત્તર દક્ષિણ

રોડેશિયા, પેલેસ્ટાઇન, ટ્રાન્સ જૉર્ડન, ઇરાન, પોર્ચુગીઝ પૂર્વ આફ્રિકા, સિસિલી, સુદાન, સીરિયા અને લીબિયા, તૂર્કસ્તાન, દક્ષિણ આફ્રિકા, નેપાલ, પાસિફિકના બ્રિટીશ ટાપુઓ, પાસિફિકના ફ્રેંચ ટાપુઓ અને માડાગાસ્કર.

૩

**નં. ૬૭ C. W. (૪૧)/33 : ન્યુ દિલ્હી : તારીખ ૩ ઑગસ્ટ ૧૯૪૪**

સુતરાઉ કાપડ અને સુતર નિકાશ નિયમન ધારા: ૧૯૪૪ની કલમ ૪ પેટા કલમ ૭ અનુસાર, મધ્યસ્થ સરકાર.

(૧) તારીખ ૨૦ ઑાગસ્ટ ૧૯૪૪ પહેલાં નિકાશ વ્યાપાર નિમાયક સમક્ષ પુરાવા રજુ કરી તારીખ ૮ જૂલાઈ ૧૯૪૪ પહેલાં નિકાશ માટે વેચાણ કર્યાનો કબાલો મેન્યુફેકચરર સિદ્ધ કરે તો તેને પેટા કલમ ૨ના અમલથી

(૨) ઉપરના અપવાદ (૧) અનુસાર નિકાશ માટે વેચેલું કાપડ યા સુતર માટે તારીખ ૮ જૂલાઈ ૧૯૪૪ પહેલાં નિકાશ વ્યાપાર નિમાયકે ક્વૉટાનો ચાલુ નિકાશ પરવાનો આપેલો હોય તો તેને પેટા કલમ પના અમલથી બાકાત રાખશે.

# અખબારી યાદીઓ

## ૧

### મુંબાઇ : તારીખ ૧૯ ઑગસ્ટ ૧૯૪૩

ટેક્સ્ટાઇલ કમીશ્નરે ટેક્સ્ટાઇલ કંટ્રોલ બોર્ડના પ્રમુખની સંમતિ અને હિંદ સરકારની અનુમતિથી જાહેરાત કરી છે કે ટેક્સ્ટાઇલ કંટ્રોલ બોર્ડની યોગ્ય સમિતિઓની બેઠકોમાં થયેલી વાટાઘાટ અનુસાર, નીચે જણાવેલા સ્ટેન્ડર્ડ કાપડ તથા સુતરના વધારેમાં વધારે ભાવ બાંધ્યા છે. તેમાં કાપડની જાણીતી સઘળી જાતોની વધારેમાં વધારે સંખ્યા આવી જાય તે માટે બોર્ડ આ યાદીમાં ઘટતો વધારો કરશે.

કાપડ

| કાપડની જાત | પનો ઇંચ | તાકા વાર | વજન રતલ | કાઉંટ વૉર્પ | વેફ્ટ | રીડ | પીક | ભાવ રૂ.આ.પા. | દર |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ ધોયેલી મલમલ | ૪૩ | ૨૦ | | ૪૦S | ૫૦S | ૫૨ | ૪૪ | ૧૨–૭–૦ | તાકે |
| ૨ કોરું લોંગ ક્લૉથ | ૪૩ | ૩૮ | | ૩૦S | ૪૦S | ૬૪ | ૬૪ | ૨૭–૪–૯ | ,, |
| ૩ કોરું લેપર્ડ | ૪૩ | ૩૮ | ૧૧¾ | ૨૦S | ૨૨S | ૪૮ | ૪૮ | ૨૫–૫–૬ | ,, |
| ૪ કોરાં ધોતિયાં | ૪૦ | ૧૦ | | ૭૦S | ૯૦S | ૬૪ | ૫૬ | ૭–૧૨–૯ | નંગે |
| ૫ ધોયેલું લોંગ ક્લૉથ | ૩૩ | ૪૦ | | ૨૦S | ૩૦S | ૫૬ | ૪૮ | ૨૧–૭–૩ | તાકે |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૬ | રંગીન પોપલીન | ૨૯ | ૨૦ | | ૪૦s | ૪૦s | ૮૦ | ૪૮ | ૧૨–૧૦–૯ ,, |
| ૭ | ધોયેલાં નકશી ધોતિયાં | ૪૬ | ૮ | | ૭૦s | ૯૦s | ૬૪ | ૫૨ | ૬–૭–૩ નંગે |
| ૮ | રંગીન સાડી | ૪૧ | ૫ | | ૨૦s | ૩૦s | ૪૦ | ૩૨ | ૩–૨–૯ ,, |
| ૯ | ધોયેલી મલમલ | ૪૮ | ૨૦ | | ૩૨s | ૩૬s | ૬૪ | ૪૪ | ૧૩–૨–૬ તાકે |
| ૧૦ | કોરૂં ડ્રીલ | ૨૭ | ૪૦ | ૧૪¾ | ૧૨s | ૧૦s | ૭૪ | ૭૨ | ૨૪–૬–૦ " ૧–૧૦–૯ રતલે |
| ૧૧ | કોરૂં લોંગ કલોથ | ૪૩ | ૩૮ | ૧૧ | ૨૨s | ૨૨s | ૪૮ | ૪૪ | ૨૪–૬–૦ તાકે ૨–૩–૦ રતલે |
| ૧૨ | સાટીન૪૪/૪૫ | ૨૨ | ૮¾ | | ૧૪s | ૧૪s | ૪૦ | ૩૬ | ૧૪–૧૦–૦ તાકે |

## સુતર

| | જાત | દર દસ રતલે વધારેમાં વધારે ભાવ |
|---|---|---|
| ૧ | ૧૦s મારકેટ | ૧૩–૧૦–૬ |
| ૨ | ૨૦s ,, | ૧૭–૮–૯ |
| ૩ | ૩૦s ,, | ૨૧–૭–૩ |
| ૪ | ૪૦s દેશી | ૨૫–૫–૬ |

**નોંધ:**
આ બાંધેલા ભાવો દરેક પ્રકારની કાપડની સારામાં સારી જાતના છે. જે કાપડ યા સુતર હિંદની અંદર જ વેચાય છે તેને જ આ ભાવ લાગુ પડે છે.

આ બાંધેલા ભાવો મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે વેચાણ કિંમત છે. જે કાપડ યા સુતરના ભાવો બાંધેલા છે તે એ ભાવે મીલને ઝાંપે મળી શકશે. બીજી જાતનાં કાપડ અને સુતર તેને મળતી જાતના ભાવે વેચાશે. હિંદ ભરમાં કાપડ અને સુતરના વધારેમાં વધારે ભાવો એક સરખા રહેશે. કોઇ પણ છૂટક વ્યાપારી મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીમત ઉપર પંદર ટકાથી વધારે મારજીન લઈ શકશે નહિ. નૂર, માલ લઈ જવા લાવવાનું ખર્ચ વગેરેના વધારેમાં વધારે પાંચ ટકા લઇ શકશે એટલે જાહેર જનતાને ઉપર જણાવેલા ભાવો ઉપર વીસ ટકા મારજીન ચઢાવેલી કીમતે માલ મળશે.

ઇસ્વી સન ૧૯૪૩ની ઓગસ્ટ ડીલીવરી માટે જે કબાલા થયા હોય અને ઓગસ્ટ યા તે પછી પણ તેની ડીલીવરી ન મળી હોય અને આ જાહેરાત પછી તેની ડીલીવરી કરવામાં આવે, તો તેના ભાવ ઉપર મુજબ લેવાશે. એટલે એવા જે વ્યાપારીઓને સરકારે ઉપર મુજબ બાંધેલા ભાવથી મીલ તરફથી જે રાહત મળશે તે રાહત એવા વ્યાપારીઓ પોતાના ઘરાકોને આપવા બંધાયલા રહેશે. તેથી માલ વાપરનારને ઉપરના મીલને ઝાંપે છાપેલા ભાવ કરતાં વીસ ટકા વધારે કિંમતે માલ મળી શકશે.

કાપડનો જથો રાખવાની જે મુદત સરકારે ઠરાવી છે તેમાં હાલ વધારો કરવાનો નથી છતાં કોઇ વ્યાપારી પોતાના દરેક પ્રયાસ છતાં પોતાના માલનો નિકાલ એ મુદતમાં નહિ કરી શકે અને તેમની પાસે તારીખ ૩૧ ઓગસ્ટે કાપડ યા સુતરની તોડયા વગરની ગાંસડીઓ હશે, તેવા કાપડ અને સુતરના વ્યવસ્થિત વેચાણ માટે ગાંસડીમાં જે કાપડ યા સુતર માફી વિનાનું અકબંધ હશે તે ટેક્સ્ટાઇલ બોર્ડ મારફતે ૫ યા ૭½ ટકા ડિસ્કાઉન્ટથી સરકાર ખરીદી લેશે. જે કાપડ ઉપર જણાવેલી યાદીમાં નથી તે એવા કાપડને મળતી જાતના ભાવે સરકાર ખરીદશે.

દરેક પ્રકારના કાપડ યા સુતરનો ભાવ ટેક્સ્ટાઇલ કમીશ્નર ટેક્સ્ટાઇલ કંટ્રોલ બોર્ડના પ્રમુખની સંમતિ લઇ નક્કી કરશે: તેને લઈ જવા લાવવાનું ખર્ચ તેમાં ઉમેરવામાં આવશે પણ વ્યાજ ચઢાવવામાં આવશે નહિ. વ્યાપારીએ પોતાના કાપડનો નિકાલ કરવા માટે તમામ પ્રયાસો કર્યા હતા એવું સિદ્ધ થયા પછી જ સરકાર ઉપરના ભાવે નિકાલ થયા વિનાનું કાપડ ખરીદી લેશે અને તે કાપડના સરકારના હિસાબે છૂટક વેચાણ માટે કંટ્રોલ બોર્ડ તાબડતોબ વ્યવસ્થા કરશે: તે માટે શહેરના વિસ્તારમાં છૂટક દુકાનો ઉઘાડશે પણ એવી દુકાનોમાં કાપડનો ભાવ ઉપર ઠરાવેલા ભાવ કરતાં ફક્ત ૧૦ ટકા જ વધારે રહેશે.

જે વ્યાપારી પાસે મીલની અકબંધ ગાંસડીઓ હશે અને તેઓ તારીખ ૩૧ ઓગસ્ટ પહેલાં તેનો નિકાલ કરી શકશે નહિ તેઓએ પોતાના માલના નિકાલ માટે ટેક્સ્ટાઇલ કંટ્રોલ બોર્ડને કેવી રીતે દરખાસ્ત કરવી તે હવે પછી જણાવવામાં આવશે.

## ૨

## મુંબાઈ: તારીખ ૨૧ સપ્ટેમ્બર ૧૯૪૩

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા: ૧૯૪૩ની કલમ ૧૪ મુજબ ટેક્સ્ટાઇલ કમીશ્નરને યોગ્ય લાગે તેવા દાખલામાં કાપડના નિકાલ માટે મુદત લંબાવવાની તેમને સત્તા છે. એટલે હિંદુસ્તાનમાં બનેલા કાપડ તેમજ આયાત કરેલા કાપડ બન્ને માટે નિયમન કરવામાં આવે છે. પરંતુ આયાત કરેલા કાપડને કાપડ સુતર નિયમન ધારામાંથી મુક્તિ આપી શકાય એમ નથી એવી ટેકસ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડે ભલામણ કરી છે અને ટેકસ્ટાઇલ કમીશ્નરે એ ભલામણ સ્વીકારી છે.

આયાત કરેલા કાપડ ઉપર ટેક્સ માર્ક છાપવામાં આવતા નથી એટલે આ ધારાનો હેતુ સચવાય એ માટે ખાસ પગલાં

લેવાં જરૂરી છે. જેની પાસે આયાત કરેલા કાપડનો જથો હોય અને તે કાપડ વેચવાની મુદ્દત લંબાવવા માગતા હોય તે દરેક વ્યક્તિ માટે નીચેના નિયમો ઘડવામાં આવ્યા છે:

૧ સ્થાનિક સરકારે આ ધારા નીચે નીમેલા અધિકારી મારફતે અરજી કરવી.

૨ પોતે નિયમિત રીતે દર મહિને પોતાના જથાનાં પત્રક ભરી મોકલશે એવી અરજી કરનારે ખાત્રી આપવી. આ પત્રકમાં મહિનાની શરૂઆતનો જથો મહિના દરમિયાન વેચાયલો જથો અને મહિના આખરનો જથો બતાવવો. તે ઉપરાંત ટેક્સટાઇલ કમીશ્નર, ટેક્સટાઇલ કન્ટ્રોલ બોર્ડની સંમતિથી જે ભાવો ઠરાવે તે ભાવે પોતાનો માલ તેણે વેચવો.

૩ દરેક અરજીમાં જે કાપડ વેચવાની મુદ્દત વધારવા અરજી કરેલી હોય તે કાપડનો જથો, પેટી યા ગાંસડી પરના શિક્કા અને જે જગાએ તે માલ ભરેલો હોય તે જગા વગેરે વિગતો દર્શાવવી અને પોતાના માલના નમૂના મોકલવા.

૪ અરજી કરતાં પહેલાં અરજદારે ગાંસડીઓ યા પેટીઓ તોડી નાખવી અને તેમનો માલ વેચવા ખૂલ્લો મૂકવો. તોડયા વિનાની પેટીઓ અગર ગાંસડીઓ બાબત કરેલી કોઈ પણ અરજી ઉપર વિચાર કરવામાં આવશે નહિ.

૩

## મુંબાઈ : તારીખ ૧૩ નવેમ્બર ૧૯૪૩

તારીખ ૧ ડીસેમ્બર ૧૯૪૩ થી દરેક પ્રકારના કાપડ અને સુતર ઉપર કીમત છાપવાની છે. ટેક્સ માર્ક છાપનાર દરેક વ્યક્તિને

બાર્ડના ચેરમેન મારફત ટેક્સ્ટાઇલ કમીશ્નર પાસે તેમના માલની કીમત નક્કી કરાવી લેવા જણાવવામાં આવ્યું છે. જો કોઈ પણ મેન્યુફેક્ચરર યા માલ તૈયાર કરનાર (પ્રોસેસર) ને આવી જાહેરાતની માહિતી ન હોય તો તેણે તેમના તૈયાર માલના નમૂના તથા માલ તૈયાર કરવાની વિગતો વગેરે લઈ પોતાના વિસ્તારના ટેક્સ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડના ઉદ્યોગ પ્રતિનિધિ યા ચેરમેન કૃષ્ણરાજ એમ. ડી. ઠાકરશી, સર વિઠ્ઠલદાસ ચેમ્બર, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબાઈ, સાથે સંપર્ક સાધવો.

## ૪

## મુંબાઈ : તારીખ ૨૪ નવેમ્બર ૧૯૪૩

તારીખ ૧ ઓગસ્ટ ૧૯૪૩ પહેલાં જે માલ તૈયાર કરવામાં આવ્યો હોય તેનો તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ પહેલાં છેવટનો નિકાલ કરી નાખવો એવી ફરજ નાખતા સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩ માં સુધારા કરવાનો સરકારે નિર્ણય કર્યો છે એવું તારીખ ૨૫ ઓકટોબર ૧૯૪૩ના રોજ જાહેર કરવામાં આવ્યું હતું. ડીસેમ્બરના અંત સુધી જો પ્રમાણિક પ્રયત્નો કરવામાં આવે તો વ્યાપારીઓ અને માલનો જથો ધરાવનાર વ્યક્તિઓને પોતાનો જથો ખલાસ કરવા પૂરતો સમય મળશે એવી સરકારને ખાત્રી છે. તેથી હવે વધારાની બીજી મુદત આપવામાં આવશે નહિ એટલું જ નહિ પણ તે તારીખ પછી આવું કાપડ રાખવામાં ગુન્હો લેખાશે એવું સરકારે સ્પષ્ટ રીતે જાહેર કર્યું છે. તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ પછી જે કાપડ ન વેચાયું હોય તે તમામ કબજે કરવા યોગ્ય તજવીજ ચાલુ છે. સામાન્ય જરૂરીઆત માટે પૂરતું ગણાય તેવું શિક્કા માર્યા સિવાયનું કાપડ ખાનગી વ્યક્તિ પોતાના કબજામાં રાખી શકશે.

## ૫

## મુંબાઈ: તારીખ ૯ ડીસેમ્બર ૧૯૪૩

ટુંક મુદતમાં જાહેરાતમાં મુકાનાર વધારેમાં વધારે ઠરાવેલી કીમત અમલમાં મૂકવા વિગેરે સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩ની કલમોનો સખ્તાઇથી અમલ કરવા લેવાનાં પગલાંની ચર્ચા કરવા હિંદ સરકારે પ્રાંતો અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓની એક પરિષદ ડીસેમ્બરની મધ્યમાં મુંબાઈ બોલાવી છે. તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ પછી વ્યાપારીઓ પાસે પડી રહેલા શિક્કા માર્યા વિનાના કાપડ અને સુતરનો કબજો લેવા અને જપ્ત કરેલા માલનો નિકાલ કરવા, ભરવાનાં પગલાંનો પણ તે પરિષદ વિચાર કરશે.

## ૬

## મુંબાઇ : તારીખ ૯ ડીસેમ્બર ૧૯૪૩

તારીખ ૧ ડીસેમ્બર ૧૯૪૩થી મેન્યુફેક્ચરર પોતે જે કાપડ યા સુતર બાંધે તેના ઉપર મીલને ઝાંપે ઠરાવેલી કીમત (અથવા જો ઓછી હોય તો, કબાલા કીમત) અને મીલને ઝાંપે ઠરાવેલી કીમત ઉપર એકંદર વીસ ટકા ચઢાવી છૂટક કીમત છાપે છે. માલ ખરીદનાર પ્રજાને દરેક મીલે પોતાની દરેક બનાવટની કીમત જાહેર કરવાની છે તેમજ તે બાબતની તમામ હકીકત પૂરી પાડવાની છે. મીલોના તૈયાર થતા માલમાં વિવિધતા હોવાથી આ યાદી તારીખ ૧ ડીસેમ્બર ૧૯૪૩ પહેલાં પ્રગટ કરવી શકય નહોતી પરંતુ તે ચાલુ મહિનામાં જરૂર બહાર પાડવામાં આવશે. તે દરમિયાન પ્રજાની જાણ માટે અને તારીખ ૧ ડીસેમ્બર ૧૯૪૩થી અમલમાં આવતી કીમતનુ સામાન્ય ધોરણ સમજવા મુંબાઇની મીલોની કેટલીક જાણીતી જાતોની અને સુતરના કાઉન્ટની કેટલીક વિગત નીચે આપી છે.

# કાપડ

## વિસ્તાર

| અનુક્રમ | મીલ | કાપડનું વર્ણન | ટ્રેડમાર્ક ટ્રેડ નંબર | પહોળાઇ ઇંચ | લંબાઇ વાર | મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીમત | વધારેમાં વધારે છૂટક કીમત | દર |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | રૂ.આ.પા. | રૂ.આ.પા. | |
| ૧ | એપોલો | ક્રેપડ | ૪૫૮૮ | ૪૩ | ૩૮ | ૨૩-૮-૦ | ૨૮-૩-૦ | તાકે |
| ૨ | ડાઇંગ | ભારે શર્ટીંગ | ૧૫૦૦૦ | ૪૨ | ૩૮ | ૨૨-૪-૦ | ૨૬-૧૧-૦ | ,, |
| ૩ | ,, | શર્ટીંગ | ૧૪૪ ૧/૬ | ૩૪ | ૩૮ | ૨૧-૩-૦ | ૨૫-૭-૦ | ,, |
| ૪ | ,, | સલિટા ગ્રે | ૧૫૦૦૨૫ | ૪૩ | ૩૩ | ૨૫-૧૧-૦ | ૩૦-૧૩-૦ | ,, |
| ૫ | ,, | બ્લીચ્ડ ડ્રીલ | S. M. ૩૦૦૧ | ૨૦ | ૩૦ | ૩૧-૩-૦ | ૩૭-૭-૦ | ,, |
| ૬ | કોલાબા | બ્લીચ્ડ મસરા-ઇઝ્ડ ક્રેપ | | ૨૯ | ૨૦ | ૧૮-૯-૦ | ૨૨-૪-૦ | ,, |
| ૭ | સાસુન | શર્ટીંગ | ૭૪૧૦૦ | ૪૩ | ૩૮ | ૨૩-૨-૦ | ૨૭-૧૨-૦ | ,, |
| ૮ | ,, | વેજીટેબલ ૫/૮ ને ૧/૮ | ૪૪૪૧ | ૪૩ | ૩૮ | ૨૦-૧૪-૦ | ૨૫-૧-૦ | ,, |
| ૯ | ,, | નકશી કિનાર ધોતિયાં સાદા | ૬૦૪૦ | ૪૪ | ૧૦/૨ | ૪-૫-૦ | ૫-૩-૦ | જોટે |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | ,, | ચેક કેલેન્ડર બ્લીચ્ડ | ૪૨૦૩ | ૨૯ | ૨૪ | ૧૨–૧–૦ | ૧૪–૮–૦ | તાકો |
| ૧૧ | સેન્ચુરી | મર્સરાઇઝ્ડ પોપલીન | મહારાજા | ૨૮ | ૨૦ | ૩૦–૧૦–૦ | ૨૬–૧૨–૦ | ,, |
| | | બ્લીચ્ડ | ટુર્નામેન્ટ | ૩૧ | ૨૪ | ૩૪–૧–૦ | ૪૦–૧૪–૦ | ,, |
| ૧૨ | ,, | મસરાઇઝ્ડ ડોબી શર્ટીંગ | | | | | | |
| ૧૩ | ,, | બ્લીચ્ડ મર્સરાઇઝ્ડ પટ્ટી ધોતિયાં | ૪૦૪૭ P | ૫૨ | ૯ | ૧૦–૨–૦ | ૧૨–૨–૦ | જોટે |
| ૧૪ | ,, | બ્લીચ્ડ ડોબી ધોતિયાં | ક્રિતિમાલ પાયલટ | ૪૭ | ૯ | ૭–૩–૦ | ૮–૧૦–૦ | ,, |
| ૧૫ | ,, | બ્લીચ્ડ મર્સરાઇઝ્ડ મલમલ | બોટ હાઉસ | ૪૮ | ૨૦ | ૧૭–૦–૦ | ૨૦–૬–૦ | તાકે |
| ૧૬ | મોરારજી ગોકુલદાસ | બ્લીચ્ડ ડ્રીલ | ૬૦૦૦ | ૨૭ | ૪૧ | ૨૯–૯–૦ | ૩૫–૮–૦ | ,, |
| ૧૭ | ,, | બ્લીચ્ડ નકશી કિનાર ધોતિયાં | ૫૯૮૦ | ૪૭ | ૮ | ૫–૧૫–૨ | ૭–૨–૦ | જોટે |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮ | ,, | ગ્રે ચાદર | ૭૨ | ૬૫ | ૬¾ | ૬–૬–૦ | ૭–૧૦–૦ | ,, |
| ૧૯ | દિગ્વિજય | બ્લીચ્ડ મલમલ | ૮૧૮૧ | ૪૩ | ૨૦ | ૧૧–૧૪–૦ | ૧૪–૪–૦ | તાકે |
| ૨૦ | ,, | બ્લીચ્ડ પટ્ટી કિનાર લુંગી | ૧૨૯૦ | ૪૪ | ૨૦ | ૧૬–૮–૦ | ૧૯–૧૩–૦ | ,, |
| ૨૧ | કમલા | બ્લીચ્ડ ટ્વીલ | ૧૧૫૪ | ૩૦ | ૪૦ | ૨૭–૧૦–૦ | ૩૩–૨–૦ | ,, |
| ૨૨ | સોલાપુર | કોટીંગ | શિવાજી | ૨૭ | ૨૪ | ૨૦–૩–૦ | ૨૪–૪–૦ | ,, |
| ૨૩ | માધવજી | બ્લીચ્ડ ટેનીસ | તરૂણ | ૨૦ | ૨૪ | ૧૫–૮–૦ | ૧૮–૧૦–૦ | ,, |
| ૨૪ | ખટાઉ | બ્લીચ્ડ મર્સરાઇઝ્ડ એચ. ટી. વોયલ | ૧૩૨૦ આ ચારૂ શિલા | ૪૩ | ૩૦ | ૨૩–૮–૦ | ૨૮–૩–૦ | ,, |
| ૨૫ | ખટાઉ | બ્લીચ્ડ મર્સરાઇઝ્ડ મલમલ | S ૯૧૩ M.Y. ૧૫૭ દિલકી પ્યાસ | ૪૭ | ૩૦ | ૨૭–૪–૦ | ૩૨–૧૧–૦ | તાકે |
| ૨૬ | ફિન્લે | બ્લીચ્ડ મર્સરાઇઝ્ડ વાયર મલમલ | ફ્લોટીંગ | ૫૦ | ૯ | ૯–૧૨–૦ | ૧૧–૧૧–૦ | જોટે |
| ૨૭ | ,, | બ્લીચ્ડ મર્સરાઇઝ્ડ મલમલ | હાઈ સોસાયટી | ૪૭ | ૨૦ | ૧૭–૪–૦ | ૨૦–૧૧–૦ | તાકે |

૨૮ સ્ટેન્ડર્ડ બ્લીચ્ડ ૧૫૫૯અ ૨૯ ૨૪ ૨૭-૧૧-૦ ૩૩-૪-૦ ,,
મસંરા
ઇઝૂડ સમર
રંગીન કેસરી
શટીંગ

૨૯ ,, બ્લીચ્ડ ૧૫૪૯B ૫૦ ૮ ૭-૧૦-૦ ૯-૨-૦ જોટે
એન. બી. સ્વાધીન
ધોતિયાં સંસાર

# સુતર

## વધારેમાં વધારે કીંમત

| કાઉન્ટ | રૂ જાત | સ્ટ્રેન્થ રતલ | કીમત રૂ. આ. પા. | |
|---|---|---|---|---|
| ૪ | દેશી | ૨૨૫ | ૧૦-૪-૦ | |
| ૬ | ,, | ૧૫૦ | ૧૦-૮-૦ | |
| ૧૦ | ,, | ૧૨૫ | ૧૨-૮-૦ | |
| ૧૪ | ,, | ૮૯ | ૧૩-૦-૦ | |
| ૨૦ | ,, | ૭૦ | ૧૫-૧૨-૦ | |
| ૩૦ | ,, | ૪૫ | ૧૯-૪-૦ | |
| ૪૦ | ,, | ૩૨ | ૨૨-૧૨-૦ | |
| ૪૦ | વિદેશી | ૪૦ | ૩૦-૦-૦ | |
| ૪૨ | ,, | ૩૮ | ૩૦-૬-૦ | |
| ૪૪ | ,, | ૩૬ | ૩૦-૧૨-૦ | |
| ૬૦ | ,, | ૩૦ | ૪૨-૦-૦ | કાર્ડેડ |
| ૬૦ | ,, | ૩૭ | ૪૫-૦-૦ | કોમ્બ્ડ |
| ૮૦ | ,, | ૨૨ | ૫૮-૦-૦ | કાર્ડેડ |
| ૮૦ | ,, | ૨૫ | ૬૧-૦-૦ | કોમ્બ્ડ |

૧. દસ રતલના બંડલમાં પેક કરી ગાંસડીઓમાં બાંધેલું પૂરા રીલીંગના સામાન્ય ધોરણુ મુજબ પૂરા કાઉન્ટનાં ગ્રે સુતરની મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીમત લખી છે.

૨. બે ગડી વાળેલા સુતર પર બે ગડીની જે કીંમત દર્શાવેલી છે તે કરતાં દર પ્લાયે એક આનો વધુ ગણવો.

૩. ૪ s થી ૨૨ s સુધી અનિયમિત ને અર્ધા કાઉન્ટ માટે દશ રતલે બે કાઉન્ટે ઉપર નીચે ચાર આના તફાવત ગણવો.

૪. દર દશ રતલે બ્લીચીંગ ખર્ચ એક રૂપીઓ ચાર આના ગણવો.

૫. મર્સરાઝીંગ ખર્ચ દર દશ રતલે પાંચ રૂપિયા ગણવો.

૬. પાકા રંગના દર દશ રતલે દસ રૂપિયા ગણવા. સાદા રંગના ખર્ચના દર દશ રતલે ત્રણ રૂપિયા બાર આના ગણવા.

૭. પેટીમાં પેક કરવાના તથા ચીઝીંગ અને કોનીંગના ખર્ચના ૩૦ s સુધી દર દશ રતલે એક રૂપિયો આઠ આના ગણવા ૩૦ s ઉપર દર દશ રતલે બે રૂપિયા ગણવા.

## ૭

## મુંબાઈ : તારીખ ૨૨ જુન્યુઆરી ૧૯૪૪

બીજા કોઇ કામમાં ઉપયોગમાં લેવાય તેવી ચટાઇ રહી નથી અને ભરત કામ કર્યાથી ભરતવાળું કાપડ સાવ પલટાઇ ગયું છે એવી ટેક્સ્ટાઇલ કમીશ્નરને ખાત્રી થાય તો ટેક્સ્ટાઇલ કમીશ્નરે સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાની ટેક્સ માર્ક અને કીમતના શિક્કા મારવાની કલમોના અમલમાંથી ચટાઇઓ અને ભરત ભરેલા કાપડને બાકાત રાખવું એવો ટેક્સ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડની બેઠકોમાં નિર્ણય કરવામાં આવ્યો છે.

વળી ચટાઇ માટે વપરાતું કાપડ બીજા કોઈ પણ ઉપયોગમાં લઇ શકાય તેમ નથી એવું ટેક્સ્ટાઇલ કમીશ્નરને લાગે તો તે છૂટક

કીમત ઠરાવવામાંથી પણ તેને બાકાત રાખશે. આવા માલ પર ફક્ત મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીમત (અથવા જો ઓછી હોય તો, કબાલા કીંમત) ના જ શિક્કા છાપવામાં આવશે.

કાપડના મેન્યુફેક્ચરર અને ભરત ભરનાર આ બાકાતીનો લાભ ઉઠાવવા માગતા હોય તો તેમણે ટેક્સટાઇલ કમીશ્નરને નમૂના સાથે તાબડતોબ અરજી કરવી. કાપડ ઉપર છાપેલા ઓળખના ને બીજા શિકકા અને નંબર લખી દરેક જાત માટે જુદી જુદી અરજી કરવી. દરેક વ્યકિતએ પોતપોતાનું વ્યક્તિગત પ્રમાણપત્ર ટેકસ્ટાઇલ કમીશ્નર પાસેથી મેળવી લેવું.

## ૮

## મુંબાઈ : તારીખ ૨૮ જાન્યુઆરી ૧૯૪૪

વહેંચણીના દરેક તબક્કે નૂર, બીજું ખર્ચ તથા વ્યાપારીને મળતા નફા વગેરેનો સમાવેશ કરતાં અત્યાર સુધી મીલને ઝાંપે ઠરાવેલી કીંમત અને છેવટની છૂટક કીમત વચ્ચે વીસ ટકાનો મારજીન રાખવા પરવાનગી આપેલી છે. વહેંચણીની શરૂઆતની કક્ષામાં વ્યાપારીઓ હક કરતાં વધારે નફો લઈ લે છે એવી દેશાવરના વ્યાપારીઓએ ફરિયાદ કરી છે તેથી માલ તૈયાર કરતા કારખાનાથી સો માઇલની અંદર કોઇ પણ સોદો મીલના ઝાંપે ઠરાવેલી કીમત ઉપર ચાર ટકાથી વધારે નફો લઇ થઈ શકશે નહિ તેમ જ કોઇ પણ વ્યાપારી ઘરાક સિવાય બીજી કોઈ પણ વ્યક્તિને ગોદાઉન ડીલીવરીથી કે સ્ટેશન ડીલીવરીથી મીલને ઝાંપે ઠરાવેલી કીમત કરતાં દશ ટકા વધારે કીમતે માલ વેચી શકશે નહિ. કે કોઇ પણ વ્યાપારી પાસેથી ખરીદી શકશે નહિ એવું ટેકસ્ટાઇલ બોર્ડની સલાહથી ટેકસ્ટાઇલ કમીશ્નરે ઠરાવ્યું છે. છૂટક વ્યાપારીને દશ ટકા નફો મળે તેવી કીમતે માલ મેળવવામાં હરકત ન પડે તે માટે આ પગલાં લેવામાં આવ્યાં છે.

## ૯

## મુંબાઇ : તારીખ ૧૫ ફેબ્રુઆરી ૧૯૪૪

ટેક્સ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડની ભલામણથી સુતરના વેચાણનો ૨૦ ટકા ગાળો ઘટાડી ૧૫ ટકા કરવામાં આવ્યો છે એટલે સુતરના બંડલ ઉપર છાપેલી મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીમત અને કબાલા કીમતઃ એ બેમાંથી જે ઓછી હોય તેના પર ૧૫ ટકાથી વધારે નફો લેવો કાયદેસર લેખાશે નહિ.

## ૧૦

## મુંબાઈ : તારીખ ૧૮ ફેબ્રુઆરી ૧૯૪૪

સુતર ન બનાવતા હોય એવા મેન્યુફેક્ચરરે તૈયાર કરેલા માલની કીમતનું નિયમન કરવામાં આવ્યું નથી. તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪ ના રોજ ને હજી પણ એવા મેન્યુફેક્ચરર ૨૫ કરતાં ઓછી સાંચાશાળ ચલાવતા હોય તેમને બાકાત રાખ્યા છે. પરંતુ ૨૫ સાંચાશાળથી વધારે સાંચાશાળ ધરાવતા હોય તેવા મેન્યુફેક્ચરરની બાકાતી તારીખ ૧ મે ૧૯૪૪ થી રદ કરવી એવો નિર્ણય કરવામાં આવ્યો છે એટલે એવા તમામ સાંચા શાળ ચલાવનારે એ તારીખથી પોતાના કાપડ પર કીમત છાપવી પડશે. એટલે જો પૂરેપૂરી લંબાઈના નમૂના અને તે તૈયાર કરવાની તમામ હકીકત તેમણે પોતાના પેનલના સભ્યોને પૂરી ન પાડી હોય તો તારીખ ૧૫ માર્ચ ૧૯૪૪ સુધીમાં તેમ કરવું. તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪ ના રોજ જે વ્યક્તિ ૨૫ કે વધારે સાંચા શાળ ચલાવતી હશે અને તારીખ ૧૫ માર્ચ ૧૯૪૪ પહેલાં પૂરેપૂરી હકીકત રજુ નહિ કરે તો તેનો ટેક્સમાર્ક રદ કરવામાં આવશે.

## ૧૧

### મુંબાઈ : તારીખ ૨૪ ફેબ્રુઆરી ૧૯૪૪

આયાત કરેલા માલના જથા ધરાવનાર તમામ વ્યાપારીઓએ એવા માલનો નિકાલ કરી નાખવા વધારે મુદ્દત માગવા ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ યા ડીસ્ટ્રીક્ટ ટેક્સટાઇલ કન્ટ્રોલ ઓફીસરને અરજી કરવી. દરેક આખા તાકાના વારની ચોક્કસ સંખ્યા અરજીમાં દર્શાવવી અને દરેક જાતના નમૂના પણ સાથે મોકલી આપવા.

## ૧૨

### મુંબાઈ : તારીખ ૨૪ ફેબ્રુઆરી ૧૯૪૪

ટ્રાન્સપોર્ટમાં ઘણી જ મુશ્કેલી પડતી હોવાથી ઓગસ્ટ, સપ્ટેમ્બર ૧૯૪૩ માં ટેક્સમાર્ક છાપેલા કાપડ અને સુતરના છેવટના નિકાલ માટે મુદ્દત તારીખ ૩૦ જૂન ૧૯૪૪ સુધી લંબાવવામાં આવી છે અને નવેમ્બર ૧૯૪૩ માં ટેક્સમાર્ક છાપેલી ગાંસડીઓ અને પેટીઓ તોડવાની મુદ્દત તારીખ ૩૧ માર્ચ ૧૯૪૪ સુધી લંબાવવામાં આવી છે.

## ૧૩

### મુંબાઇ : તારીખ ૧ માર્ચ ૧૯૪૪

મીલો અને વ્યાપારીઓ પોતાના કાબુ નીચેની સંસ્થાઓને વેચી યા બીજી અનેક રીતો અખત્યાર કરી, કાયદેસર રીતે મળી શકે તે કરતાં ઊંચી કીમતે કાપડ અને સુતર વેચે છે એવા દાખલા ટેક્સટાઇલ કમીશ્નર પાસે નોંધાવવામાં આવ્યા છે. વળી કાયદેસર લેવાની કીમતે રોજીંદા ઘરાકને પોતાની પાસેનો કાપડ યા સુતરનો માલ વેચવા વ્યાપારીઓ ના પાડે છે એવા દાખલા પણ

બન્યા છે. એવા ઘરાકોને કાપડ યા સુતર વેચવા ના પાડવી એ નિયમન ધારા નીચે ગુન્હો છે માટે કંટ્રોલ બોર્ડ યા ટેકસ્ટાઇલ કમીશ્નર આવી ગેરરીતીઓ બીલકુલ નભાવી લેશે નહિ અને એવી ગેરરીતીઓ અટકાવવા ગમે તેવાં આકરાં પગલાં લેતાં પણ ટેકસ્ટાઇલ કમીશ્નર પાછું વાળી જોશે નહિ. એવી સખત ચેતવણી આપવામાં આવી છે પરિણામે પ્રાંતિય સરકાર કે દેશી રાજ્ય તરફથી વ્યાપારીઓને અપાયલાં લાયસન્સ રદ્દ કરવામાં આવશે યા જરૂર પડયે બાંધેલી કીમતે માલ પણ કબજે લેવામાં આવશે.

## ૧૪

## મુંબાઈ : તારીખ ૧૮ માર્ચ ૧૯૪૪

વહેંચણીના તમામ વિસ્તારોમાં નિયમન કરેલી કીમત કરતાં વધારે કીમતે કાપડ યા સુતર વેચાય નહિ તેવી ચોકસાઇ કરવા એક સરખા ઉપાયો યોજવા પ્રાંતિય સરકાર અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓની એક પરિષદ ટેકસ્ટાઇલ કમીશ્નરના પ્રમુખ પદે બોલાવવામાં આવી છે. મીલો ને વ્યાપારીઓને તેમની કેટલીક ગેરરીતીઓ માટે ટેકસ્ટાઇલ કમીશ્નરે જે ચેતવણી આપી છે તેમાં આ પરિષદ પોતાનો સુર પૂરે છે અને જરૂર પડે વેચાણ માટે લાયસન્સ આપવાની પદ્ધતિ ગ્રહણ કરવા જેવાં સખત પગલાં પણ ભરવામાં આવશે તે હકીકતને અનુમતિ આપે છે.

મુંબાઇ પ્રાંત હિંદનું ૭૫ ટકા કાપડ ઉત્પન્ન કરે છે તેના બધા પ્રતિનિધિઓ આ પરિષદમાં છે. એમના સહૃદય સાથ ને સહકારથી આ પ્રાંતના વહેંચણીના કેન્દ્રોના વ્યાપારીઓ આ ધારાનો બરાબર અમલ કરશે તો પરિણામે હિંદનાં બીજાં કેન્દ્રોમાં પણ યોગ્ય કીમતે માલ મળશે.

## ૧૫

## મુંબાઈ : તારીખ ૧૦ એપ્રિલ ૧૯૪૪

મુંબાઈના અને હિંદના બીજા વિભાગોના છૂટક વ્યાપારીઓ અને જથાબંધ વ્યાપારીઓને નિયમન કરેલી કીમતે સુતરાઉ કાપડ અને સુતર મેળવતાં ઘણી જ મુશ્કેલી નડે છે એવી ફરિયાદો ટેક્સ્ટાઇલ કમીસ્નરની ઑફીસમાં નોંધાઇ છે તેથી એ પ્રશ્નની ઝીણવટ ભરી તપાસ ચલાવવામાં આવી છે અને પરિણામે સુતરાઉ કાપડ અને સુતરનો કેટલો જથો હસ્તિમાં છે તે નક્કી કરવા મુંબાઇ તથા અને બીજાં સ્થળોએ નાના વ્યાપારીઓને નિયમન કરેલી કીમતે સુતરાઉ કાપડ અને સુતર પૂરું પાડવામાં આવે તે માટે ટેક્સ્ટાઇલ કમીસ્નરે મુંબાઇના મોટા જથાબંધ વ્યાપારીઓ પાસે તેમના જથાનાં પત્રકો માગવાં ને તે જથા સ્થગિત કરવા એવો નિર્ણય કરવામાં આવ્યો છે. એવા જથાનાં જે પત્રકો મળ્યાં છે તે ઉપરથી જણાય છે કે નાના વ્યાપારીઓને કાપડ અને સુતર મેળવતાં પડતી મુસ્કેલીઓ જથાની તંગીને આભારી તો નથી જ.

ટેક્સ્ટાઇલ કમીશ્નરે જે માલ સ્થગિત કર્યો છે તેમાંથી મુંબાઇ અને હિંદના વિભાગોના હરેક વ્યાપારીઓને નિયમન કરેલી કીમતે પોતે નક્કી કરેલી વ્યાજબી જથાની ડીલીવરી આપશે. મુંબાઇ, બેલાર્ડ એસ્ટેઇટ, વીટેટ રોડ, હરારવાળા બીલ્ડીંગમાં ટેક્સ્ટાઇલ કમીસ્નરની ઑફીસમાંથી એ જથાની સંપૂર્ણ માહિતી મળી શકશે માટે તેવા વ્યાપારીઓએ ત્યાં તપાસ કરવી. ઉપરના જથામાંથી જે વ્યાપારીને કાપડ જોઇતું હોય તેણે પોતે ઇસ્વી સન ૧૯૪૩ પહેલાંથી પોતે કાપડનો ધંધો કરે છે એવું પ્રમાણપત્ર પોતાના ગામના કાપડ ખાતાના યોગ્ય સરકારી અધિકારી પાસેથી મેળવી અરજ કરવી.

પોતે કહે તેવી કોઈ પણ વ્યક્તિને પોતાનો જથ્થો વેચવાની કોઇ પણ મેન્યુફેક્ચરર અને વ્યાપારીને ફરજ પાડવાની ટેક્સ્ટાઇલ કમીશ્નરને સત્તા આપવામાં આવી છે.

૧૬

## મુંબાઇ : તારીખ ૨ મે ૧૯૪૪

ટ્રાન્સપોર્ટની મુશ્કેલીઓ હજી ચાલુ હોવાથી ઓકટોબર, નવેમ્બરમાં ટેક્સ માર્કના શિક્કા મારેલા કાપડ અને સુતર વેચી નાખવાની મુદત તારીખ ૩૦ જુન ૧૯૪૪ સુધી લંબાવવામાં આવી છે.

૧૭

## મુંબાઈ : તારીખ ૨૨ મે ૧૯૪૪

મેન્યુફેક્ચરરોએ મીલની બહાર મોકલવામાં આવતા સુતરની દરેક ગાંસડી યા પેટી પર ચોઢેલા દરેક બંડલ પરના લેબલ ઉપર મીલને ઝાંપે ઠરાવેલી કીમત અને છૂટક કીમત છાપવી. આ જાહેરાત તાબડતોબ અમલમાં આવશે.

૧૮

## મુંબાઇ : તારીખ ૨૪ મે ૧૯૪૪

આ નવા ખાતાનો પહેલો હેતુ હિંદના લોકોને વ્યાજબી કીમતે કાપડ મળતું રહે તેવી યોજના કરવાનો છે એવું ઉદ્યોગો અને જનતાની જરુરીઆતો પૂરી પાડનાર ખાતાના હિન્દ સરકારના મંત્રી મી. એમ. એસ. એ. હૈદરીએ તારીખ ૧ જુન ૧૯૪૩ના રોજ ટેક્સ્ટાઇલ ઉદ્યોગના પ્રતિનિધિઓની સભામાં પ્રાસંગિક પ્રવચન કરતાં જણાવ્યું હતું. એ હેતુ પાર પાડવા નિયમનની યોજના માટે એ ઉદ્યોગના પ્રતિનિધિઓને વિશ્વાસમાં લઇ તેઓ સૂચવે તેવા ફેરફાર સરકારે કરવાના હતા.

ટેકસ્ટાઇલ ઉદ્યોગે તેનો સુંદર જવાબ વાળ્યો છે ને ટેકસ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડની પહેલી જયંતિ ઉજવાય તેના થોડા :દિવસો પહેલાં આ દેશના લોકોને કાપડ પૂરૂં પાડવામાં ને કીમત ઘટાડવામાં ઘણી પ્રગતિ કરવામાં આવી છે તેનો કોઈ ઈન્કાર કરી શકશે નહિ. પોતાના દેશબંધુઓને જોઈતું કાપડ પૂરૂં પાડવાને બદલે નફો મેળવવામાં પડી જઇ, કાળા બજારની લાલચ ન રોકી શકનાર કેટલાક મેન્યુફેકચરરો અને વ્યાપારીઓએ પ્રગતિ રોકી છે. સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાનો ભંગ કરવાના પ્રયત્નો નાબૂદ કરવા અને કાળા બજારનું નામનિશાન મિટાવી દેવાના કાર્યમાં ટેકસ્ટાઇલ કમીશ્નર અને સરકારને ટેકસ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડના પોતાના પ્રતિનિધિઓએ હંમેશાં સહકાર આપ્યો છે એવું મુંબાઈ મીલ માલિક મંડળે જાહેર કર્યું છે. આ માટે ટેકસ્ટાઇલ કન્ટ્રોલ બોર્ડ જે પગલાં ભરશે તેને ટેકસ્ટાઈલ કન્ટ્રોલ બોર્ડનો જ નહિ પણ મુંબાઈ મીલ મંડળનો પણ પૂરેપૂરો સાથ મળશે.

કાળાં બજાર સામે નવો મોરચો માંડવાની હવે તક આવી છે એમ ઉંડા વિચાર પછી હવે હિંદ સરકારે ઠરાવ્યું છે. આજે ટેકસ્ટાઈલ કમીશ્નરે મુંબાઇમાં શ્રી રામ મીલ્સ અને શેકસરીઆ મીલ્સ કબજે લીધી છે અને તે ચલાવવા કન્ટ્રોલર નીમ્યા છે. તે ઉપરાંત બીજી સાત મીલોનું ઉત્પાદન કબજે કરવામાં આવ્યું છે.

જે બજારોમાં ખાસ તંગી હોય ત્યાં નિયમન કરેલી કીમતે તેનુ કાપડ પહોંચાડવા ટેકસ્ટાઇલ કમીશ્નરે યોજના કરી છે.

સ્વચ્છંદી વ્યાપારીઓ વિરૂદ્ધ પણ સાથે સાથે પગલાં લેવામાં આવ્યાં છે અને એપ્રિલ ૧ા તે પહેલાં ટેકસમાર્ક કરેલું તમામ કાપડ તેમજ અત્યાર સુધી ટેકમાર્કથી તેમજ વેચાણ મુદતથી બાકાત રાખેલું, હાથે છાપેલું, કાપડ તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૪ પહેલાં વેચી નાખવા ઠરાવ્યું છે.

કાળા બજાર સામેના આ મોરચામાં પૂરેપૂરો સહકાર આપવા પ્રાંતિય સરકારને પણ વિનંતિ કરવામાં આવી છે. મધ્યસ્થ સરકારના અને ટેકસ્ટાઇલ ઉદ્યોગના પ્રયત્નો, અસહકારી લઘુમતિથી દબાઈ જશે નહિ એવો સરકારે નિર્ધાર કર્યો છે અને કાળા બજારની ગેરપ્રવૃત્તિ સાવ બંધ પડે તે માટે જરૂરી તમામ પગલાં લેતાં સરકાર જરા પણ સંકોચ રાખશે નહિ.

## ૧૯

## મુંબાઈ : તારીખ ૨૫ મે ૧૯૪૪

મીલમાં તૈયાર થયેલું કાપડ જે મુદતમાં વેચી નાખવાનું ઠરાવ્યું છે તે જ મુદતમાં હાથે છાપેલું કાપડ પણ વેચી નાખવું એવી ટેકસ્ટાઇલ કમીસ્નરે જાહેરાત કરી છે. હાથે છાપેલા કાપડનું મુલ્યાંકન કરવાનું અને મીલ કાપડ પેઠે તેના પર પણ શિક્કા મારવાનું કાર્ય હાથ ધરવા તેમણે પ્રાંતિય સરકારને વિનંતિ પણ કરી છે. એટલે ટુંક મુદતમાં એ યોજના પણ અમલમાં આવશે.

એપ્રિલ ૧૯૪૪ કે તે પહેલાં પ્રાંતિય સરકારે T. C. B શિક્કા મારેલા કાપડ અને હાથે છાપેલા કાપડનો સમાવેશ કરતાં, એપ્રિલ ૧૯૪૪ કે તે પહેલાં ટેકસ માર્ક કરાવેલા યા પેક કરેલા કાપડને વેચી નાખવાની છેલ્લી તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૪ ઠરાવી જાહેરાત કરવામાં આવી છે. નાના જથા ધરાવનાર વ્યાપારીઓને પ્રાંતિય સરકારે બાકાત રાખ્યા હોય તેવા મુલ્યાંકન કે ટેકસ માર્ક કર્યા વિનાના કાપડના નાના જથા વેચવા માટે પણ આ છેલ્લી તારીખ ગણાશે એટલે તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૪ પહેલાં તમામ કાપડ વેચી નાખવાનું જ છે. તમામ વ્યાપારીઓ પોતાનો જથો છૂટક વ્યાપારીઓને વેચી નાખવાનું યોગ્ય ગણશે જ.

## ૨૦

## મુંબાઈ : તારીખ ૭ જૂન ૧૯૪૪

જે વ્યાપારીઓએ સરકાર સાથે કબાલા કર્યા હોય તે વ્યાપારીઓને કાપડ યા સુતર વેચવા યા તેની ડીલીવરી આપવા ટેકસ્ટાઈલ કમીશ્નરે મેન્યુફેકચરરને પરવાનગી આપી છે. પરંતુ મેન્યુફેકચરરે એવા વ્યાપારીઓ પાસે કાપડ અને/યા સુતરની જરૂર હોય તેવા કબાલાના નંબર અને તારીખ મેળવી લેવી પડશે. તેમજ દરેક વિગત સાથે વેચાણનો હેવાલ ટેકસ્ટાઈલ કમીશ્નરને મોકલી આપવો પડશે.

## ૨૧

## મુંબાઈ : તારીખ ૮ જૂન ૧૯૪૪

જે મેન્યુફેકચરર પાસે તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪ ના રોજ પચીસ સાંચાશાળ કે વધારે હોય તેમણે પોતાના ઉત્પાદન પર પોતે નકકી કરે તે કન્ટ્રોલ કીમત છાપવી પડશે, એવો અગાઉ તારીખ ૧૮ ફેબ્રુઆરી ૧૯૪૪ના રોજ ટેકસ્ટાઇલ કમીશ્નરે પોતાનો નિર્ણય જાહેર કર્યો હતો.

છતાં પચીસ કે વધારે સાંચાશાળ ધરાવનાર મેન્યુફેકચરરનું કાપડ કીમત છાપવામાંથી બાકાત રાખ્યું હતું. તે બાકાતીની મુદત એક મહિનો વધારે લંબાવવા ટેકસ્ટાઇલ કમીશ્નરે નિર્ણય કર્યો છે છતાં આ સાંચાશાળના ઉત્પાદન ઉપર તારીખ ૧ જૂલાઇ ૧૯૪૪ થી તો કંટ્રોલ કીમત છાપવી જ પડશે.

## ૨૨

## મુંબાઈ : તારીખ ૧૩ જૂન ૧૯૪૪

તારીખ ૮ જૂન ૧૯૪૪ થી હિંદ સંરક્ષણ ધારા નીચે એક હૂકમ બહાર પાડી, હિંદ સરકારે બ્રિટીશ હિંદમાંના કોઇ પણ

સ્થળથી જંજીરા યા ખંભાતનાં રાજ્યો યા પશ્ચિમ હિંદ સ્ટેઇટ્સ એજન્સીમાંનાં કોઇ પણ રાજ્યોના કોઇ પણ સ્થળે, ટેકસ્ટાઇલ કમીશ્નરના યા અમદાવાદ જીલ્લામાંથી રવાના થતા માલ માટે જીલ્લા કલેકટરના ખાસ પરવાના સિવાય, જમીન માર્ગે યા દરિયા માર્ગે, કાપડ યા સુતરની હેરફેર કરવાની મનાઇ કરી છે.

## ૨૩

## મુંબાઈ : તારીખ ૨૨ જૂન ૧૯૪૪

જે કોઇ પણ વ્યાપારી કોઈ પણ મીલને યા વણકરના બીજા કોઇ પણ વર્ગને કાપડ તયાર કરવા સુતર વેચે તો સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા નીચે નક્કી કરેલી પૂરેપૂરી કિંમત તે લઈ શકે એવી બજારમાં ચાલુ માન્યતા છે પરંતુ આ માન્યતા ખોટી છે. એવો વ્યાપારી ફક્ત મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીમત ઉપરાંત આ ધારાની કલમ ૧૨ નીચે મંજુર કરેલો ગાળો જ લઈ શકેઃ વેચાણના સ્થળ મુજબ તે ગાળો ૩ કે ૭½ ટકા હોઈ શકે. આ ધારામાં આપેલી વ્યાખ્યા મુજબ મીલને ઘરાક ગણવાની નથી. ઉપર જણાવ્યા કરતાં વધારે કીમતે જે કોઇ વ્યાપારી સુતર વેચશે તે ગુન્હેગાર લેખાશે ને તેના પર કામ ચલાવવામાં આવશે.

## ૨૪

## મુંબાઈ : તારીખ ૭ જુલાઈ ૧૯૪૪

તારીખ ૧ જાન્યુઆરી ૧૯૪૪ ના રોજ પચીસ કે તેથી વધારે સાંચાશાળ ધરાવનાર અને કોઈ પણ પ્રકારનું સુતર તૈયાર ન કરનાર મેન્યુફેકચરરે તારીખ ૧ મે ૧૯૪૪ થી પોતાના ઉત્પાદન ઉપર કીમત છાપવી પડશે એવું ટેકસ્ટાઈલ કમીશ્નરે તારીખ ૧૮ ફેબ્રુઆરી ૧૯૪૪ ના રોજ જાહેર કર્યું હતું. તે મુદત લંબાવી પછીથી તારીખ ૧ જુલાઈ ૧૯૪૪ કરવામાં આવી હતી.

પરંતુ આ સાંચાશાળની દરેક કીમતની યાદીઓ તૈયાર કરવામાં ને પ્રગટ કરવામાં વ્યવહારૂ મુશ્કેલીઓ નડવાથી, મજકુર મુદ્દત લંબાવી છેવટની તારીખ ૧ ઑગસ્ટ ૧૯૪૪ રાખવામાં આવી છે. તારીખ ૧ ઓગસ્ટ ૧૯૪૪ના રોજ પચીસ કે વધારે સાંચા શાળ ધરાવતા હોય તેવા દરેક માલિકોએ તે તારીખથી પોતાના ઉત્પાદન પર કીમત છાપવી પડશે.

## ૨૫

### મુંબાઈ : તારીખ ૧૧ જુલાઈ ૧૯૪૪

ઉનાળાની ઋતુ માટે શિક્કા માર્યા સિવાય રાખેલો માલ તારીખ ૩૦ જૂન ૧૯૪૪ સુધીમાં વેચી નાખવાનો ઠરાવ્યો હતો. પરંતુ તારીખ ૨૧ મે ૧૯૪૪ ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાતથી તમામ વ્યાપારીઓને કાપડની કેટલીક જાતો તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૪ પહેલાં કાઢી નાખવાનો અધિકાર આપવામાં આવ્યો છે. તેમાં ઉપર્યુક્ત માલનો પણ હવે સમાવેશ કરવામાં આવ્યો છે.

## ૨૬

### મુંબાઈ : તારીખ ૧૭ જુલાઈ ૧૯૪૪

મુંબાઈની મીલો ને વ્યાપારીઓને રેલ્વે વ્યવહારની સગવડો મળતી નથી. તેથી ખરીદેલો માલ પણ પોતાને મળી શકતો નથી એવી મુંબાઇની મીલો ને વ્યાપારીઓ પાસેથી કાપડ ખરીદનાર હિંદભરની વ્યક્તિઓ તરફથી ફરિયાદ આવી છે.

મુંબાઇની મીલો અને વ્યાપારીઓએ માલ મોકલવો હોય તો તેમણે તે દરેક સ્થળ ને ગાંસડીનો નંબર ટેક્સ્ટાઇલ કમીશ્નર પાસે નોંધાવવો. એ નોંધણીના ક્રમ પ્રમાણે જ પછી સખ્તાઈથી વર્તવામાં આવે છે. તે પ્રમાણે મીલો અને વ્યાપારીઓએ પોતપોતાનો માલ રેલ્વે ડેપો પર રવાના કરવા મોકલી આપવો અને રેલ્વે તે જરૂર સ્વીકારી લેશે.

મુંબાઈથી હિંદભરમાં ઘરાકોને મોકલવા તારીખ ૫ મે ૧૯૪૪ પહેલાં નોંધાવેલી કાપડની દરેક ગાંસડી રવાના થઇ ચૂકી છે. જી. આઇ. પી. રેલ્વે મારફતે રવાના થતાં સ્થળો માટે, તારીખ ૧૩ જૂન ૧૯૪૪ પહેલાં નોંધાયલી દરેક ગાંસડી રવાના થઇ ચૂકી છે.

આ તારીખો પહેલાં જે વ્યાપારીઓના સોદા મુંબાઈની મીલો કે વ્યાપારીઓએ સ્વીકાર્યા હોય તેમણે પોતાનો માલ રવાના કરવા સમયસર નોંધાવ્યો નહિ હોય તેથી જ તે રવાના થયો નથી. રેલ્વે કંપની કે ટેક્સ્ટાઇલ કમીશ્નરની ઓફીસનો તેમાં બીલકુલ દોષ નથી. બલ્કે જેમની સાથે સોદો કરવામાં આવ્યો હોય તે વ્યક્તિઓ જ વિલંબ માટે જવાબદાર છે.

પરંતુ પશ્ચિમ હિંદ સ્ટેટ્સ એજન્સીનાં રાજ્યો, ખંભાત, જાવરા યા જંજીરા રાજ્યોનાં કોઈ પણ સ્થળે, હાલ કાપડ યા સુતર મોકલવાની પરવાનગી આપવામાં આવતી નથી. તેમ જ કરાંચી, સિંધ અને મદ્રાસની દક્ષિણે આવેલા, દક્ષિણ હિંદના દરેક સ્થળે, દરિયા માર્ગે નિકાશ કરવાનું ફરમાવવામાં આવ્યું છે. એટલે આ વિસ્તારો સાથે ઉપરની યોજનાને કાંઇ જ નિસ્બત નથી.

## મુંબઇ : તારીખ ૨૩ ઑગસ્ટ ૧૯૪૪

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા : ૧૯૪૩ ની કલમ ૧૮ અ ની પેટા કલમ અ થી મને અપાયલી સત્તા અનુસાર અને તારીખ ૭ જૂલાઈ ૧૯૪૪ ના ટેક્સ્ટાઇલ કમીશ્નરના સરક્યુલરના પેટા પેરા (૧) સુધારી, હું કોઇ પણ મેન્યુફેક્ચરરને મીલમાંથી વ્યાજબી જથામાં સીધા ઘરાકોને માલ વેચવા અને તેની ડીલીવરી આપવા પરવાનગી આપું છું પરંતુ કોઇ પણ વર્ષમાં એવી રીતે વેચાયલા કાપડનો જથો એ વર્ષના એના કુલ વેચાણ કરતાં બે ટકાથી વધારે હોઈ શકશે નહિ.

# પરિશિષ્ઠ

## ૧

## કાપડ અને સુતર નિયમન ધારા : ૧૯૪૩

## સુધારા ને જાહેરાતો

### ૧૫ અ

**નં.ટી.સી.૩૪ ટેક્સ અ (૧૫)૧/૪૩: મુંબાઈ: તા. ૨ સપ્ટેમ્બર ૧૯૪૩**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા : ૧૯૪૩ ની કલમ ૨૧ થી મને અપાયલી સત્તા અનુસાર અને તારીખ ૨૯ જૂલાઈ ૧૯૪૩ અને તારીખ ૧૪ ઓગસ્ટ ૧૯૪૩ ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ૩૪ ટેક્સ (૧૫)/૪૩ રદ કરી, મધ્યસ્થ સરકારની પરવાનગીથી, હું નીચેના કોઠામાં ખાના ૧ માં દર્શાવેલા દરેક અમલદારને, ખાના ૨ માં દર્શાવેલા વિસ્તારમાં, ટેક્સ્ટાઇલ કમીશ્નરની નીચેની ફરજો બજાવવા સત્તા આપું છું :

એ ધારાની

(૧) ટેક્સ્ટાઇલ કમીશ્નરની અગાઉથી સંમતિ મેળવી કલમ ૧૪ પેટા કલમ ૨

(૨) વ્યાપારીઓ અને વ્યાપારીએ પોતાના કાપડ યા સુતર જેને ત્યાં સાનમાં મૂક્યાં હોય તે વ્યક્તિઓ પરત્વે કલમ ૧૬

(૩) કલમ ૧૯

નીચેની ફરજો.

૧

**ગવર્નરના પ્રાંતો**

| | |
|---|---|
| ૧ ડીરેકટર ઓફ ઇંડસ્ટ્રીઝ : આસામ | આસામ |
| ૨ ડીરેકટર ઓફ સિવિલ સપ્લાઈઝ : બંગાળ | બંગાળ |

| | |
|---|---|
| ૩ ડીરેકટર ઑફ ઇંડસ્ટ્રીઝ : બિહાર | બિહાર |
| ૪ સપ્લાય કમીશ્નર અને ડીરેકટર ઑફ ઇંડસ્ટ્રીઝ: મુંબાઇ | મુંબાઇ |
| ૫ ડીરેકટર ઑફ ઇંડસ્ટ્રીઝ : મધ્ય પ્રાંતો ને વરાડ | મધ્ય પ્રાંતો ને વરાડ |
| ૬ યાર્ન કમીશ્નર, આસીસ્ટંટ યાર્ન કમીશ્નર, સ્ટેન્ડર્ડ કાપડ માટેના ખાસ ડેપ્યુટી કલેકટર અને કેનવાસર : મદ્રાસ | મદ્રાસ |
| ૭ સરકારી મહેસુલ ખાતાના ઉપમંત્રી: પેશાવર | સરહદ પ્રાંત |
| ૮ કંટ્રોલર ઑફ સપ્લાઈઝ ને ટ્રાન્સપોર્ટ : ઓરીસા | ઓરીસા |
| ૯ સરકારી રાજકીય ખાતાના ઉપમંત્રી : લાહોર | પંજાબ |
| ૧૦ ડીરેકટર ઑફ સિવિલ સપ્લાઇઝ: સિંધ | સિંધ |
| ૧૧ સરકારી ઉપમંત્રી, જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતું : લખનૌ | સંયુકત પ્રાંત |
| ૧૨ ઉપરના કોઇ પણ પ્રાંતોના વિભાગોના કમીશ્નરો ને જીલ્લા મેજીસ્ટ્રેટો | દરેકના વિભાગ યા |
| ૧૩ જીલ્લાના ટેકસ્ટાઇલ કંટ્રોલ ઓફીસર | જીલ્લા |

## ચીફ કમીશ્નરના પ્રાંતો

| | |
|---|---|
| ૧ યાર્ન કમીશ્નર : અજમેર મેરવાડા | અજમેર મેરવાડા |
| ૨ ડીરેકટર ઑફ ફુડ સપ્લાઈઝ: બલુચિસ્તાન | બ્રીટીશ બલુચિસ્તાન |
| ૩ આસીસ્ટંટ કમીશ્નર : મરકારા | કુર્ગ |
| ૪ ડેપ્યુટી કમીશ્નર: દિલ્હી | દિલ્હી |

## વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટ્સ એજંસી

| | |
|---|---|
| ૧ ઓફીસર ઈન ચાર્જ : રાજકોટ સિવિલ સ્ટેશન | રાજકોટ સિવિલ સ્ટેશન |
| ૨ પોલીટીકલ એજંટ ; | પશ્ચિમ |

| | |
|---|---|
| પશ્ચિમ કાઠિયાવાડ એજંસી | કાઠિયાવાડ એજંસીની રેલ્વેની જમીન |
| ૩ પોલીટીકલ એજંટ : પૂર્વ કાઠિયાવાડ એજંસી | પૂર્વ કાઠિયાવાડ એજંસીની રેલ્વેની જમીન |
| ૪ પોલીટીકલ એજંટ : સાબરકાંઠા એજંસી | સાબરકાંઠા એજંસીમાં સદર બજાર અને રેલ્વેની જમીનો |

### ૩૦ અ

**નં.૩૪ ટેકસ(૧)૯/૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૧૪ ઓકટોબર ૧૯૪૩**

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મધ્યસ્થ સરકાર, સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા: ૧૯૪૩ માં નીચેના વધારે સુધારા ફરમાવે છે:

આ ધારાની કલમ ૧૩ માં

(૧) પેટા કલમ (૨) અને (૩) બદલે નીચેની પેટા કલમો મૂકવી:

(૨) એવી રીતે શિક્કા મારેલું કોઇ પણ કાપડ યા સુતર, તોડેલી ગાંસડીઓમાં પેક કર્યાની તારીખથી ત્રણ મહિના કરતાં વધારે રાખી શકશે નહિ.

(૨) પેટા કલમ (૪) ને પેટા કલમ (૩) ગણવી.

### ૫૦ અ

**નં. ૩૪ ટેકસ અ (૧૫) ૨/૪૩ : મુંબાઈ : તારીખ ૩૧ ડીસેંબર ૧૯૪૩**

૧ સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારા: ૧૯૪૩ ની કલમ ૧૦ અનુસાર અને આ વિષયના અગાઉના તમામ હૂકમો રદ કરી,

પરિશિષ્ટ ब માં આપેલી જાત ને વર્ણન વાળા કાપડ તે પરિશિષ્ઠમાં દર્શાવેલી મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીમતે અને છૂટક કીમતે તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ પછી વેચવામાં આવશે.

પરંતુ તારીખ ૩૦ ડીસેમ્બર ૧૯૪૩ ની ટેક્સ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં ૩૪ ટેક્સ अ (૧૫) ૪૩ થી કબજે રાખવાનો અધિકાર મેળવેલા, તારીખ ૧ ઓગસ્ટ ૧૯૪૩ પહેલાં તૈયાર કરેલા, કોઈ પણ કાપડની વધારેમાં વધારે છૂટક વેચાણ કીમત, પ્રાંતીય સરકારની સૂચના મુજબ છાપવામાં આવશે.

૨ મેન્યુફેક્ચરરે વેચેલા કાપડ યા સુતર ઉપર બીજા મેન્યુફેક્ચરરને કામ કરવાનું હોય તો તેવો બીજો મેન્યુફેક્ચરર, નીચે પરિશિષ્ઠ अ માં બતાવેલા વધારેમાં ખર્ચ યા જો ઓછી હોય તો ખર્ચની કબાલાની રકમ ઉમેરી, પોતાની વધારેમાં વધારે કીમત છાપશે. એ કાપડ યા સુતરની મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે કીમત યા જો ઓછી હોય તો કબાલા કીમતમાં આવું ખર્ચ ઉમેરવામાં આવશે.

આ જાહેરાત મુજબ તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૪૩ પછી આવો બીજો મેન્યુફેક્ચરર, ડીલીવરી આપવાના તમામ કાપડ યા સુતર ઉપર, ઉપર જણાવેલી રીતે, મીલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે વેચાણ કીમત તથા તેના વીસ ટકા ઉમેરી છૂટક વેચાણ કીમત છાપશે.

૩ જાહેર કરેલી કીમત મીલને ઝાંપે ઠરાવેલી અને છૂટક વધારેમાં વધારે વેચાણ કીમત છે. એમાં કોઈ પણ પ્રકારનો ઉમેરો કરી શકાશે નહિ. દલાલી, કમીશન, ડિસ્કાઉન્ટ, સાહ્રી વગેરે અપાતાં જાણીતાં વળતરોનો એમાં સમાવેશ કરેલો જ છે.

૪ તારીખ ૨૩ નવેમ્બર ૧૯૪૩ની મારી જાહેરાત નં. ૩૪ ટેક્સ अ (૧૫) ૨/૪૩ માં જણાવેલા શિક્કા ઉપરાંત, તારીખ ૩૧

ડીસેમ્બર ૧૯૪૩ પછી મેન્યુફેક્ચરરે પેક કરેલા દરેક પ્રકારના કાપડ ઉપર ½" થી ઓછા નહિ એવી ઉંચાઈના અક્ષરો ને આંકડામાં નીચેના શિક્કા મારશેઃ

(૧) સુતરાઉ કાપડ

अ નંગથી વેચાતા કાપડના દરેક કકડા, ફરદી, સાડી, ટુવાલ, ચાદર કે એવી કોઈ પણ વસ્તુ પર મેન્યુફેક્ચરર, પરિશિષ્ઠ ब ના ખાના ૩ માં જણાવેલા મેન્યુફેક્ચરરના નંબરના શિક્કા મારશે.

ब પેટા કલમ क માં દર્શાવેલી વસ્તુઓ સિવાય કાપડના દરેક કકડા ઉપર છેડેથી એક વાર કરતાં વધારે અંતર ન રહે તેવી રીતે નીચેના શિક્કા મારશેઃ

(૧) નીચે પરિશિષ્ઠ बમાં ખાના ૪ अ માં દર્શાવેલી માલને ઝાંપે ઠરાવેલી વધારેમાં વધારે વેચાણ કીમત યા કબાલા કિંમત યા એમાંથી જે ઓછી હોય તે.

નોંધ : કકડાની લંબાઈ પરિશિષ્ઠ ब ના ખાના ૪ ब માં જણાવેલી સ્ટેન્ડર્ડ લંબાઇ ન હોય તો તે લંબાઇના પ્રમાણના કકડાની કીમત યા પૂરેપૂરી પાઈની ગણત્રી કરી વારના હિસાબે થતી કીમત છાપશે.

અને

(૨) નીચે પરિશિષ્ઠ ब માં દર્શાવેલી દર વારે વધારેમાં વધારે છૂટક વેચાણ કીમત યા વીસ ટકા ચઢાવી કબાલા કીમત યા તે એમાંથી જે ઓછી હોય તે.

क ધોતિયાં, સાડીઓ, ટુવાલ, ચાદર અને નંગથી વેચાતી બીજી વસ્તુઓ :

ઉપર ब ૧ તથા ब ૨ માં દર્શાવેલી નંગની કિંમત દરેક નંગ

પર અને જો એકથી વધારે કકડા હોય તો દરેક કકડા ઉપર છાપશે.

(૨) સુતર

તારીખ ૨૩ નવેમ્બર ૧૯૪૩ ની મારી જાહેરાત નં. ૩૪ ટેક્સ અ (૧૫) ૨/૪૩ થી નક્કી કરેલા ટેક્સ માર્ક ને પેકીંગનો મહિનો દર્શાવતાં લેબલ પર નીચેની હકીકત છાપશેઃ

અ તારીખ ૧૧ ડીસેમ્બર ૧૯૪૩ ની મારી જાહેરાત નં. ૩૪ ટેક્સ અ (૧૫) ૨/૪૩ થી નક્કી કરેલી મીલને ઝાંપે વધારેમાં વધારે કીમત યા કબાલા કીમત યા તે બન્નેમાં જે ઓછી હોય તે કીમત

અને

બ તારીખ ૧૧ ડીસેમ્બર ૧૯૪૩ ની મારી જાહેરાત નં. ૩૪ ટેક્સ અ (૧૫) ૨/૪૩ થી નક્કી કરેલી વધારેમાં વધારે છૂટક વેચાણ કીમત યા વીસ ટકા ઉમેરી કબાલા કીમત યા બન્નેમાં જે ઓછી હોય તે કીમત.

**૫** નીચેની વસ્તુઓને આ જાહેરાત લાગુ પડશે નહિ :

(૧) હાથવણાટનું કાપડ

(૨) હાથે કાંતેલુ સુતર

(૩) હિંદમાં વેચાણ માટે નહિ એવું નિકાશ માટે તૈયાર કરેલું કાપડ યા સુતર

(૪) મેન્યુફેક્ચરર પાસેથી સરકારે સીધું ખરીદ કરેલું, સ્ટેન્ડર્ડ કાપડ સુદ્ધાંત, કાપડ અને સુતર

(૫) પાંચ વારથી વધારે લંબાઈ ન હોય તેવું નુકસાની કાપડ યા કાપડના બીજા નાના કકડા

(૬) હાથે છાપેલું કાપડ : અને

(૭) સુતર તૈયાર ન કરનાર મેન્યુફેક્ચરરે તૈયાર કરેલું કાપડ

## પરિશિષ્ઠ अ

કાપડ અને સુતરના મેન્યુફેક્ચરર સિવાય તમામ પ્રોસેસરને ધોવાના, રંગવાનાં, ફીનીશીંગ અને બીજાં પ્રોસેસીંગ ખર્ચ લાગુ પડે છે :

**૧ કાપડ**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ધોવાનાં અને ફીનીશીંગ ખર્ચ | દર | રતલે | ૪ | આના |
| ૨ એક ફીલીંગ ખર્ચ | ,, | ,, | ૧/૨ | ,, |
| ૩ ૬૦૬ વોર્પ અને વધારે કાપડનું ફીનીશીંગ ખર્ચ | ,, | ,, | ૧/૪ | ,, |
| ૪ કકડાની રંગાઈ : | | | | |
| अ સાદો કાચો રંગ | | | | |
| (૧) આછો | ,, | ,, | ૬ | ,, |
| (૨) ઘેરો | ,, | ,, | ૭ | ,, |
| ब પાકા નેપ્થોલથી રંગેલા દરેક રંગ | ,, | ,, | ૨૦ | ,, |
| क સલ્ફરથી રંગેલા દરેક રંગ | ,, | ,, | ૨૦ | ,, |
| ड હાઇડ્રો બ્લ્યુ રંગે રંગેલા | ,, | ,, | ૧૨ | ,, |
| इ ખનીજ ખાખી રંગ | ,, | ,, | ૭ | ,, |
| ई વનસ્પતિ ખાખી રંગ | ,, | ,, | ૩૧/૨ | ,, |
| ૫ મર્સરાઈઝીંગ ખર્ચ | ,, | ,, | ૮ | ,, |
| ૬ રૂ રંગવાનું ખર્ચ | | | | |
| अ ઇન્ડેન્થરેન ને નેપ્થોલથી પૂરેપૂરા રંગેલા સુતર : વોર્પ યા વેફ્ટ રંગેલા રૂના | ,, | ,, | ૨૫ | ,, |

ब સલફરથી રંગેલા : વોર્પ યા
વેફ્ટ: રંગેલા રૂના „ „ ૨૪ „

વિવરણ : ઉપર આપેલા રંગવાના ખર્ચમાં, રંગકામ કરતાં પહેલાં કરવી પડતી ધોલાઈ કે સાફસુફીના ખર્ચનો સમાવેશ થાય છે. એટલે ઉપર બતાવેલા રંગવાના ખર્ચમાં ધોલાઇ કે સાફસુફીનું ખર્ચ ઉમેરવું નહિ.

૭ રોલર છાપકામ :

अ ૨૬" સુદ્ધાંત ૨૬" સુધીની તમામ પહોળાઈનું કાપડ.

(૧) પાકા નેપ્થોલ રંગ :

| | | | |
|---|---|---|---|
| (अ) એક રંગી છાપકામ | દર વારે | ૪ | આના |
| (ब) દ્વિરંગી છાપકામ | „ | ૪½ | „ |
| (क) ત્રિરંગી છાપકામ | „ | ૫ | „ |
| (ड) દરેક વધારાના રંગનું છાપકામ | „ | ½ | „ |

દરેક રંગે ઉમેરવા.

(૨) સીધા, અસલ કે કાચા રંગ :

| | | | |
|---|---|---|---|
| (अ) એક રંગી છાપકામ | દર વારે | ૨ | આના |
| (ब) દ્વિરંગી છાપકામ | „ | ૨¼ | „ |
| (क) ત્રિરંગી છાપકામ | „ | ૨½ | „ |
| (ड) દરેક વધારાના રંગનું છાપકામ | „ | ¼ | „ |

દરેક રંગે ઉમેરવો.

ब ૨૬" કરતાં વધારે પહોળાઈના આપેલા ખર્ચ ઉપરથી પ્રમાણમાં ખર્ચ ગણી કાઢવું.

વિવરણ : જરૂર પડે એવી ધોલાઈ કે સાફસુફીનાં ખર્ચનો ઉપર આપેલા છાપકામના ખર્ચમાં સમાવેશ થાય છે.

૮ ઉપાડવાનું ખર્ચ.

| | |
|---|---|
| (अ) એક વારઃ બે બાજુ | દર રતલે ૩ પાઈ |
| (ब) બે વારઃ એક બાજુ | ,, ,, |
| (क) ત્રણ વારઃ વધારે બાજુ | ,, ૬ પાઈ |

(૨) સુતર

| | | | |
|---|---|---|---|
| ૧ ધોલાઈ | દર રતલે | ૨ | આના |
| ૨ મર્સરાઇઝીંગ ખર્ચ | ,, | ૮ | ,, |
| ૩ રંગાઈ | ,, | ૧૬ | ,, |
| (अ) આછા ને વચલા વળના ઘેરા પાકા રંગ. | ,, | ૨૦ | ,, |
| (ब) સાદા અસલ કાચા રંગ | ,, | ૬ | ,, |
| (क) સલફર રંગ | ,, | ૧૨ | ,, |

૪ વીઝીંગ અને કોનીંગ ખર્ચ :

કેઇસ પેકીંગ સુદ્ધાંત

| | | | |
|---|---|---|---|
| ૧૦ રતલ અને ૩૦s કાઉન્ટ સુધી | ,, | ૨૪ | ,, |

દસ રતલથી વધારે ને ૩૦s કાઉન્ટ ઉપર દર રતલે ૩૨ આના.

વિવરણ : (૧) ઉપર દર્શાવેલા દરેક કામ માટે વધારેમાં વધારે ખર્ચ ઠરાવવામાં આવ્યું છે.

(૨) કાપડ યા સુતરના વજનના રતલ પર ચોક્કસ કકડામાં બતાવેલું હોય તે પ્રમાણે વાર પર ગણેલું છે.

(૩) ફીનીશ કરેલા કાપડ યા સુતરના કોઈ પણ પેકીંગના ખર્ચનો ઉપરની રકમોમાં સમાવેશ થાય છે.

## પરિશિષ્ટ ब

(હિંદની મીલો અને તેમાં ઉત્પન્ન થતા કાપડની યાદી)

૯૩ અ

**નં. ટી. સી. (પ) ૩/૪૪ : મુંબાઇ : તારીખ ૧૮ મે ૧૯૪૪**

સુતરાઉ કાપડ અને સુતર નિયમન ધારાઃ ૧૯૪૩ કલમ ૨૧ થી મને અપાયલી સત્તા અનુસાર, અને મધ્યસ્થ સરકારની પરવાનગીથી, તારીખ પ ફેબ્રુઆરી ૧૯૪૪ની ટેકસ્ટાઇલ કમીશ્નરની જાહેરાત નં. ટી. સી. (પ) ૧/૪૪માં હું નીચેના સુધારા ફરમાવું છુંઃ

એ જાહેરાત નીચેના કોઠામાં ખાના ૧ માં 'ગવર્નરના પ્રાંતો' શીર્ષક નીચે વિગત ૪ બદલે નીચેની વિગત મૂકવીઃ

૪ પ્રાંતીય ટેકસ્ટાઇલ કન્ટ્રોલર : મુંબાઇ.

## ૨

## સુતરાઉ કાપડ હેરફેર નિયમન ધારા : ૧૯૪૩

## સુધારા

૪

**નં. ૨૬૫ અ ટી. એ./૪૩ : ન્યુ દિલ્હી : તારીખ ૩ જૂન ૧૯૪૪**

સુતરાઉ કાપડ હેરફેર નિયમન ધારા : ૧૯૪૩ની કલમ ૩ પેટા કલમ અ અનુસાર મધ્યસ્થ સરકાર, તારીખ ૨૩ ઓકટોબર ૧૯૪૩ના ઉદ્યોગો ને જનતાની જરૂરીઆત પૂરી પાડનાર ખાતામાં હિંદ સરકારની જાહેરાત નં. ૨૬૫ અ ટેક્સ ૪૩ સાથે પ્રગટ કરેલા સામાન્ય પરવાના નં. ૧ માં નીચેના વધારે સુધારા ફરમાવે છે :

એ સામાન્ય પરવાનાની કલમ ૨ પેટા કલમ ઙ માં "બિહાર અને બંગાળ" બદલે "બિહાર, બંગાળ અને પંજાબ" મૂકવું.

## ૫

### નં. ૨૬૫ (અ)ટી. એ./૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૧૫ લાઈ ૧૯૪૪

સુતરાઉ કાપડ હેરફેર નિયમન ધારા : ૧૦૪૩ની કલમ ૩ પેટા કલમ અ અનુસાર, મધ્યસ્થ સરકાર, તારીખ ૨૩ ઓકટોબર ૧૯૪૩ની જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતામાં હિંદ સરકારની જાહેરાત નંબર ૨૬૫ (અ) ટેકસ /૪૩ સાથે પ્રગટ કરેલા સામાન્ય પરવાના નંબરમાં નીચેના વધારે સુધારા ફરમાવે છે:

કલમ ૨ના અપવાદ ૪માં જ્યાં જ્યાં " ખંભાત અને જાવર રાજ્યો " હોય તે પહેલાં " જંજીરા " ઉમેરવું.

## ૬

### નં. ૨૬૫ (અ) ટી. એ./૪૩: ન્યુ દિલ્હી: તારીખ ૧૫ જુલાઈ ૧૯૪૪

સુતરાઉ કાપડ હેરફેર નિયમન ધારા : ૧૯૪૩ની કલમ ૩ પેટા કલમ અ અનુસાર, મધ્યસ્થ સરકાર, તારીખ ૨૩ ઓકટોબર ૧૯૪૩ની જનતાની જરૂરીઆતો પૂરી પાડનાર ખાતામાં હિંદ સરકારની જાહેરાત નંબર ૨૬૫ (અ) ટેકસ /૪૩ સાથે પ્રગટ કરેલા સામાન્ય પરવાના નંબર ૧માં નીચેના વધારે સુધારા ફરમાવે છે:

(૧) કલમ ૨ પેટા કલમ ક માં " કોપહાલ માર્ગ ગોરવા " પછી " અને કોઇ પણ સ્થળે લશ્કરી ફરમાનથી મોકલાવેલું તમામ કાપડ " ઉમેરવું.

(૨) કલમ ૧ના અપવાદ ૩ બદલે નીચેનો અપવાદ મૂકો:

" મુંબાઇ વધારા વિસ્તારના કોઈપણ સ્ટેશનથી મહેસાણાથી વઢવાણ ( બન્ને સ્થળો સુદ્ધાંત ) વચ્ચેનાં બી. બી. એન્ડ સી. આઈ રેલ્વેથી વઢવાણ વિભાગના કોઈ પણ સ્ટેશને તેમજ તારંગા હીલ મહેસાણા વિરમગામ વિભાગનાં યા તેની પશ્ચિમની ગાયકવાડ આફ બરોડા સ્ટેઇટ રેલ્વેના કોઇ પણ સ્ટેશન સુધી. "

# ૩

## સુતરાઉ કાપડ અને સુતર વ્યવહાર નિયમન ધારા : ૧૯૪૪

### ૧

### નં. ૩ ટી. એ. ૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૮ જૂન ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મધ્યસ્થ સરકાર સુતરાઉ કાપડ અને સુતર વ્યવહાર નિયમન ધારા : ૧૯૪૪માં નીચેના સુધારા ફરમાવે છે:

એ ધારાની કલમ ૨ પછી નીચેની કલમ ઉમેરવી:

૨ અ ટેક્સ્ટાઇલ કમીશ્નરે યા અમદાવાદ જીલ્લામાંથી રવાના થતા માલ માટે જીલ્લા કલેક્ટરે, આપેલા ખાસ પરવાના સિવાય કોઈ પણ વ્યક્તિ, બ્રિટીશ હિંદમાં આવેલા કોઈ પણ સ્થળથી જંજીરા, ખંભાત કે પશ્ચિમ હિંદ સ્ટેઇટસ એજન્સીના કોઇ પણ રાજ્યના, કોઈ પણ સ્થળે, કોઇ પણ પ્રકારનું કાપડ યા સુતર, જમીન માર્ગે કે દરિયા માર્ગે, મોકલી 'યા મોકલાવી શકશે નહિ.

### ૨

### નં. ૩ ટી. એ /૪૪ : ન્યુ દિલ્હી : તારીખ ૧ જુલાઈ ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મધ્યસ્થ સરકાર, સુતરાઉ કાપડ અને સુતર વ્યવહાર નિયથન ધારા : ૧૯૪૪માં નીચેના વધારે સુધારા ફરમાવે છે:

એ ધારામાં—

(૧) કલમ ૨ અ માં "જમીન માર્ગે યા દરિયા માર્ગે" બદલે "જમીન માર્ગે રેલ્વે માર્ગે યા દરિયા માર્ગે" મૂકવું.

(૨) કલમ ૭ પછી નીચેની કલમ ઉમેરવી.

૮ આ ધારા ભંગનો મુકરદ્દમો ચલાવતી કોર્ટ, બીજી કોઈ પણ સજા કરે તે ઉપરાંત, જે માલ માટે આ ધારા ભંગ થયો છે એવી તેને ખાત્રી થાય તે, જપ્ત કરશે.

# ૪

## સુતર લાયસન્સ ધારો : ૧૯૪૨

## સુધારા

### ૧

### નં. ૨૪(૩)/૭: મુંબાઈ: તારીખ ૧૭ જૂન ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મુંબાઈ સરકાર તારીખ ૩૧ જૂલાઈ ૧૯૪૨ ના જનરલ ડીપાર્ટમેન્ટની સરકારી જાહેરાત નં. ૨૪/૩ માં ફરમાવેલા ધારામાં નીચેનો સુધારો ફરમાવે છેઃ

એ ધારાની કલમ ૩ ને કલમ ૬ ગણવી અને એ રીતે ફરી અનુક્રમ આપેલી કલમ પહેલાં નીચેની નવી કલમો ઉમેરવી ;

૩ આ ધારા નીચે અપાયેલું દરેક લાયસન્સ, લાયસન્સમાં જણાવેલી મુદ્દત સુધી ચાલુ રહેશે પરંતુ એક વર્ષ સુધીના ગાળા માટે તે અવાર નવાર ફરી ચાલુ કરી શકાશે. આ લાયસન્સનું કે તેને ફરી ચાલુ કરાવવાનું લવાજમ રૂપિયા ૫ રહેશે.

૪ આ ધારા નીચે અપાયલું લાયસન્સ બગડી જાય, ખોવાઈ જાય યા નાશ પામે તો મુંબાઈ ઇલાકાના યાર્ન કમીશ્નર પોતાને યોગ્ય લાગે તેવી તપાસ કરી, એક રૂપિયો લવાજમ વસુલ કરી, ડુપ્લીકેટ લાયસન્સ આપશે.

૫ અગાઉ નોટીસ આપ્યા સિવાય તેમજ કોઈ પણ કારણ દર્શાવ્યા સિવાય, પ્રાંતીય સરકાર આ ધારા નીચે અપાયલું લાયસન્સ યા લાયસન્સનો વર્ગ મોકુફ રાખશે યા રદ કરશે. એવી રીતે લાયસન્સ મોકુફ રહેવાથી યા રદ થવાથી લાયસન્સ ધરાવનારને કોઇ પણ પ્રકારની નુકસાની મેળવવાનો હક રહેશે નહિ તેમજ તે માટે આપેલું કોઇ પણ લવાજમ પાછું મળશે નહિ.

## ૨

## નં. ૨૪/૩ : મુંબાઇ : તારીખ ૭ ઑગસ્ટ ૧૯૪૪

હિંદ સંરક્ષણ ધારા નિયમ ૮૧ પેટા નિયમ ૨ થી અપાયલી સત્તા અનુસાર, મુંબાઈ સરકાર, તારીખ ૩૧ જૂલાઇ ૧૯૪૨ ની સામાન્ય ખાતામાં સરકારી જાહેરાત નંબર ૨૪/૩ માં પ્રગટ થયેલા ધારામાં સુધારો ફરમાવે છે:

એ ધારામાં જ્યાં જ્યાં "મુંબાઈ ઇલાકાના યાર્ન કમીશ્નર" હોય તેને બદલે "પ્રાંતીય ટેકસ્ટાઇલ કન્ટ્રોલર : મુંબાઈ" મૂકવું.

---


PEKOE
ORANGE
O.K. TEA
HIGH GROWN



# હવે પછી



રમણીકલાલ દલાલ કૃત

## નવલકથા

જ્યોતિ રક્ષા

સોહિણી

અરવિંદ

## નાટકો

## નવલિકાઓ

## જીવનચરિત્રો

વગેરે

વ્યક્તિત્વ માટે...

# અંબિકા અને જગદીશ ફેબ્રીક્સ



વિશિષ્ટતા:-



- કોટીંગ
- શર્ટીંગ
- સાડીઓ
- ધોતીયાં
- વોયલ

અંબિકા મીલ્સ લી. અમદાવાદ

જગદીશ મીલ્સ લી. વડોદરા